પકડી ગયા બાળાઓ એકલી છે તેઓ એક તો શ્રીમંત અને તેમા કોઇ રક્ષક ન મળે માટે સાહેબ, અત્યારે તમારે આ શિપાઇઓને ત્યાં ધિંગામસ્તી કરતા બંધ કરવા જોઇએ, અને આખી મોટી રાત્રે તે મુસાફરખાનુ બંધ કરાવવુ જોઇએ, એ જ અમારી માગણી છે ”

સરદારજીએ ડોકુ ઉંચુ કર્યું અને મ્હોટેથી ખડખડ હસ્યો –“ વાહ, આ બાઓરોના પગમા બોલવાનું શરમ નથી આવતી? તેમને તો શૂળીએ ચડાવવા, ઝડપર લટકાવવા એ ફરમાન ભૂલી ગયા ?”

“ પણ અમે તો આ નિરાધાર બે બાળાઓ માટે કહીએ છીએ !” સુધોજી બોલી ઉઠયો તેનો અવાજ દબાવેલા ક્રોધથી ધ્રુજતો હતો

“ હ, ખરે જ આ બહાદુર શિપાઇઓની જરા નિર્દોષ રમત ગમતમા તમારે વચ્ચે શુ કરવા આવવુ જોઇએ ! બે જુવાન બાળા–સુન્દર બાળાઓ હે–તમારા અધિકારમાત્ર ગામમા જવને જ મળે છે–વાહ, ત્યા જઇ એક વખત તે મુગ્ધાઓના દર્શન કરવાની મ્હારી પણ ઇચ્છા થાય છે ”

તે ઉઠ્યો, શરીર મરડી બગાસુ ખાધુ સુધોજી ક્રોધથી લાલ લાલ થઈ ગયો તેની આખોમા ધિક્કાર–ક્રોધથી અગ્નિ વરસવા લાગ્યો તે ત્વરની રીતે તેના જોમમા ઉભો થયો દાંત કચકચાવ્યા સરદારજીએ તિરસ્કારથી તેના તરફ જોયુ, અને તેના ભણી આંગળી તિરસ્કારના હાસ્યથી પ્હોળા થયા તેણે ખભા સિંઝયા, અને મનમાં ને મનમા તે હસ્યો બીજી જ પળે સુધોજી ઉછળ્યો તેનાપર કુદવા જતો હતો ત્યાં શાન્તિથી આ સર્વ દેખાવ જોઇ રહેતા બાજીરાવે તેના ખભા જોરથી “હાં, હા!” શાન્ત શાન્ત!’ કહેતા પકડ્યા અને તેને અટકાવ્યો સુધોજીનો આ ઉભરો સરદારજીએ પણ જોયો, પણ તેથી જરા પણ તેણે ભયની લાગણી દેખાડી નહી તેની તિરસ્કારના હાસ્યવાળી મુદ્રા, તેમ તિરસ્કારવાળી આખો તેમની તેમ જ રહી તે હાલ્યા ચાલ્યા વિના તેના તરફ જોઇ રહ્યો બાજીએ સુધોજીને જોરથી તેની જગ્યાએ બેસાડ્યો નિઃશબ્દ આખો બીજો દયાર્દ્ર મુદ્રાથી પોતાના પુત્ર સામે અને સરદારજી સામે જોઇ રહ્યો હસતા સરદારજી બોલ્યો —

“ દોસ્ત, ત્યાગ ક્રોધથી કાંઇ વળશે નહી આજ સદીઓ થયા તમે આવાઓ દબાયેલા છો તમને અમારી સામે થવા કે આંગળી સુદ્ધા ચીંધવા શું અધિકાર છે? હા, આ બે બાળાઓને હુ આ મ્હારા શિપાઇઓની હેવાનીયતમાથી જરૂર બચાવતે–પણ હવે નહી જે પળથી તુ મ્હારી સામે થવા તૈયાર થયો તે પળથી મ્હારા વિચાર ફર્યા–ભલેએ તેવો જુલમ તેમનાપર ગુજરે, પણ હુ તે અટકાવીશ નહી સમજયા? આ તમારી ઉદ્ધતાઇનુ ફળ–સમજ્યા મહેરબાન! તમે અને ”

વચ્ચે સુધોજી ક્રોધથી ઉશ્કેરાઇ બોલી ઉઠયો –“આ તમને છાજતુ નથી તમે ઉચ્ચ કુળના મરાઠા વીર છો, અને આ બાળાઓ મરાઠાઓની પુત્રીઓ છે તેનુ તો કાંઈ અભિમાન રાખો!”

“ હ, તું મને શિક્ષણ આપનાર કોણ? હા, એ મરાઠાઓની પુત્રીઓ ખરી, પણ તે તુચ્છ–ખળનાખોરની એ સાથ–સમજ્યા મ્હોટુ સભાળીને બોલ તુ અને ત્હારો આ ભાઇ,–હા, તેની

સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો રૂ ૨–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ઉદ્ધતાઇ માટે પણ મ્હારે હજુ સમાચાર લેવા છે, તે વખત આને જોનારો–સભાળજો–શુ કરૂં! લાચાર! આ દેશમુખ સાહેબની શરમ આવે છે નહી તો આ ઉદ્ધતાઇનુ ફળ હમણા જ આપતે તેઓ બાદશાહની વફાદાર પ્રજા—શાહના માનિતા—તેમની જ શરમ મારે છે દેશમુખ સાહેબ, સુરબ્બી, આપ વફાદાર છો, શહાણા છો આ તમારા મેઉ ઉદ્ધત છોકરાઓને ફર્જ, વફાદારી, અને તેમના ઉપરીઓ તરફ માન ભરેલું વર્તન એનુ શિક્ષણ આપો—સમજાવો"

એટલું બોલી, દેશમુખને જરા મગરૂબીથી નમી બહાર ચાલતો થયો તેના જવા પછી આ ત્રણ જણ એક બીજા સામે જોઈ રહ્યા એટલામા નીચેનો રસ્તાનો મ્હોટો દરવાજો ઉઘાડવાનો અવાજ તેમને કાને આવ્યો, તથા સરદેશાઇના જીવાને ફરમાવતા કાઇ અસ્પષ્ટ શબ્દો કાને અથડાયા મુધોજી ઉઠ્યો માથાપર હાથ પછાડ્યો

"હા,–આ ચગડોળને જીવતા રહેવા દેવા એ પણ પાપ છે શુ ઈશ્વર આટલો બધો અન્યાયી થયો છે? આપણી સામે છેક જ આખો ફેરવી છે? પિતાજી પ્રણામ!" એમ કહેતો તેને કોઈ પણ અટકાવે તે પ્હેલાં તો તે ઓરડામાંથી બહાર વસારામધે નીકળી ગયો

"બાજી, બાજી! જા, બાપુ! જા–આ ઉદ્ધત છોકરાપર નજર રાખ, કાઈ આડુ અવળુ ન વેતરે!"

"ફીકર ન કરો!" એમ બોલતો બેદરકાર રીતે બાજી પોતાના ભાઇની પૂઠે ચાલતો થયો.

× * * * * *

મુસાફરખાનામા પગ મુકતા તે વખતે સરદેશાઇએ જોયલો દેખાવ, ત્રાસ આપનારો દેખાવ–હાય, તે વખતના સાધારણ બનતા આવા બનાવો પૈકી જ હતો સરદેશાઇ મરાઠો ખરો, પણ મુસલમાની દરબારમા ઉછરેલો મુસલમાનો જેવો જ થયો હતો ઐયાશીપણું, લુચ્ચાઈ, દારૂ, દામડોલતપણું, એ સાથે મગરૂબી અને વ્યભિચાર, એ સર્વે દુર્ગુણો તેની વીરશ્રીને કાટ લગાડતા હતા બાદશાહી ફરમાન સિપાઇઓના આવા આચરણોથી વિરૂદ્ધ હતું, એ સરદેશાઇ સારી રીતે જાણતો હતો છતાં અત્યારે આ દેશમુખ અને તેના પુત્રોનુ અપમાન કરવા આથી વધારે બીજુ કોઇ પણ સારૂ પગલુ ન હોતુ એમ ધારતો, આ કાર્યમા એ વધારે ઉત્સાહથી સામેલ થયો આ કાર્ય–એ નિરાધાર બાળાઓનો છળ–બળ દારૂથી મસ્ત થયલા ઝનુની ખાખના–શિપાઈઓ–વરૂઓના પંજામા એ બકરીઓ–તેમા સામેલ થવા માત્ર દેશમુખ અને તેના પુત્રોનુ અપમાન કરવાનો હેતુ એ જ લાગણીથી આ ક્રૂર સરદેશાઇ તે ખડમા દાખલ થયો

કરીમબક્ષ અને તેના બાર શિપાઇઓ–મુસલમાન શિપાઇઓ અત્યારે દારૂથી મસ્ત થઇ તૈયાર થયા હતા, તેમાના કેટલાક વચ્ચે ખાંકોપર ડોળા ખાતા બેઠા હતા, એકબીજાપર પડતા, વારૂણીના મદમા એલફેલ બોલતા, ભાગ્યા તુટ્યા ગાયનો–બીભત્સ ગાયનો ગાતા, આળોટતા હતા. કેટલાક હાથમા મદ્યના પ્યાલાઓ સાથે "પી, પી, જાન પીલે–" વગેરે બોલતા, તે બાળાઓની અસભ્ય મશ્કરી ઠઠ્ઠા કરતા અનેક ચાળાઓ કરતા ઉભા ડોળતા હતા બધા વધુ દારૂ લાવવા મ્હોટે મ્હોટેથી બૂમો પાડતા હતા

મુદ્રસા ૨ ૦–૧૨–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ.

"લાવ, લાવ, પ્યારી દારૂ લાવ! કયુ બે સુનતી નહી હે સાની? કયા ખડી હય!" કરીમબક્ષના આ શબ્દો લા દાખલ થતા સરફોઝને કાને પડ્યા.

તે બે સુંદર યુવાન લલનાઓ ધ્રુજતી તે લાંબા ખંડના એક ખૂણામાં ભરાતી ઉભી હતી. તેઓ એક બીજીને પકડી બેઉનું સામટુ જોર એક બીજાને મદદરૂપ થશે એમ ધારતી અકોચાઈ ઉભી હતી. આ બેઉ અબળાઓ સુંદર હતી. બેઉની ઉમ્મરમાં બે ત્રણ વર્ષનો ફેર હતો. તેમના ગૌરવર્ણ, ઘાટદાર ચ્હેરા, તેમની રાતી આંખો, અત્યારે તેમના પર લટકતા ભયંકર મૃત્યુથી પણ વધારે ભયંકર ભયથી જાગૃત થયલી દેખાતી હતી. તેઓ ધ્રુજતી હતી અને લાગ સાધી બાજુના દરવાજામાથી તીચેના ભોંયરામાં નાસી પણ ગઈ હોત, પણ પહેલેથી જ ત્યાં બે હેરાનો ચોકી કરતા બેઠા હતા. પોતાના સરદારને દરવાજામાંથી દાખલ થતા જોતા સૈનિકો એકદમ ચોંક્યા-ઉઠ્યા-સલામી કીધી. કરીમબક્ષની તો ધાધળ ઉડી, તે ઉઠ્યો—તેને પોતાની અને પોતાના શિપાઈઓની આ વર્તણુંક માટે સખત ઠપકો મળશે એવી ધાસ્તી લાગી-તે ઉઠ્યો-માંડ માંડ ઉભો ઉભો રહી શક્યો, તેના ટાંટીઆ ધ્રુજતા હતા. સરફોઝએ તે ઉપર લક્ષ્ય આપ્યું નહી અને પૂર્ણ ભયથી એક બીજાને બાઝી ઉભેલી ધ્રુજતી કંપતી બે બાળાઓને પોતાની પાસે આવવા ફરમાવ્યું.

---

પ્રકરણ ૧૬ મું
## અત્યાચારનું પરિણામ.
( કુંડળીઆ )

બ । ખ્ટોલ ન ક્રુસીય, ખુદા ખમેગા નાહી,
ઔર જુલમ નવ કીજીયે, મૃત્યુ લોકકી માહી,
મૃત્યુ લોકકી માહી, તુંજરકો તુર્ત દીખાવે,
જેતા કરે ગુમાન, સોટી નર ખત્તા ખાવે —દીન દરવેશ

---

નશા દૌલતકા બદ અતવા કો જીસ આન ચઢા,
સરપે શયતાનકે એક ઔર ભી શયતાન ચઢા

---

દુનિયામેં છન ફરેગ કે, લાખોંકી બેન ખેને
મહો દગા, સીતમસે, દીયે સર કરોડો રેને
લાખો કરાયે ખુન, ઉજારે હજાર મેવે
આખિર નતીજા પાયા, કે સનામેં ભી મુરત ઝલે,
ઔર કુછ ન હાથ આયા, મીલે ખાકમેં અકેલે

---

કીડો નર્કનો નર્કમાં, જન્મે ને મરી જાય,
તેમ વિષયનો ટેવડો, વિષયમાં ગોથા ખાય

---

"એ છોકરીઓ અહીં આવો દારૂ લાવો–મોજનુએ છે ઉત્તમમા ઉત્તમ દારૂ લાવો–મને એક એકાત ખડમા લઈ જાઓ " સરફોજીએ કઠોરતાથી હુકમ કર્યો

"સાહેબ, આપની સેવામા હાજર!" મ્હોટી છોકરીએ ડગમગતા ઉત્તર આપ્યો



કટાગ્નાગો હાથ—સ્વામિએ—પક સે ે ખજર ખનન। કર્યું—પત્રુ —પ્ર પ૭

"તારૂં નામ શુ?" "સાહેબ, ચદ્રી" "અને તારૂં?" "રમા, આપની દાસી, સાહેબ" એમ આ છોકરીઓએ એક બીજાને વળગતા એક પછી એકે કહ્યુ અત્યારે એ બિચારીઓ

મારી વીસ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસગ્રહ ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની

"ડ્રીમમક્ષ પેની પરી તમારા બધા માટે છે અને આ કોમનાગી રભા—આ નાજુક પરી મ્હારે માટે છે જુઓ, એક કલાકમા કોઇને અન્દર મોકલજો કે આ ચમકતી આખોવાળી રડાને મ્હારી પાસથી લઇ જાય, હું એ વખતે એનાથી કટાળી ગયો હોઇશ—પછી એ પણ તમારી છે" આ શબ્દો આ મનુષ્યમાથી રાક્ષસરૂપ બનતા હેવાન થયેલા વિષયાધ સરફોજીએ ઉચ્ચાર્યા અને બધાઓએ તાળીયો વગાડી મ્હોટેથી હાસ્ય કર્યું ગરીબ બિચારી આ બીની બનેની રભા તો ઉમરાપર પડતી પડતી રહી ગઇ તેની આખોમાથી મોટા મોટા અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યા સરફોજીએ તેનાપર હાથ નાખ્યો, અને તેને અરધી ઘસડતો, અરધી ઉપાડતો અન્દરના ખડમા ધસડી ગયો તે ધ્રુજતી ઉભી, સરફોજીએ ક્રૂરતાથી તેના ગાલપર અને કાનપર ચીમટી તાણી 'અહાહા, માલનની ઘોડીને લાયકનો જ આ ઓરડો છે ને!" એ શબ્દો ઉચ્ચારી ખડમા ચોપાસ નજર નાખી, હસ્યો "ત્હારા બડખોર બાપે, ઉપરીઓ તરફ કેમ માનથી વર્તવુ, તેમની કેવી આગતાસ્વાગતા કરવી એ શીખવ્યુ છે કે નહી ?"

પોતાના આસુઓ ખાળવા પ્રયત્ન કરતી રભા બોલી—" સાહેબ, આ ગરીબ દીન બાળાપર દયા કરો હું આપને પ્રણામ કરૂ છુ છેડો પાથરી પગે પડુ છુ "

" હા, હવે બરાબર " એમ બોલતો, દરવાજો બધ કરતો, તેને ધકકો મારતો ઓરડા વચ્ચે પડેલા પાટીવાળા ખાટલાપર લાબો થઇ બેસતો બોલ્યો—"આવ રભા, આવ દિલારામ, મ્હારા ખોળામાં બેસ ગભરા નહી જો, સારી રીતે મને ચુમ્બન કરશે, આનદથી ચુમીઓ લેશે અને મને તું ગમશે તો તને મ્હારી પ્રિયતમા બનાવી શકીશ ગભરા નહી આવ પ્યારી રભા, આવ! મારા ડર મત!" એમ કહી વિષયાંધે વિષયવાસનાથી પોતાના હાથ લબાવ્યા રભા, ગરીબ ગાય જેવી રભાના પગ થરથરતા બધ ન થયા તેના અગનો કપ વધ્યો—પાછે પગે ખૂણા તરફ હઠવા લાગી, અને ખૂણામા ડરેલ બીકણ હરણી પેઠે ભરાઇ—ધ્રુજવા લાગી. તે નિરાધાર લાચાર બાળાને વિચાર કરવાનુ પણ ભાન રહ્યુ ન હોતું તે મ્હો વકાસીને દુષ્ટ તરફ ફાટેલે નેત્રે જોઇ રહી "માશુક, ડર મત ઇધર આ! રભા, સાભળે છે કે નહી ?" એમ ત્રીજી વખત ડરાવનારા હુકમ કરનારા શબ્દો, કઠોર શબ્દો તેના ધ્રુજતા કાને પડયા પણ અતિ ભયમા પડેલી રભા તો ત્યાથી ખસી નહી

છેડાતો "કેમ આવતી નથી કે ? જો હમણા તમાશો દેખાડુ છુ!" એવા શબ્દો ઉચ્ચારતો ઉઠ્યો, તેનાપર ધસ્યો તે ગરીબ બીચારી બાળા ગુભરાયે પડી—"ઓ ઇશ્વર, મ્હારૂ રક્ષણ કરો! અરે, કોઇ આવો, આવો બચાવો!" એવી રાડ પાડી તેના ઉત્તરમા બહારથી મ્હોટેથી હાસ્યનો પ્રતિધ્વાન થયો

'કોણ ત્હારા બાપ આવશે ? કોની મગદૂર છે કે અહીં અત્યારે આવે!" એમ બોલી દુષ્ટે તેણે પ્રાર્થના કરતા જોડેલા બે કોમળ હાથો જોરથી પોતાના હાથમાં પકડ્યા અને તેને જોરથી ખેંચતો ખાટલાપાસ ઘસડી લાવ્યો, અને રભા તેનાથી છુટી થવા હાથ છુટતા જ તેના પગ પાસે તે ફસડાઇ પડી તેને લાત મારતો ક્રૂરતાથી તે દુષ્ટ નરાધમ હસ્યો

"કેમ તાબે થવુ છે કે નહી? રંભા, જા, નીકળ, તું મને જોઈતી નથી જા, બહાર ત્હારા ભોક્તાઓ ત્હારી રાહ જુવે છે મ્હારા સિપાઈઓ જ ત્હારે લાયક છે કંગાલ, ત્હારા નસિબમા મ્હારા જેવા માતંગ સરદાર ક્યાંથી? તું અને ત્હારી બ્હેન મ્હારા વીરોનુ આજે ભક્ષ્ય છો તેમને ખૂબ આનંદ આપો જા-નાદાન જા હું નથી જોઈતો તો તેઓ તો જોઈએ છે ના? જા" એમ કહી ક્રૂરતાથી હસતા તેના શરીરપર જોરથી બીજી રપન લાત મારી ચીચીયારી પાડતી નિરાધાર અબળા ઉભી થઈ, ભયથી તે ભાન વગરની થઈ હોય એમ લાગ્યુ તે આવા નરાધમ પિશાચની પોતાના તેજથી-સત્તાથી સામે થનાર મોહ વીર બાળા જેવી ન હોતી તે સાધારણ વર્ગની નિર્દોષપણે ઉછરેલી બાળા હતી તેને આ દુનિયા દીનો કોઈપણ અનુભવ થયો ન હોતો તે બિચારીનો એક આધાર તેના અશ્રુ હતા, પોતાપર જુલ્મી રહેના ભયથી પોતાનુ રક્ષણ કરનાર બખ્તર તેનુ નિરાધારપણુ-તેની ઈશ્વર પ્રત્યેની મુંગી પ્રાર્થના એ જ હતુ આ નરપિશાચમા તેથી અનુમાન પણ લાગણી કે ભ્યા આવી નહી તે બિચારી અશ્રુ ઢાળતી ઉભી હતી અને તે પિશાચ હસતો હતો તે પ્રાર્થના કરતી હતી અને તે તેની સામે તિરસ્કારથી જોઈ રહ્યો હતો તેણે મ્હોટેથી તે છોકરીને મુંગી રહેવા પોતાની બાથમા આવવા કહ્યુ, અને અંતે તેને સિપાઈઓને સોંપી દેવા ધમકી પણ આપી પણ તે બાળા તો ત્યાંથી એક ડગલુ પણ હઠી નહી, તેમ તેના ચક્ષુમાંથી ખળતાં અશ્રુ પણ અટક્યા નહી "પહેરેગીર!" બરાડી બુમ પાડી પણ ઉત્તર ન મળ્યો આપોઆપ તો તે દરવાજાપાસે ગયો, દરવાજે ખોલે છે ત્યા બહારથી કોઈએ જોરથી ધક્કો મારો અને તે પડતા પડતા બચ્યો, અને આ અંદર ઘુસનાર તરફ ક્રોધથી જોયુ "કેમ રે, કોણ છે રે! અત્યારે ?"

પણ વધારે શબ્દો તેના મુખમાં જ અટક્યા-ક્રોધની મુદ્રાને સ્થળે ભય-ઓચિંતા આવેલ ભયની છાયા મુદ્રાપર પથરાઈ તે અંદર આવનની ઉંચી મ્હોટી આકૃતિ તરફ જોઈ રહ્યો તે આકૃતિ લાંબા ઝભામાં વિંટળાયેલી લાંબી દાઢી, માથે મ્હોટી જટાવાળી ઉગ્ર હતી, તેના ચક્ષુમા ખુન વરસી રહ્યુ હતુ તે અંદર આવી એક પગભર દરવાજા પાસે ઉભો-ધ્રુજતી આશ્ચર્યથી તેના તરફ જોઈ રહેલી બાળાને હાથથી ઈશારા કરી પોતાની પાસે બોલાવી તે અબળા પળમાત્રમા તો ત્યા આવી પહોંચી "ચાલી કયા છે? રંભા, હિમ્મત રાખ-,' ધ્રુજતી હજુ ભયથી કંપતી તે બાળા બોલી —"નીચે ભોંયરામા-" "ઠીક છે, તુ આ બહારના ખંડમા ન જતાં બીજે માર્ગ રસ્તે નીચે જવાય એમ છે?" "હા," "ત્યારે - દોડ-હવે જરા પણ વખત ન ગુમાવતા પાછલે રસ્તે બહાર નીકળી જાઓ. બહાર મ્હારો માણસ છે તે તમને તમારી કોઈને ત્યા ભોંયરમા સહીસલામત પહોંચાડી દેશે એક પળ પણ વિલંબ ન કરતી" એમ કહી તેણે તે છોકરીને બહાર કાઢી દરવાજો બંધ કર્યો

સરફરાઝ આખો બનતો આ બનાવ જોઈ રહ્યો હતો બકરીપર શેર થયનો વીર અત્યારે ધ્રુજતો હતો આ સાધુ તેજ કે જેનાથી બિજાપૂરના મ્હોટા મ્હોટા સરદારો ધ્રુજતા હતા

અભિજ્ઞાન શાકુન્તલ (રા. ઝવેરીનાનકૃત) રૂ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તે, તે-નરહરસ્વામિ-તે જ મેતાન-આ તે જાણી ગયો, અને તેથી તેના હૃદયમાં ડર વ્યાપ્યો પણ તરત પોતાની બહાદુરી વીરથીને આ ભય-કપ લજાવનારૂં હતુ તે ધ્યાન આવતા હિમ્મત આવી સામો માણસ હથીયાર વગરનો હતો પોતાની તરવાર ખાટલાપર પડી હતી, પણ કમ્મરે કટાર હતી, તે ખેચી-'કોણ? કેમ આવ્યો?" 'ત્હારો કાળ, કુનાગાર! સ્ત્રીઓપર બળ અજમાવનાર, મરાઠાઓનું નામ બોળનાર, કમાળ કૃતઘ, ઇશ્વર સ્મરી લે-આજ ત્હારૂં મોત પોકારી રહ્યુ છે"

"કોનુ મોત તે હમણાં જ જણાશે ચડાળ, બડખોર સાધુડા તને જ હું શોધુ છુ" એમ બોલતો છલાગ મારી સ્વામિપર કુદ્યો-ધસ્યો સ્વામિ તેને માટે તૈયાર જ હતો તેને મારવા સરફોજીએ ઉંચો કરેલો કટારવાળો હાથ ત્યાનો ત્યા જ સ્વામિએ કાડાપરથી એવા જોરથી પકડ્યો કે સરફોજીના આગળા છૂટા થઇ મુઠીમાથી ખજર ખનનન કરતું નીચે ગયે પડ્યુ, અને તે, ક્રોધ અને દુ ખથી બરાડ્યો બેઉ હવે એકમેકને બાઝી પડ્યા એક બીજાના મ્હોડાપર, ગળા પર, છાતીપર પ્રહારો કરવા લાગ્યા સ્વામિ સભાળીને શાતિથી શત્રુના ઘા ઝીલતો લડતો હતો, અને ક્રોધના આવેશમા અધ થયેલો સરફોજી તેનાપર જોરથી તુટી પડતો હતો, પણ તેથી તે થોડા વખતમા થાક્યો અને સ્વામિએ જોરથી તેના ગળામા પોતાના હાથ નાખતા તેને નીચે પાડ્યો સરફોજીને લાગ્યુ કે હવે તેનુ આવી ભરાયુ હતુ પોતાના જ જાતભાઇઓ-પર ગુજરતા જુલમોમા પોતે જ ભાગ લીધો ખૂનોથી હાથ ખરડ્યા, અને અત્યાચારો કર્યા, બલાત્કારો કર્યા, ત્રાસ ફેલાવ્યો, કઇકના ઘરો ભાગ્યા, ઘોર કર્મો કર્યાં તે સર્વનો અત્યારે બદલો લેવાનો હતો તે દશ્યો ઉતાવળે તેની નજર સામે ખડા થયાં તેના શરીરમાથી તેના પ્રાણ દબાઇને ખેચાતા હતા તેના અવયવો સખત અને નિર્બળ બનતા લાગ્યા, તેની આખે અધારા આવવા લાગ્યા મદદ માટે બુમ પાડવા લાગ્યો, પણ અવાજ ગરગર કરતો ગળામા જ અટક્યો લાગ્યો માત્ર પોતાના મ્હેરાપર ભયાનક લાબી દાઢીવાળી-રક્ત નેત્રોવાળી મુદ્રા દેખાઇ-'મને જવા દે, ચડાળ નહી તો આનુ વિપરીત પરિણામ આવશે" ગળાપરનો દાબ જરા કમી થયેલો લાગતા તે મહા શ્રમે દમ લેતો ધીમે સ્વરે બોલ્યો

"દુષ્ટ ચડાળ, તુ જ તેના ફળ નકમા ભોગવીશ આ બે નિરાધાર બાળાઓનો છળ-ચડાળ તેનો આ બદલો છે, ત્હારા એ અપકૃત્યની આ શિક્ષા છે"

"હા, તે બાળાઓ હજુ વધુ દુ ખ ભોગવશે કયા જશે?" તે શ્રાપકાથી અવાજે બોલ્યો-'અને તેના સગાવહાલા, તમે બધા અરે, આ આખુ ગામ આ ખૂની, સેતાન, તને આશ્રયો આપવા માટેના કડવા ફળ ચાખશે"

'ચૂપ, તે તો ચાખતા ચાખશે પણ તુ-આ પવિત્ર ભૂમિને અપવિત્ર કરનાર કુનાગાર અત્યારે તુ તો લેતો જા ત્હારા કૃત્યોની શિક્ષા ભોગવવા ત્યા પણ ત્હારે માટે નર્ક તૈયાર છે"

હવે આ સરફોજીને એકનિમિશ માત્રમા તેના હાથ પોતાના ગળાપર દબાતા લાગ્યા-તેવામા રક્ષણ માટે સાધન સુઝ્યુ-પડેલુ ખજર તેના પડખામા જ પડ્યુ હતું-તે પર તેનો

જમણો હાથ અથડાયો ને તે ચેત્યો—નગ્ન સ્વામિનુ લક્ષ્ય તેપર ન હોતુ આખનો પલકારા માત્રે, તેણે પૂર જોરથી પોતાના જોરાવર શત્રુપર તેનો ઘા કર્યો, અને તેના ડાબા હાથપર ઉંડો જખમ કર્યો ખંજર છેક હાથના હાડકા સુધી ઘુસ્યુ, અને કાંડાથી કોણી સુધીની ચામડી અને સ્નાયુ ચીરી નાખ્યો આ ફટકો લગાવ્યો ત્યા તે જાણતો હતો કે ઘણુ મોડુ થયુ હતું તે ફટકો પુન મારવાની તેનામા શકિત રહી ન હોતી બીજી પળે તેના ગળાની આસપાસ ઘણા જોરથી આગળા દગાબ-દયા માટે, મદદ માટે બુમ પાડી શકયો નહી ગળામા ગરગર કરતો કાંઇ અવાજ નીકળ્યો અને સર્વ ભાન તેણે તજી ગયુ

* * * * * *

બહાર શુ બન્યુ તે તરફ આપણે લક્ષ આપીશુ બહાર ના ખંડમા સિપાઈઓ ચંદ્રીની રાહ જોતા બેઠા હતા ચંદ્રી પરી—પ્યારી—દીલજાની વગેરે શબ્દો અને બીજા અશ્લીલ શબ્દો પોકારી તેને બોલાવતા હતા વાટ જોઇ કંટાળ્યા—ચંદ્રી ઉપર આવી નહી તેને કોઈ નીચે જઇ લઇ આવે એમ હતું પણ નીચે મોકલવો કોને—નીચે જવાની મ્હોટી હતી—એક તો વારૂણી અને બીજી તરૂણી—જે જાય તે ત્યા જ રહે—અને બીજા અહીં રાહ જોતા ના ખાતા રહે—અંતે હતું કરીમબક્ષે કહ્યુ—'પહેલા હું જાઉં છુ અને પછી વારા ફરતી તમારે એક પછી એક આવવું'—એમ કહેતા ચાર સિપાઇઓ લઈ કરીમબક્ષ સાહેબ દમામથી નીચે ઉતર્યા 'ચંદ્રી—પ્યારી, પરીજાન' કરી પોકારતા ખોંખારો મારતા ભોંયરામા દાખલ થયા—તો ત્યા કોઇ ન મળે પંખી ઉડી ગયુ હતુ, પિંજરૂં ખાલી હતું જમાદાર સાહેબ અને આ ચારે શિપાઇઓ મ્હો વકાસી એક બીજા સામે જોઇ રહ્યા સામે બારી ખુલ્લી હતી તે વાટે ઉપર જવાનો માર્ગ હતો તે વાટે તે ગઇ હશે ધારી તેઓ ચઢ્યા, અને મુસાફરખાનાની પછીતના ભાગપર આવી પહોચ્યા—ત્યાં ઓચિંતા કોઇએ તેમનાપર હલ્લો કર્યો, જોત જોતામા તો તેમને નીચે તોડી પાડી તેમના મ્હોમાં ડુચા દઇ ચતુરભુજ કર્યાં અને આ આભા બનેલા ખાનસાહેબો જુવે છે તો છ સાત બુરખાવાળાઓ પોતાના પર ગલસો પેઠે ઉભા છે

અહીં બહારના ખંડમાં બાકીના સિપાઇઓ જમાદાર સાહેબની રાહ જોતા હતા દારૂના ઘેનમા મસ્ત હતા—તેમની પણ એ જ દશા થઇ બુરખાવાળાઓના તેઓ કેદી બન્યા આ બુરખાવાળાઓનો ઉપરી એક ઉંચો સાધુ હતો તે અંદરના ખંડમા ગયો હતો થોડીવારે તે બહાર આવ્યો અને તેમનાપર તિરસ્કારયુક્ત નજર ફેરવી પોતાના સાથીઓને આ ગાફેલ બેહોશ જેવા શિપાઈઓને છોડવા ફરમાવી પાસે પડેલા એક શિપાઇના માથાપર ટપલો મારી ગંભીર અવાજે કહ્યું —

" જાઓ કુત્તાઓ—આમ જ તમારા માલેકનુ અન્ન ખઇ પ્હોરો ભરો છો કે ! જાઓ, અંદર તમારો સરદાર મુવેલો પડ્યો છે, જાઓ ! " એમ કહી સત્વર બહાર નીકળી ગયો સિપાઇઓ ગભરાતા ડરતા ખુણામા ભરાયા અને સાધુમહારાજ પાછળ આ બુરખાવાળા બહાર નીકળી ચાલતા થયા

---

ઉર્મિમાળા રૂ ૦-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઇ

# સમાલોચક

પુસ્તક ૨૫ મુ, ]　　ફેબ્રુઆરી, ઈ. સ. ૧૯૨૦　　[ અંક ૨.


## અંત્યજોદ્ધાર.


લેખક—રા. ઠાકોર.


ઉત્સવ છે, ઉત્સવ છે,
મહાજનો !
એ કોણી કોણી અન્ત્યજ ભાઈના
ઉદ્ધારનો ! આનંદો
ઉજવો આવા અનેક ઉત્સવો
પ્રત્યેક ગામના
આંગણે આંગણે !
શું છે આ ?
પ્રકાશના પૂરમાં ક્યાંથી આ
અંધકારના ઓળાઓ ?
ઉન્નતિના ઉષા રવિને કોણે
ગ્રહ્યો વારૂ ?
ક્યાંથી જાગ્યો એ અમારા
ભાવિ ઉત્કર્ષનો ગ્રહરિપુ ?
કાં આર્ય સંતાનોને ન્યાયની ભિક્ષા
યાચનામાં એ નથી મળતી ?
ધ્રુજતા હતા ને, અમારા વીરોના
ન્યાયના ટંકારે વિશ્વના ગ્રહો,
નહોતો પ્રબોધ્યો પેલા
નૈષ્ઠિક બ્રહ્મચારી કૃષ્ણ ચંદ્રે
વિશ્વની સમાનતાનો મહા બોધ,
તો પછી શાને આ


કાલિદાસ શાકુન્તલ (સ્વ ઝવેરીલાલકૃત) રૂ ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ
૫

હૃદયભેદક ભણકાર !
મહાજલ મથને ઉત્પન્ન વિષ જેવા
" અડશો મા અભડાઇએ ના "
શુ રીણભાગ્ય આ કોટી કોટી સહોદરો ?
ભૂચર જળચર ખેચરથી એ,
આ મનુકુલના સતાનો,
વશજ કો રાજબીજના,
મહા વિસ્તીર્ણ કાળ જુની
આર્યપ્રજાની શાખા
તે જ અસ્પૃશ્ય ?
નથી નથી સમજાતુ એ જ્ઞાન
તર્ક યુક્તિ કે ભાવનાથી એ
તેમનેય છે આત્માની વેન,
તેમનેય છે પુછવુ અને કહેવુ
એ આત્મા જગત તાત પ્રભુએ આપેલો
પ્રગટે છે તેમનેય હૈડે આશાના હુતાશ,
ન કરમાવ તેને
ઓ કાળ જુની સનાતન મહા પ્રજા !
ફુકી દે તુજ આત્મના
મહા ચૈતન્યની ફુક
આ કોટી કોટી પ્રજળતા આત્મહુતાશમાં
સિંચ ! આ કરમાતી વિસ્તીર્ણ
આત્મવેલને પ્રીતિસુધાનુ પાન !
બન્ધો ! ફુલન અને ફાલવ !
એ જ આપણા આર્યોનો આદર્શ
શુ દેશો ભૂદેવો ! વિદ્યાદાન કોને ?
આ કોટી કોટી માનવો
જ્ઞાન વિના ટળવળે છે
ક્ષત્રિઓ કોને રક્ષશો ?
આ કોટી માનવો અહીં બેહાલ છે !
વૈશ્યો શુ કરશો ? વેપાર ? શી રીતે ?
એક, બે, ત્રણ નહિ !

કમલકુમાર રૂ ૦—૮—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

કોટી કોટી અસ્પૃશ્ય છે!
શિરમણી તપસ્વીઓનો,
તે તેજસ્વન્તો રામાયણ રચયિતા,
આદ્ય કવિ વાલ્મિક
સાક્ષી સીતાનો સ્નેહ પિતા,
લખાયું છે કે હતો શૂદ્ર
અને મહા ભારતનો જન્મદાતા
ગીતાનો પ્રકાશક મહામુનિ વ્યાસ
શૂદ્રપુત્રીથી જન્મ્યો હતો
જ્વલંત, તેજવંત હતું ભારતનું
ઉજળું રત્ન યુગન,
તે ગીતાવર રામ અને લક્ષ્મણ
તેમણે ગ્રહ્યા હતા પ્રકારો
વીરના વિજયોની ખાણ
વેશ્યાપુત્ર વસિષ્ઠથી
આજે શાથી તિરસ્કારાય છે?
આ કોટી કોટી સનાતન ધર્મના
તુલસીપૂજક સન્તાનો?
અદૃશ્ય દિને ધણધણતા
ગગન મંડળ વિરમ્યા અને
વી તીરે છાયેના સૂર્ય પ્રકાશ
પ્રલયનો જુવાળ શમ્યા પછી
ક્રૂર વિજેતાએ આરંભ્યો
ક્ષત્રિયોચિત રાજસૂય યજ્ઞ
ત્યારે પકવ્યા હતા ભૂદેવોને વાસ્તે
શૂદ્રોએ પકવાન!
એકદા ભગવાન રામે
શૂદ્રી શબરીનાં આરોગ્યાં
અજૂઠ બોર?
ને વૈષ્ણવોના મુગટમણિ
યદુનાથના લાડિલા
ગુજરાતના આદ્ય કવિ નરસિંહ મહેતાએ

સ્વીકાર્યા હતા એકદા નિમંત્રણ,
પ્રભુ ભકત શૂદ્રના
નથી નથી એ મહાજનો !
પ્રીતિમા સ્પર્શાસ્પર્શને સ્થાન
બ્રહ્મપુત્ર કૌશિકે સેવ્યા હતા જ્ઞાનપાઠ
મિથિલાના શૂદ્રથી
નાતિએ કે દેશ વાસીઓએ
ન કર્યો તિરસ્કાર
તે સત્યવીર સૂર્યવંશી હરિશ્ચન્દ્રનો
એનો'તો એકદા શૂદ્રને
પ્રજાજન ! તેના કીર્તિદીપે તો
ભારત ઉજળો છે
આતિથ્ય કારણે એકદા
કર્યું કસાઇ-શૂદ્રનુ કર્મ
વૈશ્યરત્ન સગાળશાએ
એકાકી અતિથિ કારણે
આજે તો મરે છે ક્ષુધાથી અને
જ્ઞાનતૃષાથી કોટી સહોદર !
ઓ ભારતી સજ્જનો !
સંભળાય છે વિશ્વ વાણી
' ઇસ હાથ દે ઉસ હાથ લે ' .
હમે છે તે ન્યાય તુલાની દિવ્ય શકિત,
આત્મ સામ્રાજ્ય પામેની,
તમ સમાન હકની યાચનાથી
શું લેશો ? ભારતીઓ, શું લેશો ?
વાવ્યા નથી, લણશો શું ?
દીવા નથી, માગશો શું !
એ ઉન્નતિનો તારેન્દ્ર,
ન અર્પે મર્ત્ય હસ્ત,
માગ્યા તો મૌતિકે અલુહ હો !
માગ્યા ન મળે એ માન
એ તો પ્રકાશ આત્મયજ્ઞના,

મનોરંજક વાર્તાવલિ. રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

જનનત જ્વાના સ્વાર્પણના દૂતાશની.
ભડકા છે એ તો આદરાયના,
અઘોર તપના
સમાન નથી પામતું કોયે ભિક્ષામા
સિહણ પય ન ઠરે મૃત્તિકા પાત્રે
એને તો જરૂર કનક તાસકોની
હિન્દે સ્તનપાન કરાવ્યા છે,
બ્રહ્મનિષ્ઠ ભૂદેવોને,
જનનત રાજવીજને,
નીતિ નિપુણ વશ્યવીરોને
ને સેવાનિષ્ઠ શૂદ્રોને
એ તો સહુ કોઈ અનાનો છે,
એક જ જનનીના જાયા
ન સાંખે માતા નિજ જાયાના
અપમાન, સહોદરથી એ
સ્વાભવત્ ભૂતમા
નીન, શાંત, ગભીર,
જનથી શી મહા પ્રજા આર્ય,
ત્યારે ધ્રૂજ્યા તા પૃથ્વીના કિનારા,
ને પાતળ તળ,
રોપ્યા'તા વિજય ધ્વજા સુવર્ણ સ્તભ,
મહા કાય ગિરિરાજની ચતુર્વર્ણે,
મધ્યાહ્ન ભાનુ તપતો,
ત્યારે ભારતના ભાવિનો,
કીર્તિ પતાકા ફરફરતી,
હમારી વિશ્વ ઉપર,
ને તેને ગાયકે રમ્યા હતા,
ગ્રીસ ને મીસરના તત્ત્વજ્ઞાની
શકર, કૃષ્ણ ને બુદ્ધ,
સમરાજ હતા આ સુભાગી દેશના
આ દેશે જન્મ્યા હતા,
ચચ્ચાર તો પુણ્યશ્લોક

બનવત, હનુમન ને ભડવીર ભીમ,
એ ઝગ ઝગતા તારલા,
આંહી ઉગીને આથમ્યા,
આંહીથી જ વહેતા ઝરણે,
ઇસુ જેવા યોગીની જ્ઞાનતૃષા છીપી,
પણ ખુટી એ અનઘો ખુટી
સ્વાર્પણના પુણ્ય પુરા થયા
ન જાણે શાથી આત્માના પ્રકાશ
પાતળા બન્યા !
દુઃખી થઈ ઉદય ઉપા,
તપતા મધ્યાહ્ન આથમ્યા,
ને રજની આવી,
અમાસના અંધકાર જેવી,
પાપીના પાપથી,
ગત દીપે જન્મતા ધુમ્રથી,
ઉદય પછી અસ્તનો ફેરો,
આત્મવત્ ભૂતેષુનો મંત્ર
પુરો થયો ને વિસરાયો
અમીમ જલધીશી આર્ય પ્રજા,
પનરાઇને બની,
ખીમાડાના સરવરીઆશી !
જે ગ્રીષ્મે સુકાય !
વર્ષાયે ઉભરાય !
ભારતવાસીઓ કેમ ઉડશો ઊંચે
પાંખ વિના સહોદરને લઈ ?
મહાક્રાંતિ ફ્રાન્સની
ને ઉત્ક્રાંતિ રૂશની
એના મૂળ અન્યાયે ભાળશો
અને આવે છે કોડી કોડી
નિર્દોષ, શિક્ષિત
નથી આ પરમાણુ સરીખડા તણખો,
છે એ તો નિબીડ વનની,

ગો વીસ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસંગ્રહ.) રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તરૂ શાખાએ ધ્રુપેનો દાવાનળ,
જાણે ભૂગર્ભમા લપાએનો,
મહા જ્વાનામય જ્વાનામુખી
વા મેઘમા સતાતી પ્રનયી વિદ્યુત,
નથી આ નિર્વાણ થતા
દીપકની શ્યામ ધુમ્રરેખા,
એ તો ધરાતનથી ધુવનાતો,
સહસ્રમુખી અગ્નિ છે,
ધર્મના એ વિનાસ ન હોય મહાજનો!
આ તો આ ર્તા લાગે છે
ધર્મમાથે શોખ
શોખને અતે સંધ્યા
એ તો કાળજીનુ સત્ય છે
પ્રશ્ન આ છે।
અધોગતિ શીજે આ?
પણ કોણે સાભળ્યુ
આદ્ય શક્તિનુ મહાવાક્ય?
નથી નથી એ કશુ એ
ઓ ગયો એ તો સ્વકર્મનો,
ફાન ફાલ્યો વાવેના બીજનો,
નો'તી ઉગી બ્રહ્મર્ષિઓના સિદ્ધિ કાનમાટે
ઉત્કૃષ્ટ ક્ષેત્ર અને અમૃત સિંચનેય
કટક બીજે આમ્રમજરી
તે ન ઊગે ભિન્નતામા
મહા પ્રજાનો મહા ઉદય
ગત કાળે એ નિશ્ચિતે કર્યુ
વર્તમાને એ જ અચળ છે
ભાવિ પણ સિદ્ધ કરશે
આ પરમ સત
જાનુ શ્રુતિ કવન ઐશ્વર્ય,
અતરૈય મહીદાસ
ને સત્યવકના સત્ય કામ જાબાલ

બળવંત, હનુમન ને બહાદીર ભીમ,
એ ઝગ ઝગતા તારના,
આંખી ફુગીને આથમ્યા,
આહીથી જ વહેતા ઝરણો,
ઇન્દુ જેવા યોગીની જ્ઞાનતૃષા છીપી,
પણ ખુટી એ અનધો ખુટી
સ્વાર્પણના પુણ્ય પુરા થયા
ન જાણે ક્યાંથી આત્માના પ્રમાદ
પાનળા બન્યા !
ટુમી થઈ ઉદય ઉષા,
તપતા મધ્યાહ્ન આથમ્યા,
ને રજની આવી,
અમાસના અંધકાર જેવી,
પાપીના પાપથી,
ગત દીપે જન્મતા ધુમ્રથી
ઉદય પછી અસ્તનો ફેરો,
આત્મવત્ ભૂતેષુનો મંત્ર
પુરો થયો ને વિસરાયો
અગીમ જલધીથી આર્ય પ્રજા,
પનટાઇને બની,
સીમાડાના સરવરીઆની !
જે ગ્રીષ્મે સુકાય !
વર્ષાયે ઉભરાય !
ભારતવાસીઓ કેમ ઉડશો ઊંચે
પાંખ વિના સ્ટેહરને લઈ[?]
મહાક્રાંતિ ફ્રાન્સની
ને ઉત્ક્રાંતિ રૂશની
એના મૂળ અન્યાયે ભાળશો
અને આંયે છે કોટી કોટી
નિર્દોષ, શિક્ષિત
નથી આ પરમાણુ સરીખડો તણખો,
છે એ તો નિબીડ વનની,

[?] વીસ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસંગ્રહ ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તરૂ શાખાએ છુપેનો દાવાનળ,
જાણે ભૂગર્ભમા લપાએનો,
મહા જ્વાલામય જ્વાલામુખી
વા મેઘમા સનાતી પ્રલયી વિદ્યુત,
નથી આ નિર્વાણ થતા
દીપકની શ્યામ ધુમ્રરેખા,
એ તો ધરાતળથી ધુધવાતો,
સહસ્રમુખી અગ્નિ છે,
ધમના એ વિશ્વાસ ન હોય મહાજનો!
આ તો આદર્શ લાગે કે
ધર્મમાર્ગે ગોખ
ગોખને અતે અધ્યા
એ તો કાળજીનુ સત્ય છે
પ્રશ્ન આ છે!
અધોગતિ ગેણે આ?
પણ કોણે સાભળ્યુ
આદ્ય શક્તિનુ મહાવાક્ય?
નથી નથી એ કશુ એ
ઓઠાયો એ તો સ્વકર્મનો,
ફાલ ફાલ્યો વાવેલાં બીજાનો,
નો'તી ઉગી ભાવનાઓના સિદ્ધિ કાનમારે
ઉત્કૃષ્ટ ક્ષેત્રે અને અમૃત સિંચનેય
કટક બીજે આમ્રમજરી
તે ન ઉગે ભિતામા
મહા પ્રજાનો મહા ઉદય
ગત કાળે એ નિશ્ચિતે કર્યું.
વર્તમાને એ જ અગળ છે
ભાવિ પણ સિદ્ધ કરશે
આ પરમ સૂત્ર
જાનુ શ્રુતિ કવત ઐશ્રુષ્ય
અતરેય મહીદાસ
ને સત્યવકના સત્ય કામ જમાન

આચાર્ય મણિ અદ્વૈત સ્થાપક
શંકરનેય બોધ્યા ત્રિપુરારિએ
ચાંડાળ વેશે
હિંદો-હિંદીઓનો
અમાવાસ્યામાં ઝગમગતા પ્રકાશ તારલા
ગૌરાંગ-રામમોહન, કેશવ ને દેવેન્દ્રે,
આચમન કરાવ્યાં છે ગંગાજળનાં
આ પ્રાયશ્ચિતને પુરાં કરવા
ને સૌરાષ્ટ્રી સિંહ-મહર્ષિની ગર્જનાએ
ધણુંધણ્યું ભારત!
દેશનું ભાવિ ઉજ્જળવા,
ફુંક્યો પરમ મંત્ર,
ધર્મ ઘેલી પ્રાચીન આર્ય પ્રજાને,
સાધુ દયાનંદ સરસ્વતીએ, અને
પેના ગીતા ઘેના તપસ્વી
મહાત્મા મોહનદાસ ગાંધીએ
પણ ઓ મહાજનો!
હજુ ઉષાની અવધો દૂર છે
ન ઠેલાય એ પાપનાં પૂર
એક, બે કે ત્રણ હાથે
પ્રચંડ પ્રવર્તક એ વિશિષ્ટાદ્વૈતનો
મહાત્માઓમાં માણે રામાનુજે
શુદ્ર કાંચી પૂર્ણને સેવ્યા'તા ગુરુ કરી
હજુએ છે મંદિરે મૂર્તિ ચાંડાળની,
તિરૂવલ્લીમાં સ્થાપેલો એ દેવ,
ને કોણ હતો એનો અનુજ,
ધમદાસ ને મહન્ત,
તિરૂ-પ્પાન-આલ્વાર
શ્રીમતિ અદાનામ્મા,
તિરૂ-મગાઇ-આ'વાર,
સૌ એ હતાં શૂદ્ર કે શૂદ્રપાવ
પ્રગટો ઓ બન્ધો!

ગરીનો ગુજન (સચિત્ર વાર્તા) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# અમૃતસર કૉંગ્રેસ.

લેખક—રા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી

ગયા ડીસેમ્બરમાસની છેલ્લી તારીખોએ પંજાબીભાઇઓએ અને પંજાબી બ્હેનોએ અમૃતથી તરબોળ થયેના પોતાના મુખ્ય વ્યાપારી મથક અમૃતસરમાં અનેક વિટમ્બણાઓથી ઘેરાયના હોના છતા પણ, પોતાના અનેક કુટુમ્બીજનોની ભયંકર વતન અને ખુનરેજીના શોકમાં હોવા છતા પણ, અને દેશદ્રોહી આત્મજનો અને પ્રાન્તના સરકારી ઓહ્દેદારોનો પ્રબળ વિરોધ હોવા છતા પણ ઉદારહૃદયથી અને દૃઢતાથી ઉચ્ચ કર્ત્તવ્યબુદ્ધિથી પ્રેરાઇને હિન્દી રાષ્ટ્રીય પરિષદ્ના ચોતરીસમા અધિવેશનનો મહોજ્જવલ સમારંભ ઉજવ્યો હતો આ સમારંભ અનેક કારણોથી ઇતિહાસમશહુર રહેશે—હિન્દના રાજકીય જીવનનો એક ઘણો મહત્વનો અને અભિમાનને યોગ્ય પ્રસંગ ગણાશે ૧૯૧૯ ના ગયા વર્ષના એપ્રીલ માસની નાદીરશાહીથી મહાત થઈ નિર્ધનના અને નિર્વીર્યતાના ભોગ થઈ પડવાને ઠેકાણે પંજાબવાસીઓએ પચાસ વર્ષની પ્રગતિ રૂપ પચાસ દહાડામાં કરી અને હિન્દનો ભવિષ્યત્‌ ઇતિહાસ ૨ આમ આ સમયપ્રસંગોને ભૂલી જવાની હામ ભીડી શકશે નહિં એ નિશ્ચિત છે

ઘણે સ્થળેથી—ઘણી દિશાઓ તરફથી આ અધિવેશનનુ સ્થળ ફેરવવામાટે સૂચનાઓ થઇ હતી એ સૂચનાકારોમા કેટલાક દેશદ્રોહી આત્મજનો હતા, તો કેટ પરતન્ત્રતાની બેડીઓમા સ્વર્ગીય આનન્દ અને મોક્ષ માનનારા હતા, તો કેટલાક જનો ભીરુતાને વશ હતા આવા જનોના સૂચનોમા દેશપ્રેમ હતો નહિં આત્મબળ અને પુરૂષાર્થના તેજ ન હતા, પણ એ જનો કેવળ ઉપેક્ષાને જ યોગ્ય હતા અમૃતસરવાસીઓએ આમ જે આત્મવિક્રમ બતાવ્યુ છે તેથી દેશબન્ધુને ઘણો બોધ લેવા યોગ્ય છે, દેશબન્ધુના અભિનંદનને એ યોગ્ય છે

અમૃતસરના આ રાષ્ટ્રીય સમારંભરૂપી મહાતીર્થયાત્રાએ હિન્દવાસીઓએ ઉલટથી ભાગ લીધો છે દેશના ઉંડાણમાથી સાધારણ સ્થિતિના અનેક દેશબન્ધુઓએ ધર્મકર્ત્તવ્યની ઉચ્ચ બુદ્ધિથી પ્રેરાઈ, અને પંજાબીભાઈઓના ભારી દુઃખમા યથાશક્તિ સહાનુભૂતિ દર્શાવવા આ તીર્થયાત્રા કરી છે પરિણામે અમૃતસરનુ આ અધિવેશન અપૂર્વ રીતે સફળ નીવડ્યુ હતું કૉંગ્રેસના ઇતિહાસમા આજ સુધીના અનુભવેલુ—ના કદી અનુભવેલુ રાષ્ટ્રીય-દેશજીવનનું અપૂર્વ ચેતન ત્યા દૃષ્ટિએ પડતા સાધારણ દેશપ્રેમીને અત્યન્ત આનંદ થતો હતો તો જે હિન્દવાસીના હૃદયમા ચોવીસે કલાક અને રાતના નવ્વાણુ મણકે ને પાસેક દિવસ 'હિન્દ હિન્દ અને હિન્દ' જ થતું હશે, તેઓના અન્તઃકરણમા શા ઉચ્ચ ભાવ રમમાણ કરતા હશે તેની કલ્પના વાચક દેશબન્ધુઓએ કરી લેવી, એ ભાવ સમજવા પ્રભુ શક્તિ આપો

તા ૨૬ મી ડીસેમ્બર ૧૯૧૯ ની બપોરના એક વાગે આ મહાન સમારંભની શરૂઆત થવાની હતી પરન્તુ, પંજાબમા આ માસમા સાધારણ રીતે વર્ષાદનુ જોર હોય છે તેમ

— વાચવાની બીજાન ૧૧ રૂ ૦—૧૨—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

કૉંગ્રેસના અધિવેશન પહેલાં ચાર દિવસથી સાગ પજાબમા વર્ષાદ વરસ્યો હતો પરિણામે અધિવેશનનો પ્રથમ દિવસ તા ૨૭ મીનો થયો. અમૃતસરના અને પજાબસમસ્તના બન્ધુ ઓમા આ સમે અપૂર્વ આનન્દ અને ઉત્સાહ હતો નામદાર સમ્રાટશ્રીનો 'બાદશાહી ઢંઢેરો' આ જ વખતે પ્રસિદ્ધ થયો હતો તેની રૂએ અમૃતસરના બહુપ્રિય લોકનાયકો ડૉ સત્યપાલ અને ડૉ કિચલુ ઉપરાત સરા પજાબના બીજા અગ્રગણ્ય નાયકો પડિત 'રામભુજ દત્ત ચોધરી, લાલા હરકિસનલાલ અને લાલા દુનિચન્દ' વિગેરેને મુક્તિ મળી હતી તેથી પ્રજામા ઔર વિશેષ આનન્દ થયો હતો. કૉંગ્રેસના પ્રમુખ મહાશય પડિત મોતીલાલ નહેરૂએ ગાધીજી મદનમોહન માલવીયજી અને સ્વામી શ્રદ્ધાનદજી વિગેરે સાથે સહચાર કરી પજાબવાસીઓના દુઃખી હૃદયોને જે અપૂર્વ સમભાવવાળા આશ્વાસન આપ્યા હતા, તે મહાન્ 'ઉપકાર' નો બદલો અમૃતસરીભાઇઓએ અને દેશપરદેશથી આવેલા અન્ય દેશબન્ધુઓએ એમને અપૂર્વ સ્વાગત આપી કર્યો હતો. પજાબમા આપણા ગુજરાત જેવા મ્હોટા વિશાળ માર્ગો નથી, પણ ન્હાની ગલીઓ છે આપણા ભાઈઓની સકુચિત ઉદારવૃત્તિ નથી પરન્તુ આપણને ઘડી શરમાવી દે તેવુ વિશાળ ઉદાર હૃદય છે આ સ્વાગત અવસરે આ ન્હાની ગલીઓના ન્હાના માર્ગોની બન્ને બાજુના એક કે બે માળના અસખ્યાબધ ન્હાના ગૃહોની અટારીઓ પજાબનાં સુન્દર સ્ત્રીપુરૂષ અને બાળકોથી જકડાઇ ગઇ હતી આ અટારીઓમાથી ગુજરાતની નિર્બળ અને કૃત્રિમ કોમળાગી બ્હેનો દીસતી ન હતી પણ ગુલાબી ગોરીથી જેમના શરીર સુદર અને ભવ્ય દેખાતા એવી તન્દુરસ્ત અને વાનચોળ પજાબણ બ્હેનો હતી સાચા સૌંદર્યથી, અને વીર્યવાન્ તેજની પ્રતિભાથી હિન્દનુ ગૌરવ સ્મરણ કરાવતી આ સાચી કોમળાગી પજાબી બ્હેનો હતી ગુજરાતના સ્ત્રીપુરૂષોને તન્દુરસ્તીની સાચી પ્રતિમાઓ આ સમયે અમૃતસર એ પજાબનુ એક મ્હોટુ વ્યાપારી સ્થળ છે ત્યાની વસતિમા મહેમાની કરવાનો બહુ અલૌકિક ગુણ છે ગુજરાતીભાઈઓ અને બ્હેનો શીયાળાની ઋતુઓમા બે માસ સુધી દર વર્ષે પજાબની હવા લે તો ગુજરાતની શિથિલતા દૂર થાય આવા અમૃતસરીભાઇઓ અને બ્હેનોએ પડિત મોતીલાલ નહેરૂનો જે અપૂર્વ સત્કાર કર્યો છે તે ખરે જ અભિનન્દનને યોગ્ય છે કૉંગ્રેસના માનનીય પ્રમુખ મહાશયોને તે તે સ્થળની પ્રજા જે રીતે સત્કારે છે કે દેશની મહાન્ વ્યક્તિઓને પ્રજા જે ઉન્નત ભાવથી સન્માન આપે છે તેથી મહાન્ રાજાઓ પણ શરમિન્દા પડી જાય એવુ બને છે અને એવો જ સત્કાર પડિત મોતીલાલ નહેરૂને મળ્યો હતો કૉંગ્રેસના વિશાળ મડપની આસપાસ જે ભવ્યતા દિસતી હતી તેણે આખા સમારભને કાઈ ઔર જ તેજ આપ્યુ હતું દેશપરદેશથી-દૂરથી આવનારા અસખ્ય પ્રતિનિધિઓની બધી અનુકૂળતાઓ સચવાય તે માટે કૉંગ્રેસના મડપની પાસે જ અનેક તબૂઓ તાણ્યા હતા દૂરથી કોઈ રાજાની છાવણી પડી હોય-કોઇ વિજેતાનુ મ્હોટા સૈન્યનુ ગામ વસ્યું હોય તેમ જણાતુ હતું પજાબના ન્હાના મ્હોટા ગામોમાથી જુદા જુદા વ્યાપારીઓએ

સસારદર્પણ (નાટક) રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ

ચોટા માથા હતા અને હજારો લોકોની મેદનિ ત્યા ભેગી થતી હતી બીજી બાજુએ પંજાબના મીઠાઈવાળાઓએ પોતાની દુકાનો જમાવી હતી આમ કૉંગ્રેસના મંડપના ગ્યાગની આસપાસ દસ દિવસ સુધી એક નવુ નગર વસી રહ્યુ હતુ

પ્રથમ દિવસે તા ૨૭ મીએ મ્હવારના દસ વાગ્યા પહેલા તો અઢાર હજાર ખુરસીઓ ભરાઈ ગઇ હતી અને એક વાગે કૉંગ્રેસની શરૂઆત થતા પહેલા કેટલાક મોડ વનાક પૂર્વેથી મંડપના દરવાજા બંધ કરવામા આવ્યા હતા પ્રતિનિધિઓને વધારે ટિકીટો આપવાનુ બંધ કરવામા આવ્યુ હતુ અધિવેશનમા બારીમેક હજાર દેશજનોની હાજરી હતી પંજાબી સ્ત્રીઓ ઉપરાત ગુજરાતી, નજીવા પ્રમાણમા દક્ષિણીઓ, શૂન્ય બંગાળી ને મદ્રાસી સ્ત્રીઓ પણ હાજર હતી છેલ્લા ત્રણચાર વર્ષથી આ રાષ્ટ્રીય અધિવેશનમા આપણા ગુજરાતીભાઇઓ અને બ્હેનો સારા પ્રમાણમા હાજરી આપે છે અને દેશના રાષ્ટ્રીય જીવનમા ઉત્સાહથી રસ લે છે એ અભિનંદનને યોગ્ય છે પણ આ ભાઇઓ અને બ્હેનોમા સાધારણ દ્રવ્યસંપત્તિવાન્ અને સાધારણ બુદ્ધિવાળા નવયુવાનોનો જ મ્હોટો ભાગ હોય છે ગુજરાતના મ્હોટાઓને અવકાશ મળતો નથી એ ખેદનો વિષય છે આ નવયુવાન દેશપ્રેમી બન્ધુઓના ઉદાર ભાન માટે આપણે ત્હેમને અભિનન્દન આપીએ અને ઇચ્છીશુ કે ભાવિ અધિવેશનોમા હજી પણ વધારે સારી સંખ્યામા એ હાજરી આપે અને આ દળને યોગ્ય માર્ગ દોરવા માટે સતત રીતે પોતાના વિચારો દર્શાવના અને આચારમા ઉતારના-સમર્થ ગુજરાતીબન્ધુઓમાથી યોગ્ય નેતાઓ પણ સાથે રહે

અધિવેશનની શરૂઆત રાષ્ટ્રગીતના મીઠા સંગીત સાથે થઇ અને તે પછી આર્યસમાજના પ્રખર વિદ્વાન અને પ્રતિભાશાળી મધુ મહાત્મા મુન્શીરામજી-સ્વામી શ્રદ્ધાનન્દજી સ્વાગતકારિણી સભાના પ્રમુખપદેથી હિન્દના ઉંડાણમાથી બહુ શ્રમ વેઠીને દેશકર્તવ્ય બુદ્ધિથી પ્રેરાઇને આવેલા અનેક દેશજનોનો સત્કાર કરવા મહાનાદ સાથે ઉભા થયા સ્વામી શ્રદ્ધાનન્દજીની શ્રદ્ધા અપૂર્વ અને અલૌકિક છે પોતે સમર્થ વિદ્વાન અને કાર્યકુશળ-વ્યવહાર નિપુણ છે સ્વાગતકારિણી સભાના પ્રમુખ તરીકે એમણે આપેલુ ભાષણ એક દૃષ્ટિએ વિચારના યોગ્ય છે એમા હિન્દવાનોને અપાયેલો મહાન્ સંદેશ છે એમા સાચા હિન્દીજનનુ શુદ્ધ હૃદય છે સ્વાર્થ, અન્યાય, ખુનરેજી સ્હામે તેમા અસંખ્ય પોકાર છે મનુષ્યની સકળ સમાજ માટે તેમા ઉચ્ચ વિશ્વપ્રેમ છે હિન્દવાનોને ત્હેમના કર્તવ્યનુ ભાન કરવાનો સુન્દર બોધ છે હિન્દના રાષ્ટ્રજીવનમા જામી ગયેલા બે મહાન્ પક્ષો ત્હેમા એક થવા ઘણી નમ્ર છતા દૃઢ વિનંતિ છે સ્વામિજી પંજાબની નાદીરશાહી ઉપર ઉન્હા અશ્રુ સારતા કહે છે કે, प्रजा अपनी पैत्रिक प्रथाके अनुसार सिर और पैरसे नगी, अपने मा बाप हाकिमके पास, फरियादको दौडी । परतु उसने पहलेसे ही फौज-इकठी कर रक्खी थी और उनको हुकुम दे दिया था कि यदि भूल कर, उमे माबाप समजनेवाली प्रजा, उसके मन्दिरकी और चलनेका यत्न करे तो जैसे भी हो सके, उन्हे आगे बढनेमे रोका जाये । भोली विहत्थी प्रजाने रुठे हुए बालककी तरह सरपीट कर आगे बढनेका यत्न किया, आर प्रजाके 'पति सम्राट्

કમનાના પત્રો રૂ ૨-૦-૦ એનુ એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

आज पचमके प्रतिनिधिओंने उसकी प्रजाको गोलिआसे भून डाला जहा न्यायका चारों ओर राज्य है, वहां इस गिरे हुए समयम नि स्वार्थसमताका प्रकाश कैसे होता। नियम के नामपर विप्लव और शान्ति के नामपर अत्याचारका राज्य फैल गया। मार्शलल ने नर, नारी, बाल वृद्ध और युवा-सब को बेजान कर दिया। उस दिन मार्शलला का विजय हुआ और शान्ति फैल गई, परन्तु वह स्मशान भूमि और कब्रस्तानकी शान्ति थी-वह मौतकी शान्ति थी।—આમ દુ ખ. સ્થિતિપર શોકના અશ્રુઓ સારતા સ્વામિજીએ એક રાજભક્ત, દેશભક્ત, વિશ્વભક્ત અને સૌથી વધારે પ્રભુભક્તના ઉદાત્ત હ યને વ્યક્ત કર્યું એક રાજનિષ્ઠ પ્રજાની ભયકર કતલ એક તદ્દન બીનજવાબદાર, પ્રભુ અને પ્રભુતાને ના માનનાર, રાજ-સમાટ્ને ના ઓળખનાર પોતાની સ્વચ્છદી બુદ્ધિએ ચાલનાર અધિકારી કરે અને એના એ કંપારીજ કૃત્યને કાયદા-નિયમ નામને તદ્દન અયોગ્ય એવા અન્યાયી અને નિરકુશ કાયદા-રક્ષણ આપે એવી વ્યવસ્થા તો હિન્દમા આજે જ જોઇ, સાજગી અને અનુભવી સ્વામિજીએ આ સ્વચ્છદી અને નિયમ-વિપ્લવી વ્યવસ્થા સ્હામે પોકાર ઉઠાવ્યો છે એમણે હિન્દ સમસ્તનું હૃદય વ્યક્ત કર્યું છે આગળ ચાલતા, क्या सन्यासीको राजनैतिक आन्दोलनमें भाग लेना चाहिए ? એ અર્વાચીન-અસાધુ પ્રશ્નનો ઉત્તર સ્વામિજીએ બહુ ઉત્તમરીતે આપ્યો છે ' જે દિવસથી મ્હેં પવિત્ર સન્યાસાશ્રમ સ્વીકાર્યો છે તે દિવસથી સારા સસારને હું એક પરિવાર સમજુ છુ સારા વિશ્વના ધનને એક આપે જોઉં છુ અને લોકલજ્જા છોડીને લોકસેવા કરૂં છું એ મ્હારૂ મત છે' પવિત્ર ભારતવર્ષમા અસખ્ય સાધુ સન્યાસીઓ છે એ મહાન દળ લોકને શિક્ષા આપે, અને સમાજમા ઉચ્ચ વિચારો આપે, અને પોતાના ગ્રુરુસ્ત પ્ર સ્વામિજીની માફક સમજે, અનુભવે અને આચારમા મુકે તો હિન્દના પુત્રો તરીકે ત્હેમનુ જન્મ્યુ ખરે જ સફળ નીવડે, સ્વામિ શ્રદ્ધાનન્દજી આવુ આન્દોલન પ્રેરવા, સાધુ સન્યાસીઓમા એ ચેતન જાગૃત કરવા પ્રવૃત્ત થાય એ શુ ઇચ્છવા યોગ્ય નથી ? ઉપરના પ્રશ્નના સીધા અને સમત ઉત્તર પોતાના ભાષણમાં સ્વામિજીએ આપ્યા છે એમનામા આત્મગૌરવની ન્યૂનતા નથી પણ આત્મગૌરવના પૂર જોરથી વહે છે આ દૃષ્ટિએ જોતા આ લેખ-આ ભાષણ ઘણું કિમતી છે ભાષણમા પણ બહુ અર્થવાન્ અને વિચારયોગ્ય છે

હવે બીજી દૃષ્ટિએ-રાજનીય દૃષ્ટિથી જોઇએ તો કાઇક નિરાશા ઉત્પન થાય એવુ છે મોન્ટેગુ-સિન્હાના નવા રાજકીય સુધારાનો કાયદો પસાર થયો છે એ કાયદો ઘણો અશે અધુરો છે અસતોષ આપે એવો છે એ કાયદા-સબધમા સ્વામિજીએ વિગતમા કશુ જ કહ્યું નથી. જો કે ટુકાણમાં જણાવે છે-સ્હમજાઇ શકે છે કે એ પોતે તેથી સતુષ્ટ નથી આટલી વાત છે પણ એટલું બસ નથી રાષ્ટ્રીય દૃષ્ટિથી સબળ દલિલોથી એ વાતને પુરતી આપવાની જરૂર હતી દેશમાં આજ બે મહાન્ પક્ષ પડ્યા છે અમ્હે એને મહાન્ કરી શકતા નથી કારણ એ જ કે એ ન્હાના-થોડી સખ્યાના પક્ષમનિ મ્હોટો ભાગ, અતરથી કૉંગ્રેસનો પક્ષ છે કોઈ શરમના માર્યા, કોઈ ખેચ્યા ખેચાયા, કોઈ પારકાની બુદ્ધિએ દોરાયા, એવા

Carriage forms under Ancient Hindu Law As 12, N M Tripathi&Co Bombay

કેટલાક જનો આ થોડી સખ્યાની ન્હાની સખ્યામા છે અને રાજકીય સિદ્ધાન્તોમાં કોઇ મતભેદ છે માટે જ અમ્હે કૉંગ્રેસ સાથે મહમત થઈ શકતા નથી એવુ વિચારદર્શન એ મિથ્યા આડબર છે અતરથી જુદી લાગણીઓ છે એ લાગણીઓ સ્પષ્ટતાથી નિડરતાથી જણાવવાને એ નિર્બળ છે એવુ અમ્હને લાગે છે અમ્હે પણ ઇચ્છીએ છીએ કે અમ્હારૂં આ અનુમાન અસત્ય નીવડો સ્વામિજી આ ન્હાના પક્ષને પોતાની ભેદવૃત્તિ ત્યાગવા કહે છે બહુ સાચુ કહે છે પણ એ કહેવુ હવે જરૂરનુ નથી જે નાગરિકોમા—નેતાઓમા ઔદાર્ય નથી, ક્ષમતા નથી, ધીરતા નથી, સહિષ્ણુતા નથી અને સહના કરતા પણ વિરોધ તો જે પોતાની માતૃ-ભૂમિના કલ્યાણયજ્ઞમા પ્રત્યક્ષ રીતે હાજરી નથી આપતા એટલુ જ નહિ પરન્તુ અન્યને પણ હાજર ના રહેવા ઉત્તેજીત કરે છે એ અધર્મ્ય જ ગણી શકાય—એ દેશદ્રોહ કહેવાય અને આવા જનોને ઉપદેશ અને વિનવણીઓ શુ અસ્થાને નથી ? સ્વયમેવ જે જનો—પોતાની જ ઇચ્છાથી પ્રેરાઇને જે જનો—એ કૉંગ્રેસનો બહિષ્કાર કર્યો છે ત્હેમને આમન્ત્રણની હવે જરૂર શી હોય ? સ્વયમેવ જેમણે ત્યાગ કર્યો છે ત્હેમને સ્વયમેવ ત્હેનો પુન સ્વીકાર કરવાની છુટ છે સ્વામિજીએ આમ બે ત્રણ મુદ્દા ચર્ચ્યા છે એકદરે લેખ ભાષણ—સારૂ છે—વિચારને યોગ્ય છે ભાષણ પુરૂ થતા મુબાઇની ખાસ કૉંગ્રેસના માજી પ્રમુખ મહાશય મિ હસન ઇમામે દરખાસ્ત કરી અને અપ જનોએ ત્હેને અનુમોદન આપ્યુ અને પજાબની એકહૃદયથી સેવા કરનાર પડિત મોતી લાલ નહેરૂએ કોંગ્રેસનુ પ્રમુખપદ લીધુ પડિતજીની દેશસેવા પજાબના પ્રકરણ પહેલા દેશમા બહુ મશહૂર ન હતી એમના પ્રાતમા વિશેષ પ્રમાણમા અને અન્ય સ્થળોએ કાઇક ઓછા પ્રમાણમા શિક્ષિત વર્ગમા એક અનુભવી અને ચાલાક દેશસેવક તરીકે એ અનબન વિખ્યાત હતા પજાબના પ્રકરણે એમને વધારે જાગૃત કર્યા એક નવયુવાનને પણ બે ક્ષણ શરમાવી ? એટલા બળથી એમણે પજાબની બાથ ધરી પરિણામે પજાબ એમનુ જન્મમરનુ ઋણી બન્યુ અને પજાબની આ કૉંગ્રેસના અધિવેશનના પ્રમુખપદે પજાબની અને બીજા પ્રાંતોની પ્રજાએ એમને ચુટી કહાડ્યા એમની દેશસેવાનો યોગ્ય બદલો આમ મળ્યો પ્રજા નગુણી છે એવા કેટલાક દેશસેવકોના ઉદ્ગાર આમ અસત્ય ઠર્યા પ્રજા જાગૃત છે- સદ્ગુણી છે—વિવેક જાણે છે એ આચારમા મુકી બતાવ્યુ પ્રમુખ મહાશયની પસદગી કરવા માટે ઠરાવ મુકતા અને અનુમોદન આપતા થયેલા ભાષણો નિશાળના છોકરાઓના શબ્દો હતા મિ હસન ઇમામ અને રા ભગતરામ કઇક ઠીક બોલ્યા હતા ત્યારે અન્યને શુ બોલવુ એ સુઝયુ નહિ ભૂતકાળની કૉંગ્રેસમા આવી સ્થિતિ નહતી પડિતજીનુ ભાષણ અતિશય લાબુ હતુ અને પજાબની દુર્ઘટ સ્થિતિનુ વર્ણન અને નવા રાજકીય સુધારાના કાયદાનુ નિરૂપણ એ એના મુખ્ય વિષય હતા પડિતજીએ પોતાના ભાષણની શરૂઆતમાં જણાવ્યુ હતુ કે 'ત્હમારા સખ્યાબધ ભાઇઓના કરપીણ ખુનના ઉંડા શોકમા ત્હમે આજે અહિ ભેગા મળ્યા છો, અને મ્હને તેના પ્રમુખ તરીકે ચુટી કહાડીને ત્હમે મ્હને ત્હમારે

- અનગવિષ ૩ ૨–૮—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ.

મુખ્ય ગોચક બના પો છે,' અને તે ખરૂં જ હતું. પંડિતજીને પંજાબની આ દુર્ગતિમાન, પ્રચંડ વિનાશથી જે તીવ્ર ઘા લાગ્યો હતો તેથી જ તેમણે પંજાબની મહાસભાનું વ્રત લીધું હતું પંડિતજીનું ભાષણ ઉપર કહ્યું તેમ અતિશય લાંબુ હતું દિન ઉગે હિન્દના પ્રજાજનના પ્રશ્નોમાં હદથી પણ જ્યાદા ઉમેરા થતા જાય છે, અને શતધા મુંઝાવતી મુશ્કેલીઓ, જરૂરીઆતોનો નામદાર સરકાર ઉકેલ કરતી નથી એટલે સ્વાભાવિક રીતે પ્રજાજીવનના પ્રશ્નોની સૂચ વધારે ને વધારે લંબાતી જાય છે કૉંગ્રેસના પ્રમુખને અને કૉંગ્રેસના કાર્યક્ષેત્રને માથે આમ કામનો બોજો દિન ઉગે વધતો જાય છે આવી સ્થિતિમાં પ્રમુખ મહાશય પોતાના ભાષણમાં બધા જ પ્રશ્નોની ચર્ચા કરી શકે એવું માનવું બરાબર નથી ઘણા અગત્યના મહાન પ્રશ્નો જ આના સમે એ ભાષણના ખાસ મુદ્દા બની શકે અને તે જ ઉપર ચર્ચા થઇ શકે-બીજું અસંભવિત છે પંડિતજીના ભાષણમાં આવા મ્હોટા પ્રશ્નોની ચર્ચા હતી પણ વિષયોની પસંદગીમાં બહુ વિવેક હતો નહિ અને ચર્ચાની લંબાણમાં બહુ તેજ ન હતું જો કે પંજાબના પ્રશ્નને અને સુધારાના પ્રશ્નને એમણે કેટલીક વજનદાર દલીલોથી ચર્ચ્યા હતા પંજાબની હાકેમશાઈ મૂળથી સડેલી હતી એ વાતની તરફ ધ્યાન ખેંચતા એમણે ખરૂં જ કહ્યું છે કે *But repression and terrorism have never yet killed the life of a nation, they but increase the disaffection and drive it underground to pursue an unhealthy course breaking out occassionally into crimes of violence And this brings further repression and so the vicious circle goes on No one can but deplore violence and political crime But let us not forget that this is the direct outcome of continued repression It is due to the perversity of the executive which blinds itself to the causes of the discontent and, like a mad bull, goes about attacking all who dare to stand up against it'*

પંજાબના અમલદારોની આપખુદ નીતિનો લક્ષણોના જુદા જુદા ભેદ આમ બતાવવામાં એમણે 'સરકારને ઉતારી પાડી છે' એવો આરોપ કેટલાક જનોએ મુકયો છે એ આરોપ જેટલો અસત્ય અને નિર્મૂળ છે તે કરતા પણ વિશેષ તો-આરોપ મૂકનાર જનો હિન્દીએ પ્રજાની પ્રજાદ્રષ્ટિએ પુરેપુરી અવગણનાને યોગ્ય છે પંજાબની દુરાવસ્થાથી જે હિન્દીજનનું હૃદય ચાંપી ઉઠે નહિ કે પંજાબીભાઇઓ અને બ્હેનો તરફ અનુકંપ અનુભવે નહિ એ હિન્દીજનના નામને સ્હેજે યોગ્ય નથી બંગાળાના ભાગના કરનાર પંજાબનો આ પ્રશ્ન લક્ષવાર વિચારવ યોગ્ય છે બંગાળાના ભાગલાનો પ્રશ્ન એ હિન્દ સમસ્તનો પ્રશ્ન ન હતો એથી હિન્દસમસ્તને કોઇ જાતનું નુકશાન ન હતું પણ એ કેવળ પ્રાંતિક પ્રશ્ન હતો-એ પ્રશ્નને અંગે બંગાળામાં સ્વ[illegible]ી અને બૉયકોટ જેવા આંદોલનો બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીના નેતૃત્વ નીચે પુર વેગથી પ્રેરાયા-જાગૃત બન્યા અને આના પ્રેરને પંજાબનો પ્રશ્ન રોકાવી શકયો નહિં પંજાબીભાઇઓની તીવ્રમાં તીવ્ર

મ્હેરબાનો પણ અનાદર કરવો એમને ઠીક લાગે. એમની કરણાથી લદબદ થયેલી અતિ કોમળ અને આર્ત વિનવણીઓનો તિરસ્કાર કરવો જ ઠીક લાગે. એ શુ સૂચવે છે? પ્રજા ભગવનાં ભાગના વખતે જાગૃત હતી તે કરતાં આજ સહસ્રગણી વધારે દ્રઢતાથી જાગૃત બની છે એ પ્રજાને પ્રગતિના માર્ગ દોરવાનું ધર્મકર્તવ્ય પ્રજાના નેતાઓને શિર છે એ ધર્મતત્વ ના સમજનાર કે એ ધર્મકર્તવ્યનો અનાદર કરનાર પ્રજાના પ્રેમને પાત્ર ના બને તો એમાં આશ્ચર્ય કશુ જ નથી પ્રજા એમાં દરકાર કરતી નથી ફક્ત સખેદ આશ્ચર્ય એ લાગે છે પંજાબના પ્રશ્ને હજી હિન્દીજનોના હૃદયોને પુરા રોવડાવ્યાં નથી પણ પંડિત મોતીલાલજીએ પ્રમુખપદેથી પંજાબના વિનાશને દેશની સહાનુભૂતિ અને આશ્વાસન આપ્યા છે જેમણે જલીયાનવાળા બાગને નજરે જોયો હશે, જેમણે પોતાના દેશબંધુઓની નિર્દોષ કતલથી રેડાયલાં લોહીથી રંગાયલી લાલ ખૂની માટી જોઇ હશે, જેમણે મશીનગનોની ગોળીના ગોળામારથી ઘાયલ થયેલી ભીંતોની સાક્ષી નજરે જોઇ હશે તેમના હૃદયમાંથી અગ્નિના ભડકા નીકળ્યા વિના રહે એમ નથી એમના ચક્ષુઓમાંથી લોહી વરસ્યાં વિના રહે એમ નથી. હજી એ માટી, હજી એ ગોળીઓ, હજી એ પ્રચંડ ભીંતો અને ભવ્ય જલીયાનવાળા બાગ સૌ મોજુદ છે ગર્વથી ઉભાં છે કરુણાથી ભરપુર આ ચિત્ર કોના હૃદય ના રોવડાવે? કયો હિન્દીજન ના રોઈ ઉઠે? અમ્હે તો માનીએ છીએ કે પંડિતજીએ પોતાનાં ભાષણમાં બહુ સંયમ રાખ્યો છે પૂર્ણ ગંભીરતા સાચવી છે અને હૃદયથી એ દર્શા છે તે કરતાં એમણે ઘણુ ઓછુ બતાવ્યું છે પંજાબની કતલથી ના રડી-કકળી ઉઠનાર હિન્દીજન હિન્દી નથી એવુ અમ્હારે બેધડક કહેવું પડે છે જો કે પ્રભુના પ્રભુત્વમાં માનનાર તરીકે અમ્હે આ ખુનરેજીમાં હિન્દના સાંગોપાંગ કલ્યાણના ઉંડા બીજ રોપાયલાં જોઇએ છીએ યુદ્ધના ચાર વર્ષના સમયમાં પંજાબના સત્તાધિકારીઓએ પ્રજાઉપર જે દમનથી રાજ્ય કર્યું છે તેનુ વર્ણન પંડિતજીએ એટલી જ સચોટતાથી આપ્યુ છે આવા સત્યકથનોથી અધિકારીઓ અને પ્રશંસકો ભડકી ઉઠે એમાં આશ્ચર્ય નથી આજસુધી અધિકારિઓની ગણત્રી એ હતી કે હિન્દની પ્રજા નિર્માલ્ય અને અશક્ત છે એને જેમ દબાવીશુ તેમ દબાશે—ચંપાશે પણ પ્રસંગ આવે હિન્દીપ્રજા પોતાનુ પુરાતન શૌર્ય, પુરાતન નિડરતા, પુરાતન દ્રઢતા, અને પુરાતન આત્મભાન, આત્મગૌરવ અને કર્તવ્યપરાયણતાને જાગૃત કરી શકે એમ છે એ બતાવ્યુ છે પ્રભુની અમરતામાં એકનિષ્ઠ ભક્તિવાળી હિન્દી પ્રજા આત્મભાનવાળી છે પંડિતજીએ યોગ્ય કહ્યુ છે કે, '*unless we adhere to truth and discard fear we cannot get rid of the slave psychology, the outcome of generations of repression, which has been our sad inheritance*' સત્યને દ્રઢતાથી વળગી રહેવુ અને ભયને તિલાંજલિ આપવી એથી જ હિન્દનો કલ્યાણમાર્ગ ખુલ્લો થાય છે અને આમ આ સત્યકથનોના ઉપર મુંકવામાં આવતા આરોપ પુરેપુરી અવગણનાને જ યોગ્ય છે

પ્રેક્ટીકલ એસ્ટ્રોલોજી ૨ ૩-૦-૦ એમ. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

બીજો અગત્યનો પ્રશ્ન એ હિન્દી રાજ્યીય સુધારાનો હતો. પંડિતજીએ આ પ્રશ્નને ચર્ચતા પોતાનો અભિપ્રાય જણાવ્યો છે એ કહે છે કે, '*The act is not based on the wishes of the people of India and its provisions fall short of the minimum demands made by the Congress*' આ કથનમાં દેશનો સાચો ઉદ્ગાર છે નવા રાજ્યીય સુધારાનો દાવો પ્રજામતને લેશ એ રીતે અનુકૂળ નથી. પ્રજા માગતી હતી તેથી લેશ ઓછું જ મળ્યું છે આ કથન સામે એવી ફરિયાદ ઉઠાવવામાં આવી છે કે દેશના કેટલાક ખૂણામાંના કેટલાક જનો અત્યાર સાથે નવા સુધારાના સંબંધમાં સહકાર કરવાને ઢકાળું વિલે પાડશે આ ફરિયાદમાં સત્ય હોવાનું અમને પણ લાગે છે પણ એનું સ્વરૂપ શું છે વિક્ષેપ તો ત્યાં પાડવામાં આવશે કે જ્યાં હિન્દ અને હિન્દવાસીઓના અહિતનાં અર્થનો સવાલ; જ્યાં માઈકલ ઓડવાયર જેવા બીનજોખમદારી અમલદારોના અમાનુષી કર્મોને સરકાર અનુમતિ આપશે, જ્યાં દેશના નરરત્નોને કે પ્રજાવર્ગની કોઈ પણ વ્યક્તિને અન્યાય થશે ત્યાં બ્રિટિશ શહેનશાહતના સામ્રાજ્યમાં હિન્દ અને હિન્દીજનોની જ્યાં અવગણના કરવામાં આવશે, જ્યાં એમની પ્રતિષ્ઠાને અને હક્કને ધક્કો પહોંચાડવામાં આવશે, જ્યાં એમની પ્રભુદત્ત સ્વતંત્રતા ઉપર કાપ મૂકવામાં આવશે, જ્યાં એમને અન્યાયની કૃત્રિમ બેડીઓમાં પારકાના સ્વાર્થમાટે સ્વચ્છંદતાથી જકડવામાં આવશે ત્યાં. બાકી હિન્દીજનો સામ્રાજ્યના પરમભક્ત છે સામ્રાજ્યવાદી છે જગતની પ્રજાઓમાં હિન્દ સ્વતંત્રપણે પોતાના પગઉપર ઉભા રહીને ઝૂમી શકે અને માનસિક, શારીરિક અને આર્થિક પરાધીનતાની બેડીઓમાંથી મુક્ત રહી સ્વતંત્રપણે જીવન ગાળી શકે એવી સ્થિતિ ઉભી કરવી એ એનું અને એના સન્તાનોનું પરમ લક્ષ્ય છે અને એ લક્ષ્ય હિન્દવાસીઓ ગમે તે ભોગે અને ગમે તે ત્યાગે સાધવા સમર્થ બનો એ અમારી પરમ અભિલાષા છે બાકી બીજી રીતે હિન્દની પ્રજાને આપવામાં આવેલા નવા સુધારાઓનો અસ્વીકાર કોઈ કરી શકે તેમ નથી. રાજરાજેશ્વરની એ મહા આજ્ઞા છે, અને એ આજ્ઞા સર્વ હિન્દીજનને શિરસાવન્દ્ય જ છે પણ એનો સ્વીકાર એમને વિરોધ કરવાનું નહિ એવો અર્થ નથી; અમે ખાઈશું—પીશું—પચાવીશું પણ તે સાથે જ નવા નવા પરવાનાની જોરભેર બાકીની માગણી કરીશું અને જ્યાં સુધી અમારા હક્ક પુરેપુરા સંતુષ્ટ થયા નથી ત્યાં સુધી અમને જંપ નથી

શું એમ છે જ નહિ? પંડિતજીએ કહ્યું છે કે '*If our lives to remain at the mercy of an irresponsible executive if the ordinary rights of human beings are denied all talk of reform is mockery Better to breathe air in rags than be a corpse in the finest raiment*' સહકાર અને વિક્ષેપની વ્યાખ્યા આ જ છે એ સિવાયના ... ( ૫ )
હિન્દીજનને માન્ય નથી વિક્ષેપ જ કરવાની બાબત વિશે ... ( ૩ )

---

પ્રખી ને મોહન રૂ ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબઈ

બીજો અગત્યનો પ્રશ્ન એ હિન્દી રાજકીય સુધારાનો હતો 'પંડિતજીએ આ પ્રશ્નને ચર્ચતા પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે' એ કહે છે કે; *The act is not based on the wishes of the people of India and its provisions fall short of the minimum demands made by the Congress'* આ કથનમા' દેશનો સાચો ઉદ્ગાર છે નવા રાજકીય સુધારાનો કાયદો પ્રજામતને જોઇએ તેને અનુકૂળ નથી. પ્રજા આગની હતી તેથી બેશક ઓછુ જ મળ્યુ છે આ કથન સામે એવી ફરિયાદ ઉઠાવવામા આવી છે કે દેશના કેટલાક ખૂણામાના કેટલાક જનો સરકાર સાથે નવા સુધારાના સબધમા સહકાર કરવાને ઠેકાણે વિક્ષેપ પાડશે આ ફરિયાદમા સત્ય હોવાનું અમ્હને પણ લાગે છે પણ એનુ સ્વરૂપ જુદુ છે વિક્ષેપ તો ત્યા પાડવામા આવશે કે જ્યા હિન્દ અને હિન્દવાસીઓના અહિતના પ્રશ્નો ચર્ચાશે જ્યા માઇકલ ઓડવાયર જેવા બીનજોખમદારી અમલદારોના અમાનુષી કર્મોને સરકાર અનુમતિ આપશે, જ્યા દેશના નરરત્નોને કે પ્રજાવર્ગની કોઇ પણ વ્યક્તિને અન્યાય થશે ત્યા બ્રિટીશ શહેનશાહતના સામ્રાજ્યમા હિન્દ અને હિન્દીજનોની જ્યા અવગણના કરવામા આવશે, જ્યા એમની પ્રતિષ્ઠાને અને હૃદયને ધોકો પહોચાડવામા આવશે, જ્યા એમની પ્રભુદત્ત સ્વતત્રતા ઉપર છેદ મુકવામા આવશે, જ્યા એમને અન્યાયની કૃત્રિમ બેડીઓમાં પારકાના સ્વાર્થમાટે સ્વચ્છદતાથી જકડવામા આવશે ત્યા બાકી હિન્દીજનો સામ્રાજ્યના પરમભક્ત છે સામ્રાજ્યવાદી છે જગતની પ્રજાઓમા હિન્દ સ્વતત્ર પણે પોતાના પગઉપર ઉભા રહીને રૂમી શકે અને માનસિક, શારીરિક અને આર્થિક પરાધીનતાની બેડીઓમાથી મુક્ત રહી સ્વતત્રપણે જીવન જીવી શકે એવી સ્થિતિ ઉભી કરવી એ એનુ અને એના સન્તાનોનુ પરમ લક્ષ્ય છે અને એ લક્ષ્ય હિન્દવાનો ગમે તે ભોગે અને ગમે તે ત્યાગે સાધવા સમર્થ બનો એ અમ્હારી પરમ આભેનાષા છે બાકી બીજી રીતે હિન્દની પ્રજાને આપવામા આવેલા નવા સુધારાઓનો અસ્વીકાર કોઇ કરી શકે તેમ નથી રાજરાજેશ્વરની એ મહા આજ્ઞા છે, અને એ આજ્ઞા સર્વ હિ દીજનને શિરસાવન્દ્ય જ છે પણ એનો સ્વીકાર એટલે વિશેષ માગવુ નહિ એવો અર્થ નથી; અમ્હે ખાઈશુ–આરોગીશુ–પચાવીશુ પણ તે સાથે જ નવા નવા પદાર્થોની જોરશોર આગ્રહી માગણી કરીશુ અને જ્યા સુધી અમ્હારા હૃદય પુરેપુરા સતુષ્ટ થયા નથી ત્યા સુધી અમ્હને જપ નથી વળવાનો–વળી શકે એમ છે જ નહિ 'પડિતજીએ કહ્યુ છે કે *'If our lives and honour are to remain at the mercy of an irresponsible executive and military, if the ordinary rights of human beings are denied to us, then all talk of reform is mockery Better to breathe God's free air in rags than be a corpse in the finest raiment'* અધિકારી વર્ગના સહકાર અને વિક્ષેપની વ્યાખ્યા આ જ છે એ સિવાયની બીજી વ્યાખ્યા હિ દીજનને માન્ય નથી 'વિક્ષેપ જ કરવાની ખાતર વિક્ષેપ અ ...

નથી જ એવું કહેવામા અતિશયોક્તિ નથી અને *This spirit of Natinolism cannot rest content unless all our demands are acceceded to* એ કહેવામાં કોઇ પાપ કરવુ નથી. પંડિતજીએ આમ નવા સુધારા સમ્બન્ધમા જે ઉદ્ગાર કહાડ્યા છે તે ઉપર કહ્યું તેમ દેશના સાચા ઉદ્ગાર છે આ સમ્બન્ધમા અમ્હે અમ્હારા ગયા અંકમા જે કહ્યું છે તે તરફ વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ પંડિતજીએ આ બે મહત્ત્વના પ્રશ્ન ઉપરાત બીજા પ્રશ્નો ટુંકામા પતવી નાખ્યા છે આ ભાષણ નામદાર સમ્રાટ્શ્રીના બાદશાહી ઢંઢેરા પહેલા લખવામા આવ્યું હતુ કૉંગ્રેસ મળતા એ ઢંઢેરો પ્રગટ થયો પંડિતજીએ તે ઉપર પણ ઢંઢેરાના બાદશાહી પ્રસંગને યોગ્ય શબ્દોમા વધાવી લીધો નહિ કે સુધારાનો કાયદો પસાર થઈ ગયો હતો અને સમ્રાટ્શ્રીની છેવટની સહિ પણ એનાપર થઈ ગઇ હતી એ વાતપર જોઈએ તેટલા ગૌરવથી એમણે કૉંગ્રેસનું ધ્યાન ખેંચ્યુ ન હતુ કૉંગ્રેસના પ્રમુખનુ ધ્યાન કેમ આ બાજુ નહિ ખેંચાયુ હોય એ જગક આશ્ચર્ય પમાડે છે. અસ્તુ એકંદરે આમ પંડિતજીનું ભાષણ કેટલાક મુદ્દાઓથી ભરેલું હતું પણ જોઇએ તેટલા ગૌરવવાળુ તેજદાર ન હતુ— છેલ્લા ત્રણેક વર્ષથી કૉંગ્રેસના પ્રમુખપદેથી અપાતા ભાષણોમા આ ન્યૂનતા બહુ સમજારીતે જણાઈ આવે છે

હવે કૉંગ્રેસે પસાર કરેલા ઠરાવો તરફ નજર નાખીએ આ ઠરાવોમા કેટલાક તો ઘણા જ ઉપયોગી હતા ઠરાવોની સખ્યા તરફ જોતા એ મ્હોટી હતી દક્ષિણ અને ઉત્તર આફ્રિકાના હિન્દવાસીઓની હાડમારી, પંજાબના એપ્રીલના તોફાન સમયની નાદીરશાહી અમલદારી વખતે પ્રજાવર્ગના મૂર્ખ માણસોના અપકૃત્ય સ્હામે નાપસદગી, હંટર કમિટી સમક્ષ પંજાબી નેતાઓને હાજર નહિ રહેવા દેવાની સરકારની આપખુદ વૃત્તિ સ્હામે કૉંગ્રેસ કમિટીએ ઉપાડેલી સનન કાર્યપદ્ધતિ તરફ કૉંગ્રેસની સહાનુભૂતિ અને અનુમતિ, નિષ્ઠુર હૃદયી જનરલ ડાયરની સ્હામે કાયદાની અદાલતમા ન્યાય થાય તેના પ્રથમ પગલા તરિકે તેની બરતરફી, અને તે સાથે જ જલીયાનવાળા બાગની ખુનરેજીનો સત્તાવાર હેવાલ પ્રજા સમક્ષ અને નામદાર સમ્રાટ્શ્રીની સરકાર સમક્ષ મુકવામા જે અસહ્ય વિલંબ થયો છે તે માટે હિન્દી સરકાર અને પંજાબની સરકારને જવાબદાર ગણવી, માયકલ ઓડવાયરની પંજાબની આપખુદ અને વિધ્વંસક રાજનીતિ અને હંટર કમિટી પાસે જનરલ ડાયરે કરેલી કતલ તરફ એણે અનુમતિ દર્શાવી હતી એ કથનની ઉક્તિ અનુસાર એની સ્હામે કાયદાની અદાલતમા ન્યાય થાય તેના પ્રથમ પગલા તરિકે આર્મી–લશ્કરી–કમિશનમા એની કરેલી નિમણુક રદ કરવાની માગણી, અને લૉર્ડ ચેમ્સફર્ડે આ દેશની પ્રજાનો વિશ્વાસ અને પ્રેમ ખોયા છે માટે તેમને પદભ્રષ્ટ કરવાની આગ્રહપૂર્વક સમ્રાટ્શ્રીને વિનતિ, એપ્રીલના તોફાનમા માર્યા ગયેલા અંગ્રેજ કે હિન્દીઓના સગાસબન્ધી તરફ દિલસોજી અને જલિયાનવાળા બાગની પ્રજા માટે ખરીદી કરવી અને, ત્યા એપ્રીલ માસમા માર્યા ગયેલા અસખ્ય દેશજનોનું સ્મારક ઉભુ કરવુ અને એ સ્મારક માટે દેશનાં વિશ્વાસને અને પ્રેમને પાત્ર એવા દેશસેવકોનું મડળ નિમવુ, વડી સરકારનું–સમ્રાટ્શ્રીની

મારી વી તાઓ (સચિત્ર વાર્તાસંગ્રહ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની,મુંબાઈ.

શરીર કરતાં પરીક્ષા અને વ્યવસ્થા માટે શિક્ષક વધારે દરકાર રાખે છે ચોપડીના અમુક પાનાં આપેલા સમયમા પુરા કરવા, અને પરીક્ષક સાહેબ ગમે ત્યારે આવે તે વખતે વિદ્યાર્થી બધુ શીખવેલું યાદ રાખે છે એ સિદ્ધ કરી આપવુ, એવો ઉદ્દેશ તેની નજર આગળ ખડો રહે છે

કેળવણીની ખરી મતલબ એ છે, કે તેથી બાળકને વિચારશક્તિવાળુ અને કર્તવ્યપરાયણ મનુષ્ય થવામાં સહાય મળે. કેળવણીનો આ હેતુ હિન્દમા હજારે એક શિક્ષક સમજતો હાય, અથવા તેને સમજાવવામા આવ્યો હોય તે માટે મને સંદેહ રહે છે મનુષ્ય એક પ્રાણી છે પરન્તુ તે વિચારશક્તિ ધરાવનાર પ્રાણી છે કેળવણીનો વિશાળ હેતુ એ છે કે તેને વિચારશક્તિવાળુ મનુષ્ય થવામા સહાય કરવી ઘણે ભાગે જીવન વિચારશક્તિવાળુ અને ક્રિયાત્મક છે લેખન અને વાચન એ માત્ર મનુષ્યને વધારે સારા વિચારક અને વ્યવહારોપયોગી થવાને લાયક બનાવનારા સાધન છે સ્મરણશક્તિની કેળવણીથી અને નિયમિત ચલન-વલન વગેરેથી મનુષ્યજીવનનો નજીવો ભાગ સધાય છે આમ છતા હિન્દુસ્થાનની શાળાઓમા અને કૉલેજોમા, ઘણુ ખરૂ આવી જાતનું જ શિક્ષણ આપવામાં આવે છે ફક્ત એટલું જ નહિ, પણ ઘણી નિશાળોમાં અને કૉલેજોમા તો વિચારશક્તિ અને ક્રિયાત્મક જ્ઞાનને દબાવી નાખવામા પગલા લેવાય છે વિચારોની અને ક્રિયાની સ્વતંત્રતાને ઘણુ ખમવુ પડે છે ત્યારે તાબેદારીને અને ગોખણપટ્ટીને ઇનામ મળે છે તેમ જ તેના વખાણ થાય છે

તપાસણી કરનાર અમલદારો નિશાળની તપાસ કરતી વખતે નિશાળની વ્યવસ્થા સબધી પોતાનો અભિપ્રાય દફતરે નોંધવાનુ ભૂલતા નથી, પરન્તુ, તેઓ નિશાળનું શિક્ષણ બાળકોની વિચારશક્તિના વિકાસ તરફ દોરનારૂ હતુ કે નહિ તે સબધી કોઈપણ પ્રકારની ટીકા લખતા નથી અલબત્ત, ક્રિયાત્મક જ્ઞાન તો શાળાના અભ્યાસક્રમમા લેખાતું જ નથી આંખ, હાથ અને મગજનો ઉપયોગ અનુક્રમે માત્ર છાપેલા અક્ષરો વાચવા, ચોપડી ઝાલવી અને જે શીખ્યુ હોય તે યાદ રાખવુ એટલામા જ નહિ, પણ કઈ બીજામા છે એ વાત તો હિન્દુસ્થાનની શાળાની નજર બહારની વસ્તુ છે ઘણા કાળની જુની ને રદ થએલી પ્રણાલીએ ભાષાનુ શિક્ષણ અપાય છે હિન્દુસ્થાનના બધા વિદ્યાર્થીઓ ઇગ્રેજી ભાષાના પ્રાચીન પંડિતો વિષે માહિતી ધરાવે એવી આશા રખાય છે વિદ્યાર્થી કેવુ મઝેનું, દોષ રહિત ને ભાષાની રૂઢિને અનુસરતું ( *Idiomatic* ) અંગ્રેજી લખાણ કરી શકે છે તે જાણવાની એકપક્ષી દૃષ્ટિએ પરીક્ષામા વર્તાય છે ઘણા વિદ્યાર્થીઓ વૈદકની, વેપારી, ઇજનેરી અને હુન્નર-ઉદ્યોગની બીજી શાખાઓની ઉંચી પંક્તિની કેળવણી જારી રાખતા અટકયા છે કારણ કે તેઓ પોતાના પરીક્ષકને પજાબ યુનિવર્સિટિની મેટ્રિક્યુલેશનની પરીક્ષામા 'બી' કહેવાના પ્રશ્ન પત્રમા પુરતો સતોષ આપવાને નિષ્ફળ નીવડે છે

જે છોકરો સસ્કૃત ભાષાનો કે અરબી ભાષાનો પંડિત થવા ચાહતો હોય તેણે પણ અંગ્રેજી ભાષા અને સાહિત્યમા એમ એ થવા ઇચ્છતા વિદ્યાર્થી જેટલુ કામ બતાવી પોતાના

સરસ્વતીચંદ્ર ભાગ ૨ જો રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એંડ કંપની, મુંબાઈ

પરીક્ષકોને સંતોષવા પડે છે ખરી રીતે કહીએ તો હાલ જે શિક્ષણ અપાય છે, તે બાળકની જિન્દગીના મુખ્ય કાર્ય સાથે ઘણો ખરો સબંધ ધરાવનાર નથી

ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટસ જેવા આગળ પડતા દેશોમાં પણ કેળવણીના સૂત્રો અને પદ્ધતિ વિષે આવા પ્રકારની ફરિઆદો ઘણી સામાન્ય છે ગમે તેમ હોય, તો પણ, હિન્દુસ્થાનમાં કેળવણીની પદ્ધતિ બીજા આવા સુધરેલા દેશો કરતા પચાશ વર્ષ પાછળ છે, અને તેથી બીજા દેશોમાં જે ક્યારનુએ થઈ ચૂકેલું છે, તેની સમાનતાએ આણતા આપણને ભગીરથ પ્રયત્નો કરવા પડશે મહા મહેનતનું કામ તો એ છે, કે શિક્ષકો અને આચાર્યોને કેળવવા, અને લોકમત કેળવીને અમલમા મૂકવો.

આ સ્થળે આ વિષયના ખાસ બે વિદ્વાન્ લેખકોના વિચાર તરફ ધ્યાન ખેંચવુ ઉપયોગી નીવડશે એમ હું ધારૂં છુ એક ઇગ્રેજ વિદ્વાન્ છે, અને બીજો અમેરિકન છે બર્ટ્રેન્ડ રસેલ કહે છે,

"જે કઇ મુખ્ય ફેરફાર હયાતિ ધરાવે છે અને તેની વિરુદ્ધ છે, તે પક્ષે જોતા કેળવણી એ સામાન્ય રીતે સર્વોપરિ શક્તિ છે હમણા જ કઇ આવી પડશે એવો ભય જેમને માથે ઝઝુમી રહ્યો છે એવી સસ્થાઓને હસ્તક કેળવણી વહિવટ ચાલે છે, અને તેઓ યુવાન વિદ્યાર્થીઓનાં ટીકી શકાય એવા મગજમા જાતીય ઉત્તમતા માટે પૂજ્યવૃત્તિ ધીમે ધીમે ઉતારે છે, તથાપિ તે સસ્થાઓ ઘણી મજબુત છે સુધારકો પોતાના પ્રતિપક્ષીઓને, તેમની ઉત્તમતાનુ સ્થાન ખસેડી લેવાનો પ્રયત્ન કરી કડવો પ્રત્યુત્તર વાળે છે એમાથી એકે પક્ષ બાળકોની દયા આણી વિચાર કરતો નથી જાણે કે એક લશ્કરમા નહિ તો બીજામા ભરતી કરવાના માત્ર સિપાઇ જેવા બાળકો હોય એવુ વર્તન તેમના પ્રત્યે ચલાવાય છે જો માત્ર બાળકોની દયા વિચારાતી હોય તો તેઓ અમુક પક્ષમા ભળે એવો પ્રયત્ન કેળવણી તો કદી કરે નહિ, પણ એ બે પક્ષમાથી એકને પોતાના બુદ્ધિબળથી પસંદ કરવો તેટલા સારૂ તેઓને લાયક બનાવે વિચાર કરવાને બાળકોને લાયક બનાવવાં એવો કેળવણીનો ઉદ્દેશ હોઈ શકે—નહિ કે તેમના શિક્ષકો વિચારે તે પ્રમાણે તેમણે વિચારવુ એવો આશય હોય જો આપણે બાળકોના હક સ્વીકારીએ તો કેળવણી રાજકીય હથિઆર તરીકે રહી શકે નહિ ને જો આપણે બાળકોના અધિકારને માન આપીએ તો પછી આપણે તેમને એવી રીતે કેળવવાં જોઇએ, કે તેમને જ્ઞાન મળે, અને સ્વતન્ત્ર અભિપ્રાય બાંધવાની માનસિક વૃત્તિ પ્રાપ્ત થાય પરંતુ રાજકીય સસ્થાઓદ્વારા અપાતી કેળવણી એવો પ્રયત્ન કરે છે, કે તેથી મનની વૃત્તિઓ એવી રીતે ઘડાય, અને જ્ઞાનની મર્યાદા એવી રીતે ઘેરાય, કે તે વડે અમુક પ્રકારની નિયત વિચારસૃષ્ટિ ઉત્પન્ન થઈ શકે"

સગીન પરિણામ આણનારી યોજના વિષે બર્ટ્રેન્ડ રસેલ ફરીથી ટીકા કરે છે,

"કેળવણી મૂળથી જ અર્થસિદ્ધ છે, અને તેથી, જે વડે ભલું જીવન રચી શકાય તેવો સ્વમતાગ્રહી ઉદ્દેશ તેને માટે આવશ્યક છે જો કે શિક્ષણ સાથે બને ત્યાસુધી સુસગત હોય એવા સ્વાતન્ત્ર્યને કેળવણીમા માન આપવુ જોઇએ, અને શિક્ષણને હાનિ થયા સિવાય હાલની રૂઢિ કરતા વિશેષ સ્વાતંત્ર્ય આપી શકાય, તથાપિ, જો બાળકોને કઇપણ શિખવવુ હોય

પતિવ્રતા સતિઓ (સચિત્ર) રૂ ૩-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

તો સંપૂર્ણ સ્વતંત્રતાથી કંઇક ઉલ્લંઘન દૂર ન થઇ શકે એવું છે અનંત, સાધારણ સહચરે, સાથે જેમને બંધ નથી એવા અસાધારણ ચતુર શિષ્યોને આ વાત લાગુ પડી શકે નહિ શિક્ષકોને માથે ભારે જવાબદારી રહની છે તેનુ આ એક પ્રમાણ છે બાળકોએ ખાસ કરીને થોડે ઘણે અંશે પોતાના વડીલ જનોના દયાભાવ પર રહેવું જોઇએ, પોતાનું હિત સંભાળનાર તરીકે તેઓ જાતે વર્તી શકે નહિ. કેળવણીના કાર્યમાં કેટલાક પ્રમાણમાં અધિકારનો ત્યાગ થઇ શકે તેમ નથી માટે જેઓ કેળવણીનું કામ કરે છે તેઓએ સ્વાતન્ત્ર્યના જોમને અનુસરી અધિકાર વાપરી શકાય એવો રસ્તો શોધી કાઢવો જોઇએ

જ્યાં અધિકારનો ત્યાગ થઈ શકે નહિ ત્યાં પ્રેમભાવનાની જરૂર છે જે માણસ ખરી કેળવણી આપવાનો હોય, અને બાળકોની સ્વાભાવિક ઉચ્ચતાને અનુસરી વિકાસ થવા દેતો હોય તેનામાં પૂજ્યવૃત્તિ સાંગોપાંગ હોવી જોઇએ જેઓ 'યાન્ત્રિક બીબે ઉત્પન્ન કરેલી લોહમય રચના' ( *Machine-made cast iron systems* ) નો પક્ષ ધરીને બોલે છે, તેઓમાં બીજા તરફના પૂજ્યભાવની ન્યૂનતા છે સુધારકો અને ચાલતા વહિવટની સામે થનારા લોકો સ્વાર્થિવા, મુડીવાદ અને ફેબિયનની શાસ્ત્રીય યોજના ( *Fabian scientific organization* ) વગેરે કારાગૃહોમાં મનુષ્યજાતિના ઉત્સાહને બળાત્કારે ધકેલવાનો પ્રયત્ન કરે છે જેમાં, સરકારી કચેરીમાંથી કાયદા કાનુનો નીકળે છે, મોટા મોટા વર્ગો છે, નિર્ણીત થએલો અભ્યાસક્રમ છે અને સામાન્ય બુદ્ધિવાળા શિષ્યો નીકળે એટલે બહુ થયું એવા આ તે માટે આગ્રહ કરનારાઓનો છે તેની કેળવણીમાં બાળકો તરફ પ્રેમભાવની ખોટ સુપ્રસિદ્ધ છે પૂજ્યભાવ માટે લાગણીની અને અંગત સહાનુભૂતિની જરૂર છે જેનામાં યથાર્થ ક્રિયાશક્તિ અને સાધન બહુ થોડા પ્રમાણમાં હોય તેમના પ્રતિ પ્રબળ ભાવનાની જરૂરિઆત છે બાળક અશક્ત હોઈ બાહ્યદૃષ્ટિએ જોતાં મૂર્ખ છે શિક્ષક બળવાન્ છે, અને દરરોજના વ્યવહારમાં બાળકના કરતા વધારે ચતુર છે પ્રેમભાવ વિનાનો શિક્ષક, અથવા પ્રેમભાવ વિનાનો અમલદાર, બાળકના આવા દેખીતા ઉતરતા દરજ્જા માટે સહેલાઇથી અવગણના કરે છે તે ધારે છે કે બાળકને સ્વરૂપ આપવું એ પોતાનું કર્તવ્ય છે કલ્પના શક્તિમાં તે મારી સાથે કામ કરનાર કુંભાર છે, અને તેથી તે બાળકને કંઇક અસ્વાભાવિક ઘાટ આપે છે તે વયના પ્રમાણમાં કરૂણ થાય છે આત્મિક અસંતોષ અને કુલક્રમાગત માનસિક પ્રકૃતિ તેમાંથી ઉત્પન્ન થાય છે છેવટે, નિષ્ઠુરતા, અસૂયા અને બીજાઓએ પણ અનર્થકારક સ્થિતિ ભોગવવી જોઇએ એવી બુદ્ધિનો જન્મ થાય છે

જે મનુષ્યમાં આદરબુદ્ધિ છે તે યુવાનોને આવું અધમ સ્વરૂપ આપવાનું પોતાનું કર્તવ્ય છે એમ કદીપણ લેખશે નહિ. તેને લાગે છે કે સર્વ જીવોમાં—વિશેષે કરીને મનુષ્યપ્રાણીમાં, અને તેમાં પણ ખાસ કરીને બાળકોમાં—કંઇક ઇશ્વરી, અનિર્વચનીય, અનંત, કંઇક વ્યક્તિગત અને અદ્ભુત રીતે વહાલું જીવનનું વિકાસ પામતું સત્ત્વ, વાણીથી પર હોઇ ભવચક્રમાં બાથોડીઆં મારતું દેહધારી બનેલું છે"

મી બર્ટ્રેન્ડ રસેલ પછી આગળ વધીને રાજ્યો અને દેનજો અસ્તિત્વ ધરાવતી વર્ગ સ્થાના નિર્વાહણ અર્થે પ્રજાકીય કેળવણીનો ઉપયોગ કેવી રીતે કરે છે, અથવા, બહુ થાય તો વ્યક્તિનો વિચાર કરે તો કેવી રીતે "પૈસા કમાના' કે "આગળ વધવાની કળા" અથવા "મારો દરજ્જો પ્રાપ્ત કરવો" વગેરે વિચારોમા કેળવણીનું ક્ષેત્ર મર્યાદિત કરે છે તે દર્શાવે છે

કેટલીક વસ્તુઓ હાલની કેળવણી પુરી પાડે છે, માટે બધા સુધરેલા દેશોમા તે હકીકત પ્રચલિત માગ સપાદન કરવાનુ જારી રહેવુ જોઈએ એવુ રસેલ પણ બીજાઓની માફક ધારે છે, દાખલા તરીકે, લેખન, વાચન ને અકગણિતનુ પ્રાથમિક જ્ઞાન હાલ આ વિષયોમા અપાતુ વાસ્તવિક શિક્ષણ, કદાચ, જોઇએ એટલુ નહિ હોય, તોપણ તે સ્પષ્ટ રીતે હરકત કરે એવુ તો નથી જ "સાક્ષાત્ નુકસાન કરે એવુ શિક્ષણ તો ઇતિહાસ, ધર્મ અને બીજા વિવાદયુક્ત વિષયોમા રહેલુ છે આ વિષયો નિશાળોને જારી રાખનારના હેતુને લગતા છે, અને એ હેતુઓ, નિશાળોને નિભાવી રહે છે, કેમ કે એનાથી આ વિષય સબધી અમુક અભિપ્રાયો બાળકોના મનમા ભરી શકાય છે પ્રત્યેક દેશમા ઇતિહાસ એવી રીતે શિખવાય છે, કે તેથી તે દેશની વ્યર્થ અતિશયોક્તિ થાય પોતાનો દેશ હમેશા સત્યને માર્ગે ચાલતો આવ્યો છે, અને બહુધા જયવત નીવડયો છે, તેમ જ લગભગ બધા મહાન પુરૂષો પોતાના દેશમા ઉત્પન્ન થયા છે અને બધા વિષયોમા પોતાનો દેશ અન્ય દેશો કરતા ચઢિઆતો છે, એવી માન્યતા રાખતા બાળકો શીખે છે* આ માન્યતા કેવળ *પ્રશસાયુક્ત હોઇ તેમા મહેલાઇથી તલ્લીન થઇ શકાય છે અને તે વિદ્યાર્થીના ઉત્તરકાલીન* જ્ઞાનથી પણ ભાવનામાથી ભાગ્યે જ ખસેડી શકાય છે

એક સાદો ને સાધારણ દાખલો લઇએ વાટર્લૂની લડાઇની ખરી બનેલી હકીકતો પુરે પુરી તપાસીનવાર અને બારીક નોધોથી જાણીતી છે પરન્તુ ઇગ્લેડ, ફ્રાન્સ ને જર્મનિની પ્રાથમિક શાળાઓમા એ લડાઇની ખરી હકીકતોને અતિશય વિસ્તારીને જુદી જુદી રીતે શિખવાય છે સાધારણ ઇગ્રેજ છોકરો માને છે, કે પ્રુશિઅનોએ લડાઇમા નહિ જેવો ભાગ લીધો સામાન્ય જર્મન છોકરો ધારે છે, કે વેલિંગ્ટન વસ્તુત હારી ગયો હતો, પણ બ્લુચરના શૌર્યથી તેનો વિજય થયો હતો જો બનેલી હકીકતો સત્ય રીતે બન્ને દેશોમા શિખવવામા આવી હોત તો આટલા બધા પ્રમાણમા દેશાભિમાન વૃદ્ધિ થતે નહિ યુદ્ધની ઘટનામા વિજય માટે આવો આગ્રહ બેમાથી એકે પ્રજા ન દર્શાવત, અને લડવાનો ઉત્સાહ ન્યૂન થઇ ગયો હોત આવુ પરિણામ આવતુ અટકાવવુ જોઇએ પ્રત્યેક રાજ્ય રાષ્ટ્રીય અભિમાનને

* વિશ્વવિદ્યાલયોએ અને પાઠ્ય-પુસ્તકો માટે નિમાએલી સભાઓએ મન્જુર કરેલા હિદુસ્થાનના ઇતિહાસના ગ્રન્થોના ભારતીય મહા પરાક્રમોની પ્રશસા થાય તેવી રચના નથી, ઉલટ, તેનાથી વિપરીત બાબ તરફ પક્ષપાત કરવામા આવે છે

એડિટર-એમ, આર મૉડર્ન રિવ્યુ.

કમલાના પત્રો ૨ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

પુષ્ટિ આપવા ઇચ્છે છે, અને નિષ્પક્ષપાત ઇતિહાસોથી આ કામ થઈ શકે નહિ એ વાતથી તે સારી રીતે વાકેફ છે અનાથ બાળકોને પરિવર્તન, ગોપન ને ઉશ્કેરણીદ્વારા ઇતિહાસનુ શિક્ષણ અપાય છે દુનીઆના ઇતિહાસ સબધી અસત્ય વિચારો ભિનભિન દેશોમા શિખવાય છે, તે એવી જાતના છે, કે તેથી કલહને ઉત્તેજન મળ છે અને દુરાગ્રહી રાષ્ટ્રીય અભિમાન ચાલુ રાખવાને ઉપયોગી થઈ પડે છે '

શુદ્ધ શિષ્ટાચાર ( *Good form* )ના અનિષ્ટ વર્તુંવતાં તે ગીમ કહે છે

"બાહ્ય શિષ્ટાચારના દોર એ રચને ઉદ્‌ભવે છે, પોતાની સાધુતા માટે તેનો સપૂર્ણ વિશ્વાસ, અને જગતમા વિચારશક્તિ કરા માટે સર્વશક્તિ, જીવનને ઉપયોગી બળ અને પ્રગતિનુ મૂળ કારણ—એ સર્વથી શિષ્ટ દોષરહિત આચાર ને રહેણી વધારે ઇચ્છિવાજોગ છે એવી તેની મા યતા સપૂર્ણ વિશ્વાસ, એ પોતે જ, જેમનામા તે હોય છે તેમની બધી માનસિક પ્રગતિઓને રસાતળ કરવાને પુરતો છે, અને જ્યારે એ વિશ્વાસ, જાતીય વિશેષ ગુણ અને અસભ્યતા—જેઓ લગભગ નિત્યની વિશાળ માનસિક શક્તિ સાથે સબધ ધરાવે છે—તેમની અપ્રતિષ્ઠા સાથે સકળાય છે, ત્યારે તેની સાથે સસર્ગમા આવતા બધાના વિનાશનુ તે કારણ બને છે 'સુઘટિત બાહ્યાડબ' એ પોતે જ નિ સત્ત્વ છે, અને અભ્યુદયને અર્થે અનુચિત છે તથા જેમનામા એ નથી તેવા માણસો તરફ એનુ વલણ એવુ છે, કે તે વડે એ વણાનો અત આણે છે કે જેઓ કદાચ જીવતા રહ્યા હોત"

અલબત્ત, આ ઉપરથી તેના કથનનો આશય એવો નથી, કે સૌંદર્યરહિત રચના અને અશિષ્ટ રીતભાત એ સદ્ગુણ છે તેનુ કહેવુ માત્ર એવુ છે કે અમુક પ્રકારના શિષ્ટાચારને અયોગ્ય મહત્ત્વ આપવાથી તે સકુચિત ને અકુશિત નીવડે છે

ધર્મનાં શિક્ષણથી થતાં અનિષ્ટો વિષે તે આથીએ વિશેષ ભાર દઈને જણાવે છે,

"સ્વતન્ત્ર વિચાર કરતા શિખવવાને બદલે, બીજાઓ કહે તે ખરૂ એવી બુદ્ધિને જન્મ આપવો, સશયસ્થાનની તપાસ જાતે કરવા દેવી ને અતરાત્માની સ્વેચ્છાને ઉત્તેજન આપવુ, એના કરતાં, તેથી ઉલટુ સદિગ્ધ વૃત્તાતો વિષે સ્વત સિદ્ધ અભિપ્રાયો ગ્રહણ કરવાની યુવાનોને ફરજ પાડવી, એવો અર્થ કેળવણીનો જ્યાસુધી લેખાય છે, ત્યાસુધી સ્વતત્ર રચનાનો પ્રતિબધ અત્યાજ્ય ને અનિવાર્ય છે કેળવણીએ સત્યની ઇચ્છાને ખીલવવી જોઇએ પણ અમુક પથ એ જ સત્ય છે એવા નિશ્ચયને કદાપિ ઉશ્કેરવો જોઇએ નહિ દેવળો સંઘો અને રાજકીય પક્ષોની લડાયક વ્યવસ્થામા માણસો જોડાય છે તે ધર્મોને લીધે જ ધર્મોમા અતિશય શ્રદ્ધા હોવાને લીધે લડવામા હોશિયારી આવે છે જે વિષયોમા બ્રાતિ એ જ બુદ્ધિવિષયક સસ્થિતિ છે, તેમા જેમને સપૂર્ણ નિશ્ચિતાર્થ લાગે છે તેમને વિજયમાળ આરોપાય છે ધર્મોની માન્યતામા આની અધશ્રદ્ધા ઉત્પન્ન કરવામા અને લડવા માટે ધારેલી મતને સિદ્ધ કરવાની શક્તિનો જન્મ આપવામાં, બાળકોની જીવનશક્તિને લપેટવામા આવે છે, તેમ જ નવીન વિચારોની અભિવૃદ્ધિપર અકુશ મુકવાને તેનો નિરોધ કેવી રીતે થઇ શકે તેપર ખાસ ધ્યાન આપવામા આવે છે, ને આવી રીતે બાળકની સ્વતન્ત્ર

ગુનામગિરીનો ગજબ ( સચિત્ર વાર્તા ) રૂ ૨—૦ • એન એમ. ત્રિપાઠી એન્ડ કપની મુબાઇ

નિરીક્ષણ દૃષ્ટિને મર્યાદિત કરવામા આવે છે આનુ પરિણામ એ થાય છે, કે જેમના મન બહુ ચપળ નથી હોતા તેઓમા વિરૂદ્ધ પક્ષ વિષે તિરસ્કાર યા અરુચિનુ પરિબળ જામી જાય છે, ત્યારે જે કોઈક થોડીક વ્યક્તિઓના વિચારનો વિનાશ થઈ શકતો નથી તે વ્યક્તિઓ વૈભવનો નિરસ્કાર કરનાર, બુદ્ધિબળમા નિરાશાજનક, ઝનૂનભરેલી રીતે દ્વેષ દર્શી, જે કંઈ વિદ્યમાન છે તે નિરર્થક છે એવી માન્યતા રાખવાના અધિકારી અને બીજાઓની ઉત્પાદક પ્રેરણાઓનો તેઓ સહાર કરે છે, તેનુ સ્થાન રોકનાને પોતાના તરફથી બીજુ સાહિત્ય આપવાને અસમર્થ હોય છે ”

આજ્ઞાપાલન અને નિયમ વ્યવસ્થા વિષે તે કહે છે

“શિક્ષણના કામમા ગુથાએલા લોકો ઘણુ કરીને અમુક પ્રકારની માનસિક ટેવો બાળકોના મનમા ભરે છે આજ્ઞાનુવર્તન ને નિયમ બધારણ, ઐહિક ફળપ્રાપ્તિના જીવનપ્રયાસમા ક્રૂરતા, વિરોધી પક્ષના લોકો પ્રતિ તિરસ્કાર, નિર્વિવાદ અધશ્રદ્ધા અને ગુરુના જ્ઞાનનો નિષ્ક્રિય સ્વીકાર,—આવા પ્રકારનુ માનસિક વલણ બહુધા સામાન્ય છે આ બધી વૃત્તિઓ જીવનથી વિરુદ્ધ છે આજ્ઞાપાલન અને નિયમવ્યવસ્થાને બદલે આપણે સ્વાતત્ર્ય અને પ્રોત્સાહનનુ રક્ષણ કરવા પ્રતિ લક્ષ્ય રાખવુ જોઇએ વિચારો પ્રત્યે અસહિષ્ણુતા રાખતા શીખવવાને બદલે, તે પ્રતિ ન્યાયનિષ્ઠા રાખતા શિખાય એવો પ્રયત્ન શિક્ષણ વડે થવો જોઇએ અનતાને સ્થાને તેણે પૂજ્યવૃત્તિ અને પ્રતિપક્ષ શુ કહે છે તે સમજવાની બુદ્ધિ મનમા ઉતારવી જોઇએ બીજાઓના અભિપ્રાય વિષે, અવશ્ય હાજીહા તો નહિ જ, તો પણ, કલ્પિત અનુમાનોથી સયુક્ત થએલ હોય એવો, અને જેમા કારણોનુ સ્પષ્ટ પ્રત્યક્ષીકરણ થતુ હોય એવો વિરુદ્ધભાવ દર્શાવવો જોઇએ વિશ્વાસશીલતાને બદલે લક્ષ્ય એ હોવુ જોઇએ, કે તેથી ગર્ભિત શકાઓ ઉદ્દીપન થાય, મનની ચમત્કારિક ક્રિયા પ્રતિ પ્રેમ ઉપજે ને વિચારોમા ઉત્સાહ ને શૌર્ય વડે સસારમા વિજય મેળવવાની બુદ્ધિ આવે મનના વિષયોપ્રતિની દુર્લક્ષતાને લીધે, એકની એક સ્થિતિમા પડી રહેવાની સતોષવૃત્તિ તથા રાજપ્રકરણી ભાવનામા પ્રત્યેક શિષ્યની ગૌણતા એ આ આપત્તિના તાત્કાલિક કારણો છે પરતુ આ બધા કારણોની નીચે એક વધુ પ્રધાન સારભૂત કારણ રહેલુ છે, તે એ છે, કે કેળવણીને ‘વિદ્યાર્થીઓ ઉપર અધિકાર ચલાવવાની એક ક્રિયાસાધક શક્તિ તરીકે લેખવામા આવે છે, પરતુ તેમના વિકાસને પુષ્ટિ આપનારા સાધન તરીકે કેળવણી ગણાતી નથી વિદ્યાર્થીઓ તરફ આદરબુદ્ધિની ખોટ છે તે આથી સ્પષ્ટ જણાઇ આવે છે. તેમના તરફ પૂજ્યવૃત્તિ રાખવાથી જ અગત્યના સુધારા સાધી શકાય એમ છે”

“ સાધ્યનો નિરાગો ઉત્તમ ભાગ ઇચ્છવા યોગ્ય છે, અને તેમા આડે આવવાની જરૂર નથી ”

“ઝનૂનભરેલી રીતે કરકસર કરવાને લીધે મોટા મોટા વર્ગો રાખવામા આવે છે, તેમ જ ઘ થી વધારે કામ, કરનારા શિક્ષકો રાખવામા આવે છે તેથી આજ્ઞાનુવર્તનની જરૂર પડે છે. જેમને શિક્ષણકાર્યનો અનુભવ નથી તેઓ કલ્પી પણ શકશે નહિ કે ખરેખરી પ્રગતિ

ઉર્મિમાળા ૨ ૦-૮-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

કરતી કેળવણીમા શક્તિનો કેટલો વ્યય થાય છે તેઓ ધારે છે, કે અમના કર્તાકની માફક જોઇએ તેટલા કનાક કામ કરવાની આશા શિક્ષકો પાસેથી પણ રાખી શકાય છે આનુ ફળ એ થાય છે, કે અતિશય થાક લાગે છે, ને જ્ઞાનતતુઓ તરત ઉશ્કેરાય એવા નીવડે છે અને નિરસતુ નૈતઈ યત્રની માફક નિગ્રહપણે અને કરવાની જરૂર રહે છે વળી આ કાર્યનો નિર્વિઘ્ન યત્રની માફક નિ આત્મ્ાકનપણા શિવાય કદી થઇ શકે નહિ"

* * *

" નિશાળોમાં હાલ જે નિયમ-વ્યવસ્થા જોવામાં આવે છે તે વળી કષ્ટજનક છે, લગભગ બધી સિદ્ધિને અર્થે અમુક પ્રકારની નિયમ-વ્યવસ્થાની આવશ્યકતા છે અને જેઓ પરપરાની પદ્ધતિ મુજબની એકતી ઉપરચોટિયા વ્યવસ્થાની વિરુદ્ધ પ્રતિક્રિયા કરે છે તેઓ કદાચ તેનુ યથાર્થ મૂલ્ય આકી શકતા નથી દૃ તો ઇચ્છેલો હેતુ દત્તાથી સિદ્ધ કરવાની અને માર્ગમા કેટલીક વસ્તુનો ત્યાગ કરવાની તથા દુખ સહન કરવાની શક્તિ એમાથી જે પ્રકારની આન રિક નિયમ-વ્યવસ્થા ઉત્પન્ન થાય છે તે ઇચ્છાનેગ છે આનો અર્થ એ નીકળે છે, કે ઇચ્છાશક્તિનો તામે આવેગશક્તિએ હતુ એમ ન કે આજ્ઞલમાન ગતિ દષ્ટિ સમાઈ ન હોય એવે અવસરે પણ વિશાળ ઉરપા ક ઇચ્છાએ હસ્તગત કાર્ય કરવુ એના સિવાય ગભીર મહત્ત્વાકાક્ષા-ભને તે સારી હો વા માથી હો-તેને ક્રિયામા મૂળી નકાય નહિ તથા કોઈપણ સગત આદર્શ પ્રધાનપદ ભોગવે નહિ આવા પ્રકારની નિયમ-વ્યવસ્થાની અગત્ય છે પરન્તુ તે દૃ દેશી ધ્યેયની પ્રબળ ઇચ્છાથી જ ઉદ્દભવી શકે છે, અને કેળવણી આવી ઇચ્છાને પુષ્ટિ આપે ( જો કે હાલની કેળવણી તો ક્વચિત જ એવુ કરે છે ) તો માત્ર કેળવણીથી જ તેનો જન્મ થઈ શકે છે આવા પ્રકારની નિયમ-વ્યવસ્થા સ્વતન્ત્ર બુદ્ધિથી જ નીપજે છે, પણ કોઈ બાહ્ય અધિકારથી તેમ બની શકતું નથી ઘણી નિશાળોમા જે નિયમ-વ્યવસ્થા મેળ વવાનો પ્રયત્ન થાય છે તે આ જાતની નથી, અને આ જાતની નિયમ-વ્યવસ્થા મને અનિષ્ટરૂપે ભાસતી નથી "

તે વિચારની ભીરુતા વિષે પોતાના વિચારોનો ઉપસહાર કરે છે તે પ્રમાણે.

' માણસો જાણે પૃથ્વીપર કશાથી બીતા ન હોય તેમ વિચારોથી બીએ છે-સર્વ નાશ અને કદાચ મૃત્યુથી વિશેષ-બીએ છે વિચાર એ ઉપયોગી, જડમૂળથી ફેરફાર કરે એવો સહારક અને ભયાવહ છે વિશેષ અધિકાર, સ્થાપિત સસ્થાઓ અને એશઆરામી ટેવો માટે વિચાર દયાશૂન્ય છે અધિકાર પ્રતિ વિચાર નીતિનિયમ રહિત, ઉદ્ધત ને નિ સ્પૃહ છે અને અનેક યુગોથી અનુભવેના જ્ઞાપણ પ્રતિ તે પ્રમાદી છે વિચાર નરકના ખાડામા દૃષ્ટિ નાખે છે ને ભયભીત થતો નથી તે મનુષ્યને પ્રશાતિના ગહન ઉંડાણથી ઘેરાએના બળહીન સૂક્ષ્મ બિંદુ તરીકે જુએ છે એમ છતા, તે પોતે જાણે વિશ્વને પ્રભુ હોય તેમ અચિન્ત રહી ગર્વિષ્ઠપણે વર્તે છે વિચાર મહાન, શીઘ્રગામી અને સ્વતન્ત્ર છે તે વિશ્વનો પ્રકાશ છે, ને મનુષ્યનુ મુખ્ય ગૌરવ છે "

"પરંતુ, જો વિચાર, ઘણાની મિલ્કત બનવાનો હોય અને, નહિ કે તેના ઉપર થોડા-એકનો જ ખાસ હક હોય —તો આપણે ભયને દૂર કરવો જોઇએ મનુષ્યને અંકુશમાં રાખી પાછળ પાડનાર ભય છે એવો ભય રહે છે, કે રખેને પોતાની ઉમંગથી સ્વીકારેલી માન્યતાઓમાં કંઈ ભૂલ થઈ ગઈ હોય, અથવા જે સંસ્થાઓ વડે તેઓ જીવે છે તે ભવિષ્યમાં અનિષ્ટકારક થઇ પડે, અથવા પોતાને માટે જેટલું માન યોગ્ય ધાર્યું હોય તેથી ઓછી લાયકાત પોતાનામાં છે એવું બતાવવાનો પ્રસંગ કદાચ આવી પડે " શું કારીગર માણસે સ્વામિત્વ વિચાર સ્વતંત્રપણે કરવો જોઇએ ? તો પછી આપણે એટલે શ્રીમંતોનું શું થશે ? જુવાન પુરુષોએ અને યુવતીઓએ શું સ્ત્રીપુરુષાદિ ભેદનો વિચાર સ્વતંત્રતાથી કરવો જોઈએ? તો પછી નીતિનું શું થશે ? શું સૈનિકોએ યુદ્ધનો વિચાર સ્વતંત્રતાથી કરવો જોઇએ ? તો પછી નૈતિક વ્યવસ્થાનું શું થશે ? એ વિચાર દૂર કરો ! દુરાગ્રહના નિમિત્તમાં પાછા હઠો, નહિ તો, સંપત્તિ, નીતિ ને યુદ્ધને જોખમમાં પણ નંખાય ! મનુષ્યના વિચાર સ્વતંત્ર હોય તેના કરતાં મનુષ્યોએ મૂઢ, પ્રમાદી અને ઉપદ્રવ કરનારા થવું એ વધારે યોગ્ય છે કારણ કે જો તેમના વિચારો સ્વતંત્ર હોય તો તેઓ દાન જેમ વિચારી શકે છે તેમ વિચારી શકે નહિ માટે ગમે તે ભોગે, આ અનર્થ અટકાવવો જોઇએ " વિચારના વિરોધીઓ આ પ્રમાણે પોતાના આત્માની અજ્ઞાત ગહનતામાં વાદવિવાદથી સિદ્ધ કરે છે અને તે મુજબ તેઓ પોતાના દેવળોમાં, પોતાની નિશાળોમાં અને વિશ્વવિદ્યાલયોમાં વર્તે છે"

"ભયથી પ્રેરિત કોઈપણ સંસ્થાના જીવનની વૃદ્ધિ આગળ થઇ શકતી નથી ભય નહીં, પરંતુ એક આશા જ માનુષી વ્યાપારમાં ઉત્પાદક સત્ત્વ છે, જેઓ બાળકનાં શિક્ષણને અધિકારમાં રાખે છે તેઓના મનને ભવિષ્યને ઉત્પન્ન કરવાના મનોરથો કરતાં ભૂતકાળને સંભાળી રાખવાની ઇચ્છા વિશેષ સતેજ કરે છે શિક્ષણનું ધ્યેય નિસ્તેજ સત્યની નિષ્ક્રિય માહિતી તરફ ન હોવું જોઇએ, પરન્તુ આપણા પ્રયત્નો વડે ઉત્પન્ન થવાની સૃષ્ટિપ્રતિ દોરનાર સાધક શક્તિ–પ્રવૃત્તિ–તરફ હોવું જોઇએ એ સાધક શક્તિને ગ્રીસ અને રીનેઇસન્સના નષ્ટ સૌંદર્ય કાજે પશ્ચાત્તાપયુક્ત, અતિ ઉત્કણ્ઠા દર્શાવીને ઉત્તેજીત કરવી જોઇએ નહિ, પરંતુ તેને જનસમાજની કાન્તિયુક્ત કલ્પનાદૃષ્ટિથી, ભવિષ્યના સમયે વિચાર સત્ત્વ સંપાદન કરશે એવા વિજયોત્સાહથી અને પૃથ્વીપર મનુષ્યના નિરીક્ષણની સર્વદા વૃદ્ધિગત થતી દૃષ્ટિમર્યાદાથી પ્રોત્સાહિત કરવી જોઇએ જેમને આ રહસ્યને અનુસરતું શિક્ષણ મળે છે તેમનામાં જીવન-શક્તિ, આશા ને આનન્દ રેલાશે, તથા મનુષ્યપ્રયત્નથી નિર્માણ થએલા વિજયની શ્રદ્ધાથી મનુષ્ય જાતિનું ભૂતકાળથી ઓછું મલિન ભવિષ્ય રચવામાં પોતાનો યોગ્ય હિસ્સો વહન કરવા માટે તેઓને સમર્થ બનાવશે"

- હાલના યુગનો એક શ્રેષ્ઠ અંગ્રેજ વિચારક અને ઇંગ્રેજી વિચારોમાં જે કંઇ ઉત્કૃષ્ટ છે તેને તાદૃશ ચિતાર આપનાર લેખક, આ વિષયમાં શું જણાવે છે તે દર્શાવવાને મેં આ લાંબા ઉતારા આપ્યા છે વાંચક પણ સ્વતન્ત્ર દૃષ્ટિએ વિચાર કરવાનો છે, અને તેના અભિપ્રાયોને અક્ષરશઃ જેમનાં ગણીને સ્વીકારવાના નથી તે જે કહે છે તેમાં મોટે ભાગે સત્ય રહેલું છે, એ વાતની તો કોઇથી ના પાડી શકાય એમ નથી

---

પ્રેમ્યાન્ત એજ્યુકેશન રૂ. ૩–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# વિક્રમોર્વશી.

( મહાકવિ કાલિદાસના સંસ્કૃત નાટકની ગદ્યાત્મક કથા )

( ગયા અંકથી ચાલુ )

લેખક—રા કાશીનાથ અ બાળકૃષ્ણ જાની. બી એ

ઈન્દ્રપુરિમા નાટ્યપ્રયોગ ચાલી રહ્યા છે, નાટ્યશાસ્ત્રકાર ભરતમુનિ સરસ્વતી દેવીએ કરેલા "લક્ષ્મી સ્વયંવર" નામના કાવ્ય ઉપરથી રૂપાન્તર કરી અપ્સરાઓને તે શીખવતા હતા આ પ્રમાણે "લક્ષ્મી સ્વયંવર" નાટક ભજવવાનું હતુ અને ઇન્દ્ર ભગવાન સહિત લોકપાલો જોવામા એકતાર થઇ ગયા હતા આ નાટકમા ઉર્વશીને લક્ષ્મીની ભૂમિકા ભજવવાની હતી અને મેનકાએ લક્ષ્મીની સખી વારૂણીનો વેષ ધારણ કર્યો હતો નાચવામા, ગાવામા અને હાવભાવ બતાવવામા નાટ્યગુરૂ ભરત મુનિએ પોતે પાત્રોને કેળવ્યા હતા વળી હાવભાવમા પ્રવિણ અપ્સરાઓ પાત્રો તરીકે રંગભૂમિપર દેખાવ દેવાની એટલે નાટક બહુ ઉત્તમ અને આકર્ષક થવાનું તેમા નવાઇ પણ શી?

વારૂણી બનેલી મેનકા લક્ષ્મી બનેલી ઉર્વશીને ઉદ્દેશીને બોલી,

"લક્ષ્મી, ત્રૈલોક્યના ઉત્તમ પુરૂષો અત્રે એકઠા છે કહે જોઉ તારૂં મન કોના તરફ દોડ છે?"

આ વખતે ઉર્વશીના હૃદયમા પુરૂરવાની મૂર્તિ રમી રહી હતી નાટકમા વારૂણીના સવાલના જવાબમાં લક્ષ્મીનો "પુરૂષોત્તમ તરફ" એ જવાબ હતો ઉર્વશીનુ હૃદય જ પુરૂરવામય થઈ રહેલુ તેથી "પુરૂષોત્તમ તરફ" તે બદલે "પુરૂરવા તરફ" એમ બોલાઇ ગયુ આવા વિચગળ ઉત્તરથી નાટકમા રસભંગ થયો અને ભરતમુનિએ ઘણા ક્રોધમા આવી જઇ ઉર્વશીને શાપ દીધો—"મારા શિક્ષણપર કલંક ચઢાવ્યુ તેથી જા પૃથ્વીપર પડ"

આ પ્રમાણે નાટકમાં શરૂઆતમા જ વિઘ્ન આવ્યુ પરંતુ બાકીનો ભાગ નિર્વિઘ્ને પુરો થયો ઇન્દ્રના મનમા ઉર્વશીને માટે તીવ્ર લાગણી હતી તેથી જ્યારે તે શરમની મારી નીચુ નિહાળી રહી હતી ત્યારે તેના ચિત્તનુ સાન્ત્વન કરતા કહ્યુ " ઉર્વશી જેની પ્રેમજાળમાં તુ ફસાઇ છે તે રાજા પુરૂરવા સમરાંગણમાં સહાય કરનાર, મારાપર ઉપકાર કરનાર, મારો પરમ પ્રિય મિત્ર છે તેથી મારે કંઇ પણ પ્રત્યુપકાર કરવો જોઇએ ભરતમુનિના શાપને લીધે તારે થોડો કાળ સ્વર્ગ છોડી પૃથ્વીપર નિવાસ કરવો પડશે જ માટે તુ એ રાજર્ષિની પત્ની તરીકે રહે અને તારાથી એ પુત્રનુ મ્હો જુએ ત્યાર પછી પાછી ચાલી આવવાની તને રજા છે" ઇન્દ્રભગવાનની આજ્ઞાથી ભરતમુનિનો શાપ તો વરદાનના રૂપમા ફેરવાઇ ગયો ઉર્વશીએ હર્ષમાં આવી જઇ મહેન્દ્ર ભગવાનને પ્રણામ કર્યા, અને તે સ્વર્ગ છોડી ચાલી નીકળી

રાજા અન્ય સ્ત્રીના પ્રેમમાં મુગ્ધ થયો છે છતાં પોતાનો પતિ છે, લજ્જિત થઈ નમ્રતાથી સ્વાભિમાન ત્યજી તેણે પોતાની ક્ષમા માગી, અને ગમે તેટલી પ્રણિપત કરી છતાં તેની અવના કરી પોતે ચાલતી થઈ—આવી વિચારપરંપરાથી રાણીનું મન પશ્ચાત્તાપથી બળવા લાગ્યું આથી તેણે નિપુણિકાને પોતાના તરફથી ક્ષમા માગવા રાજા પાસે મોકલી પછી તરત જ



મણિમહેલમાં રાણી આવી પહોંચી —પા 136
ચિત્રકાર—રા. રવિશંકર રા

કચુકી મારફત રાજાને વિજ્ઞપ્તિ કરી કે, " આર્યપુત્ર મારે આજે નતનું ઉજવણું કરવાનું છે. આજે રાત્રે ચંદ્રોદય વખતે મણિમહેલમાં આપ મારાપર દર્શનનો અનુગ્રહ કરશો એમ આશા છે આપની સાથે સજોડે બેસી ચંદ્રરોહિણીના સંયોગના દર્શન કરવાનું મને મન છે "

કચુકીએ રાણીનો સંદેશ રાજાને કહ્યો એટલે તે બોલ્યો, " ઠીક, દેવીને જઈને કહો કે તેમની ઈચ્છાનુસાર કરવામાં આવશે "

મેરેજ ફોર્મ્સ અન્ડર એન્શીયન્ટ હિન્દુ લા રૂ ૦—૧૨—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

સાંઝ પડી સંધ્યા વદન વિગેરે નિત્યકર્મથી પરવારી, ગગાજી તરંગ સરખાં મનોહર પા– યથાંપર ચડીને રાજા મણિમહેલની અગાશીપર જઈ પહોચ્યો. વિદૂષક સાથે જ હતો આ વખતે ચંદ્રોદય થવાની તૈયારી હતી રાજાએ પાનનિપતિને મસ્તકે વિરાજનાર ચંદ્ર ભગવાનને હાથ જોડી પ્રણામ કર્યા

શીતળ ચન્દ્રિકાના પ્રકાશમા બેઠા બેઠા રાજાએ માણવકને ઉર્વશીના વિરહાગ્નિથી બળતા પોતાના હૃદયની વ્યથા કહેવા માડી એટલામા વ્રત ઉજવવામાં જોઇતી સામગ્રી સહિત રાણી આવી પહોચી આવતા જ તેણે રાજાને જયજયકાર શબ્દથી વધાવી લીધો રાજાએ આદર પૂર્વક ઉભા થઇને પોતાની પાસે તેને બેસાડી "દેવિ, તમારા વ્રતનું નામ શુ છે તે કહો" રાજાએ પૂછ્યુ

રાણીએ નિપુણિકા સામે જોયુ દેવીના મનનો વિચાર જાણી જઈ નિપુણિકા બોલી, ' મહારાજ, આ વ્રતનુ નામ "પ્રિયપ્રસાદન"

' આટલા જ માટે આ સુકુમાર દેહને વ્રતનુ કષ્ટ દેવુ વ્યાજબી નથી વ્હાલી, તને રાજી રાખવા હુ હમેશ હુ આતુર જ રહુ છુ તો પછી મને રીઝવવા માટે વળી વ્રત કેવા ?"

" આર્યપુત્ર મારા વ્રતના પ્રભાવથી જ આપ આજ મીઠા મીઠા વચનો બોલો છો " આ પ્રમાણે મનગમતી બોલી રાણીએ દાસીઓને હુકમ કર્યો, " ચાલો વ્રતનુ સઘળુ સાહિત્ય લાવો અને મણિમહેલની અગાશીમા પડતા ચન્દ્રકિરણનુ હું પૂજન કરું "

મધુ આદિત્ય હાજર થયુ પૂજન સમાપ્ત થયુ પૂજાના પ્રસાદના મોદક માણવક બ્રાહ્મણને આપવામા આવ્યા પછી પુષ્પગધ વિગેરેથી રાજાની પૂજા કરી અને હાથ જોડી પોતાના પ્રિયતમને પ્રણામ કરી રાણી બોલી આકાશમાના ચન્દ્રરોહિણીના દિવ્ય યુગલને સાક્ષી રાખી આર્યપુત્રને પ્રસન્ન કરવા કહુ છુ કે આર્યપુત્ર જેની ઝખના કર્યા કરે છે અને જેને તુરી આર્યપુત્રના દર્શન માટે તલસે છે તેમની વચ્ચે આવી વિઘ્નરૂપ નહીં થાઉં '

માણવકે હસીને પૂછ્યુ " વાહ ! વાહ ! ત્યારે આપને મહારાજ ઉપર આટલુ જ વ્હાલ કે ?"

દેવીએ જવાબ આપ્યો, 'અરે ભાઇ, જરા વિચાર તો કર મારા સુખનો ત્યાગ કરી હુ આર્યપુત્રનુ સુખ ઇચ્છુ છુ તે વ્હાલ નહીં તો બીજુ શુ ?"

રાજાએ હર્ષનો ઉમળકાથી કહ્યુ, 'દેવિ !" આજથી હું તમારો દાસ છુ બીજાને આપી દો કે તમે પોતે જ રાખો પણ એટલુ તો નક્કી માનજો કે વ્હેમની નજરે જોવા જેવો હુ નથી "

દેવી બોલી "આર્યપુત્ર આપ પ્રસન્ન થાઓ કે ન થાઓ મે તો મારૂ પ્રિયપ્રસાદન વ્રત કર્યું ચાલ નિપુણિકા, ચાલો દાસીઓ "

આટલુ બોલી દેવી પોતાના પરિજનને લઈ જવા નીકળી રાજાએ ઉતાવળે ઉભા થઇ કહ્યું, "વ્હાલી આપ મારો ત્યાગ કરીને જતા રહો એ 'પ્રસાદન' કહેવાય કે ?"

રાણી બોલી, ' આર્યપુત્ર, આજ સુધીમાં કોઇ દિવસ મે વ્રતભગ કર્યો નથી અને અહીં રહેવાથી વ્રતનુ યથાર્થ પાલન મારાથી થઇ શકે એવો સભવ ન હોવાથી મારે જવુ જ ઉચિત છે "

આમ બોલી દેવિ ઉશીનરી પોતાની દાસીઓ સહવર્તમાન ત્યાંથી ચાલી ગઈ

ભરતમુનિએ કોપ કરી આપેલો શાપ તો ઉર્વશીને એક આશીર્વાદ સમાન થઇ પડ્યો ઇન્દ્રભગવાનના આશ્વાસનના શબ્દો સાંભળી તેને અનહદ આનંદ થયો હતો મોહક વસ્ત્રોમાં સજ્જ થઇ તે પોતાની સખી ચિત્રલેખા સાથે આકાશમાર્ગે પૃથ્વીપર ઉતરી માણવક અને રાજાને મણિમહેલની અગાશીમાં બેઠેલા જોઇને બન્ને જણીઓ ત્યાં જ ઉતરી તિરસ્કરણી વિદ્યાના પ્રભાવથી અદૃશ્ય રહીને તેઓ અત્યાર સુધી બધું જોયા અને સાંભળ્યા કરતા હતા દેવી ઉશીનરીનું ઉદાર મન અને ઉન્નત વિચારો જોઇ ઉર્વશી દિઙ્મૂઢ બની ગઈ હતી તેના મનમાં રાણીને માટે મોટું માન ઉત્પન્ન થયું "પોતાના જીવનનું સર્વસ્વ—રાજાનો પ્રેમ મને જ દાનમાં આપી પોતે ચાલી ગઈ છે" એ વિચાર આવતા જ "ધન્યાધન્ય!"ના ઉદ્‌ગારો તેના હૃદયમાંથી નિકળ્યા

ઉર્વશી રાજાની પાસે પ્રગટ થઇ, અને પોતાની સખિને રાજાના હાથમાં સોંપી ચિત્રલેખા સ્વર્ગમાં નીધાવી

એકાદ વ્રત કરનાર કોઈ ધર્મિષ્ટ ભક્ત જેમ પોતાનું સર્વસ્વ દાનમાં આપી દે તે પ્રમાણે દેવી ઉશીનરીએ પણ પોતાના સર્વ સુખના આધાર—પોતાના પતિ—ને તેની પ્રિયતમાને સમર્પણ કરી દીધો પોતે જીવતી જ નથી એમ માની દેવી રહેવા લાગી, અને, રાજા અને ઉર્વશી એ બે પ્રણયિજનના આનંદ વચ્ચે પોતાનો અધિકાર વાપરી અંતરાયરૂપ થવાની કદી ઇચ્છા સરખી પણ કરી નહીં

પછી અમાત્યોને રાજકારભાર સોંપી દઈ રાજા પુરૂરવા આનન્દવિહાર કરવાની ઇચ્છાવાળો ઉર્વશીને લઇને ગન્ધમાદન પર્વતપર ગયો આ રમણીય સ્થળમાં આ પ્રેમી યુગલે કેટલાક દિવસ પૂર્ણ આનંદમાં વ્યતીત કર્યા

એક દિવસ મંદાકિનીના કિનારાપર ઉદયવતી નામની વિદ્યાધર કુમારી ક્રીડા કરતી હતી તેના ઉપર રાજા સ્થિરચિત્તે અને એક નજરે જોઈ રહ્યો આ જોઇને ઉર્વશીને ઓછું આવ્યું અને તે રીસાઈ રીસના આવેશમાં ઉર્વશીએ પાસેના એક વનમાં પ્રવેશ કર્યો રાજા પણ તરતોતરત તેની પાછળ ગયો પરંતુ ઉર્વશી તો ગઈ તે ગઈ!!! ફરી નજર પડી જ નહીં!

"અરેરે! આ શું થયું? ઉર્વશી ક્યાં ગઇ હશે? આટલામાં જ ક્યાંઇ છુપાઇ રહી હશે?" આવા વિચારોના વમળમાં ગોથાં ખાતા ખાતા રાજાએ આખા વનમાં ફરીફરીને ખોળ કરી પરંતુ ઉર્વશી ન જડી તે ન જ જડી વને વને, પર્વતે પર્વત, અને નદીતીરના પ્રદેશો—માં ઉન્મત્ત દશામાં રાજા ઉર્વશીની શોધમાં ફરી વળ્યો પરંતુ ઉર્વશીની ભાળ કંઈ લાગી નહીં

જેમ રાજાનો ઉર્વશીપર ગાઢ પ્રેમ હતો તેમ ઉર્વશીનો રાજાપર પણ તેવો જ પ્રેમ હતો ઉર્વશી હતી એક અપ્સરા જરૂર પડે તો મનુષ્યની દૃષ્ટિએ ન પડતા અદૃશ્ય

મણી ને મોહન રૂ ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

રહી નાકવા સમર્થ હતી પરતુ ક્ષણિક ગર્વના આવેશમા આટલી બધી નિર્દય તે બને કે ? એકા- ચિત્તભ્રમ થઈ ગએલા માણસની માફક રાજા વિલાપ કરતો તેની શોધમા રખડે અને ઉર્વશી છુપાઈ રહે એ બને કે ? કદી નહી ! તો ઉર્વશી ગઇ ક્યા ? તેણે આત્મઘાત તો નહીં કર્યો હોય ? કોઈ માયાવી રાક્ષસ તેનુ હરણ તો નહીં કરી ગયો હોય ? વનમા વૃક્ષો, વેલીઓ, પર્વતશૃગ, ગિરિગુહા કિલકિલાટ કરી રહેલા પક્ષીઓ મધુર ખળખળ શબ્દથી વહેતી નદીઓ, પાણીમા વિહાર કરતા રાજહસો, કમળની આસપાસ ગુજારવ કરતા ભ્રમરો, આકાશમાથી કાળી વાદળી, વનમા ભટકતા હરણોના ટોળા—જે જે તેની નજરે પડ્યા તેને ભ્રમિત થએલો રાજા સાદ પાડીને બોલાવવા લાગ્યો અને શોકથી ગદ્ગદિત કઠે પૂછવા લાગ્યો—" અરે, તમારામાથી કોઇએ મારી ઉર્વશીને દીઠી છે ? કહો કહો, ક્યાઇ જોઈ હોય તો કહો ! ! કઇ દિશામા જવાથી એ મનહરણીનો મને મેળાપ થશે ? "

અફસોસ ! રાજાનો આ હૃદયભેદક વિલાપ કોઈએ સાભળ્યો પણ નહીં ને ઉત્તર મળવાની આશા જ ક્યાથી ? આ પ્રકારે ઉર્વશીની શોધમા વનવન ભટકતા રાજા પુરૂરવાએ એક ઠેકાણે લાલ પથરા જેવુ ચળકતુ કઇક પડેલુ જોયુ ઉતાવળે તેણે તે ઉપાડી લીધુ અને જોતા જ બોલી ઉઠ્યો " અહો ! આ તો મોઘા મૂલનો મણિ છે ! અરેરે ! પણ એ શા કામનો ? મદારપુષ્પોના સુગધથી મહેકતા ઉર્વશીના મસ્તકમા જ એ શોભે ! પરતુ ઉર્વશી જ દુર્લભ છે ને ! એકાએક અતરિક્ષમાથી સ્વર સભળાયો, ' લઇ લે, વત્સ, એ દેવી પાર્વતિના ચરણના પદ્મરાગથી ઉત્પન્ન થએલો ' સગમનીય ' નામનો મણિ છે એને ધારણ કરનારને પ્રિયજનનો વિરહ મટી મેળાપ થાય છે '

એટલે રાજાએ મોટા આનદ સાથે તે મણિ મસ્તક ઉપર ધારણ કર્યો થોડે દૂર ગયા પછી તેને જણાયુ કે સામે જ એક પણ ફુલ વિનાની એક વેલીના પલ્લવગુચ્છમાથી જળબિંદુ ટપકતાં હતા જાણે કે અભિમાની ઉર્વશી જ લતારૂપે અશ્રુપાત કરતી હોય ! એ વેલીના અગ ઉપર પુષ્પાભરણ નહોતો ! જેમ જાણે ઉર્વશી જ અગોપરના સઘળા આભૂષણ દૂર કરી ઉભી હોય ! !

પોતાનુ બધુ ભાન ભૂલી, દોડી જઈ, ગાડા માણસ પ્રમાણે રાજાએ એ વેલીને દૃઢ આલિંગન આપ્યુ આનદના તીવ્ર તનમનાટને લીધે રાજાના નેત્રો મીંચાએલા હતા એકાએક તેને ભાસ થયો કે પોતાના ભુજપાશમા બધાએલી ઉર્વશીના જ અગનુ સ્પર્શસુખ તે પ્રત્યક્ષ અનુભવે છે અરે ! આ તે સ્વપ્નનો મોહ કે ખરેખર ઉર્વશી જ ? આખ ઉઘાડી જોતા જો આ સ્વપ્નસુખ પલટાઇ જાય તો કેટલો અનર્થ થાય ? આવી બ્હીકમા રાજાએ થોડીવાર તો આખો ઉઘાડવાની હિમત કરી નહીં પરતુ સશયના અધકારમય પ્રદેશમા પણ ક્યાં સુધી ભમવુ ? આથી છેવટે આંખો ઉઘાડી સામે જોયુ, તો અહાહા ! ! સામે જ ઉર્વશી ! !

શત્રુંજયગિરિનો ગજબ ( સચિત્ર વાર્તા ) રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ.

પોતાની પ્રિયતમાને પોતાના ભુજપાશમા બધાએલી જોઈ, પોતાના હૃદયની મૂર્તિ જ તેના હૃદયપર અનનમી અશ્રુપાત કરી રહી હતી '

ઉર્વશી આસુ લુછની બોલી, "મહારાજ, આપનાથી રીસાઇ ક્રોધમા અન્ધ બની આપને મેં સતાવ્યા! મારો એ અપરાધ માફ કરજો, વ્હાલા!"



રાજાએ વેલીને આલિંગન આપ્યુ.—પૃ ૧૩૯

ચિત્રકાર—રા રવિશંકર પડિત

રાજા બોલ્યો, "હવે મારીને અવકાશ જ ક્યા છે? પ્રિયા, તારા દર્શનથી મારો આત્મા—મારૂ અન્ત કરણ—અત્યત પ્રસન્ન છે પણ મને તારા વિરહના દારૂણ દુખમા ડુબાડી

આવ્યો ? બપોરે તું કયાં જતી રહી હતી? આટલા દિવસ મેં રાત દહાડો તારી શોધ કરવામાં જ વ્યતીત કર્યો ! વનમાં મોર, કોયલ, ભ્રમર, હંસ, હરણ, નદી, પર્વત, એ સર્વેને આંસુ પાડતાં પાડતાં હું તારી ભાળ પૂછતો હતો !"

ઉર્વશી સ્વસ્થ થઈ બોલી, "એ બધું મને પ્રત્યક્ષ હતું પરંતુ હું શું કરૂં ? મારો એકે ઉપાય નહોતો વ્હાલા !"

રાજા વિસ્મિત થઇ બોલ્યો, "અરે ! આ કેવો ચમત્કાર ! ! મારૂં દુ:ખ તું જોઇ શકે ને મને તો તારી કશી ખબર જ ન પડે ? તારૂં શું થયું હતું તે તો કહે !"

"સાંભળો મહારાજ ! પૂર્વે ભગવાન કાર્તિક સ્વામી ચિરકુમાર વ્રત ધારણ કરી ગંધમાદન વાળા આ "અકલુષ" નામના પવિત્ર પ્રદેશમાં આવીને રહ્યા હતા. જે કોઈ સ્ત્રી આ ભાગમાં પ્રવેશ કરશે તે તરત જ વેલી થઈ જશે અને દેવી ગૌરીના ચરણમાંથી ઉત્પન્ન થએલા સંગમનીય મણિવિના એ સ્થિતિમાંથી મુક્ત થશે નહી આવી હદ્દીમર્યાદા વિસરી જઇ રોષના આવેશમાં હું કુમારવનમાં જ પેઠી. અરે ! તે જ ક્ષણે હું વેલી બની ગઇ ! ! ! મહારાજે ઉપર કહેલો સંગમનીય મણિ ધારણ કરી મને આલિંગન આપ્યું એટલે તુરત જ મારૂં અસલ સ્વરૂપ મને પ્રાપ્ત થયું."

આ સર્વ હકીકત સાંભળી રાજાનું મન શાંત થયું સંગમનીય મણિ ઉર્વશીએ પોતાના મસ્તકે ધારણ કર્યો ઉર્વશીના મુખની અપ્રતિમ કાંતિના તેજમાં, ચંદ્ર તથા રવિના કિરણોથી રક્ત કમલ શોભે તેમ તેના માથાપર સંગમનીય મણિ શોભી રહ્યો.

પછી રાજાએ તે ઠેકાણે વધારે કાળ વ્યતીત કર્યો નહીં ઉર્વશીને લઇને તે થોડીવારમાં પ્રતિષ્ઠાન નગરીમાં જઇ પહોચ્યો.

પાછા આવ્યા પછી રાજાએ ચીવટથી રાજ્યકારભાર શરૂ કર્યો એના પ્રેમળ સ્વભાવનો પ્રત્યક્ષ અનુભવ થવાથી પ્રજા પણ બહુ રાજી રાજી હતી. ફક્ત એક સંતતિ સુખની ખામી હતી અને આ બાબત તેને તથા તેના પરિજન વર્ગને સાલતી હતી.

એવામાં મોટી પરવણી આવી બન્ને રાણીઓને સંગાથે લઇ ગંગા યમુનાના સંગમમાં સ્નાન કરવા રાજા ગયો ઉર્વશી સંગમનીય મણિ સુવર્ણની સાંકળીમાં પરોવી અત્યંત પ્રેમ અને આ[illegible] થી ગળામાં પહેરતી હતી સ્નાન કરવાને હોવાને લીધે ઉર્વશીએ તેને ગળામાંથી કાઢી એક દાસીના હાથમાં આપ્યો. સ્નાનવિધિ સમાપ્ત થતા સુધી ઉપર એક લાલ રેશમી રૂમાલ ઢાંકી વાસી જતી હતી એટલામાં માંસનો કકડો ધારી એક બાજે તેનાપર ઝડપ મારી અને ચાંચમાં ઉપાડી ચાલતો થયો !

આ વાતની રાજાને ખબર પડતાં તે દોડતો બહાર આવ્યો તેની સાથે જ તેના મિત્ર તથા સારથિ વિગેરે અન્ય શિકારમાંના માણસો દોડી આવ્યા. રાજાએ આકાશમાં જોયું તો ચાંચમાં લાલમણિ પકડીને તે પક્ષી આકાશમાં ઉંચે ઉડતું હતું. "લાવો, રે ! લાવો, મારૂં ધનુષ્ય," રાજાએ ઉગ્રતાથી બૂમ પાડી કહ્યું.

એક સેનકે અદર ખબર આપી અને તરત જ એક યવનીએ ધનુષ્ય લાવી રાજાને આપ્યુ પરતુ તે પક્ષી તો અટકી ગયુ અને દૃષ્ટિ બહાર ઉડી ગયુ રાજાએ કોટવાળને હુકમ આપ્યો કે એ અપરાધીને ગમે તેમ કરીને પકડી પાડવો

મણિના અચાનક ગુમ થવાના બનાવથી દિલગીર થઇ રાજા માણવક જોડે બેઠો હતો એટલામા એક બાણ અને મણિ લઇ કચુકી ત્યા આવ્યો પ્રણામ કરી કચુકી બોલ્યો "મહારાજ, આ બાણથી ઘાયલ થઈ મણિ સાથે પક્ષી આકાશમાથી નીચે આવી પડ્યુ " અત્યત વિસ્મય પામી રાજા હર્ષયુક્ત વદને બોલ્યો, " એમ ? એ બાણ કોનુ છે ? કોણ છે એ ધનુર્વિદ્યામા પારગત વીર પુરૂષ ?"

કચુકી બોલ્યો, " આ તીરપર નામ તો છે પણ ઘડપણને લીધે મારાથી વાચી શકાતુ નથી " "લાવ ત્યારે હુ વાચુ," કહી રાજાએ બાણ પોતાના હાથમા લઇ વાચીને જોયુ તો જણાયુ કે, 'ઉર્વશીની કૂખથી જન્મેલો, પુરૂરવાનો પુત્ર, શત્રુકુલ સહારક આયુ નામના કુમારનુ, એ બાણ હતુ આથી રાજા તો આશ્ચર્યચકિત થઈ ગયો ! આહા ! પોતાનો પુત્ર ! ઉર્વશીથી જન્મેલો ! કુમારવનના તે દુ ખદ બનાવના વખત શિવાય હુ તેનાથી જરાપણ અળગો રહ્યો નથી અને તે વેળા તો તે લતા બની ગઈ હતી ત્યારે પુત્રનો પ્રસવ ક્યારે થયો હશે ? તેના શરીર ઉપર ગર્ભવતી સ્ત્રીનાં લક્ષણ તો જોએલા મને સ્મરણમા નથી ! ત્યારે આમ કેમ બને ?"

વિદૂષક બોલ્યો, " અરે, મિત્ર, પુત્ર જન્મે તેમા મોટુ આશ્ચર્ય પણ શુ ? ઉર્વશી એક દૈવી સ્ત્રી છે અને માનુષી સ્ત્રીઓમા જોવામા આવતા બધા ધર્મ તેમા હોવા જ જોઈએ એવુ નથી પોતાની અપૂર્વ દૈવીશકિતથી તે પોતાના ઘણો કૃત્યો છાના પણ રાખી શકે છે "

રાજા વિચાર કરી બોલ્યો, "એમ પણ હોઈ શકે પરતુ પુત્રનો જન્મ મારાથી છાનો રાખવાનુ શુ પ્રયોજન હોઇ શકે ?"

વિદૂષકે જવાબ આપ્યો, "દેવતાઓના રહસ્યો આપણને મનુષ્યોને કેની રીતે કળાય "

આ વાત ચાલે છે એટલામા કચુકીએ આવીને "ચ્યવન ઋષિના આશ્રમ થી એક કુમારને લઇને કોઇ તાપસી આવ્યા છે" એવા ખબર આપ્યા રાજાએ એ બન્નેને સત્વર પ્રવેશ કરાવવા આજ્ઞા કરી એટલે કચુકી સાથે બન્ને જણા આવી પહોચ્યા

બાળકને જોતા જ રાજાનુ હૃદય વાત્સલ્યભાવથી ઉભરાવા લાગ્યુ આસનેથી ઉઠી તાપસીને તેણે પ્રણામ કર્યા

" ચદ્રવશનો વિસ્તાર વધો" એવો આશીર્વાદ આપી, બાળક તરફ ફરીને બોલી, "વત્સ ! આ તારા પિતાજીને હાથ જોડી પગે લાગ "

કુમારે હાથ જોડી પ્રણામ કર્યા અને પિતાજી સામે જોયુ અહા ! એ જ પોતાના પિતા હોય તો તેના ખોળામા બેસવાનુ સ્વર્ગીય સુખ પોતાને મળવાનુ જ એ વિચારથી બાળક હરખાઈ ગયો

કલ્પાપિનો કેકારવ રૂ ૨-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

"દીર્ઘાયુષી થા !" એવો આશીર્વાદ આપી રાજાએ તાપસીને આગમન પ્રયોજન પુછ્યુ

તાપસી બોલી, "સાંભળીએ મહારાજ આ કુમારનો જન્મ થયો કે તરત જ ઉર્વશી તેને મારી સંભાળમા સોંપી ગઇ હતી એના જાતકર્મ વિગેરે ક્ષત્રિયોચિત સંસ્કારો ચ્યવન ભગવાને કર્યાં છે, ને શસ્ત્રવિદ્યામાં અને ધનુર્વેદમાં પણ તે પ્રવીણ થયો છે પરન્તુ આજે બીજા ઋષિકુમારો સાથે સમિધ વિગેરે લેવા ગયેલો ત્યા તેણે આશ્રમધર્મ વિરુદ્ધ કામ કર્યું—"

"હે ! એવુ એણે શુ કર્યું ?" વિદૂષકે વચ્ચે પૂછ્યુ

"એક ઝાડપર એક માસનો કકડો ચાંચમાં લઇને એક બાજ બેઠો હતો એના હાથમા ધનુષ્ય બાણ તો હતા જ તરત જ તાકીને તેણે તે પક્ષીને તીર ફેંકી મારી નાખ્યુ ચ્યવન ભગવાન આથી જરા ખીજાયા અને તેણે સોંપ્યો હોય તેની કને આને મુકી આવવા મને આજ્ઞા કરી મહારાજ, ઉર્વશી કયા છે ? તેણે સોંપેલી થાપણ તેને પાછી સોંપી દઉ તો મને નિરાંત થાય"

ઉર્વશીને બોલાવી લાવવા કંચુકીને આજ્ઞા કરી હર્ષના આવેગમા રાજા ઉભો થયો અને કુમારને લઇને પોતાના ખોળામા બેસાડ્યો धन्यास्तदगरजसा मलिनीभवन्ति એ શ્લોકમા દર્શાવેલ આનન્દ પ્રત્યક્ષ અનુભવતો રાજા બોલ્યો, "વત્સ આ તારા પિતાનો પરમપ્રિય મિત્ર માણવક, ગુરુદેવ છે તેને નમસ્કાર કર" કુમારે વિદૂષક સામે જોયુ માણવક હસીને બોલ્યો, "એટલો બધો બ્હીએ છે શાનો ? આશ્રમમાં જોએલાં અનેક માંકડામાંનુ એક એ મને ધારતો હોવો જોઇએ !"

કુમારે હસીને પ્રણામ કર્યા. માણવકે આશીર્વાદ આપ્યો એટલે ઉર્વશીને લઈ કંચુકી આવી પહોંચ્યો તાપસીને જોઇ દૂરથી જ ઉર્વશી બોલી ઉઠી, "અરે, આ તો સત્યવતી ! અને પેલો મારો લાડકવાયો આયુ ! કેટલો બધો મોટો થઈ ગયો છે ?"

તાપસી બોલી, "વત્સ, આ તારી જનની એને નમસ્કાર કરો, બેટા"

આયુએ દોડી પોતાની માતાના ચરણારવિન્દમા માથુ નમાવ્યુ એને ઉભો કરી ઉર્વશીએ ચુંબન લીધુ "આવો, પુત્રવતી, પધારો, એમ બોલી રાજાએ ઉર્વશીને પોતાના અર્ધ આસનપર બેસાડી. સત્યવતી બોલી, "વત્સે, આ તારો કુમાર આયુ હવે મોટો થયો છે વિદ્યાભ્યાસ સંપૂર્ણ કરી કવચ ટોપ ધારણ કરવા યોગ્ય થયો છે ! તે મને સોંપેલી થાપણ હું, તારા પતિ સમક્ષ તને પાછી સોંપુ છુ હવે મને જવાની રજા આપ ! કારણ મારા આશ્રમધર્મમા અન્તરાય થાય છે"

રાજા અને ઉર્વશી બન્નેએ તાપસીને પ્રણામ કર્યાં કુમાર બોલ્યો, "માજી, તમે જાઓ છો ? ત્યારે મને પાછો તમારી સાથે આશ્રમમાં લેતા જાઓને ?" રાજાએ સમજાવી પટાવીને કહ્યુ "બેટા, તારો આશ્રમમા રહેવાનો અવધિ પૂરો થયો હવે તારે ગૃહસ્થાશ્રમના લ્હેરુ જોવાં !"

સાહિત્યવિલાસ ૨ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

તાપસી બોલી, "બેટા, તું અહીં જ રહે તારા પિતા કહે છે તે પ્રમાણે જ તારે હવે કરવાનું છે."

આયુ માથું હલાવી બોલ્યો, "ઠીક, ત્યારે, માજી, મારો 'મણિકંટક' નામનો મોર આશ્રમમાં છે ને, તેને પીંછ ફૂટતાં જ અહીં મોકલાવી દેજો! અહા! મને મણિકંટક કેવો બધો ગમે છે!! હું પપાળું ત્યારે મારા ખોળામાં કેવો નીંગતે સુઇ જાય છે! માજી!"

"ઠીક, બેટા, હું જઇને તરત મોકલી દઇશ," એમ હસતાં હસતાં બોલી, આયુને આશીર્વાદ આપી તાપસી ચાલી ગઇ

રાજા બોલ્યો "અહા! ઉર્વશી, શચિથી થએલ જયંતથી જેમ ઇંદ્ર ભગવાન કૃતકૃત્ય થયા તેમ હું પણ તારા આ તનયથી મને પોતાને અહોભાગ્ય માનું છું" ઇન્દ્રના નામનો ઉલ્લેખ અને પુનર્જન્મની વાત એ બન્ને સાંભળતાં જ ઉર્વશી ચમકી તેને પોતાના શાપની અવધિ યાદ આવી ઇન્દ્ર ભગવાને કરેલી આજ્ઞા સ્મરણમાં તાજી થઇને બધું રાજાને નિવેદન કરીને બોલી, " આર્યપુત્ર, આપના વિયોગના ભયે જન્મ્યો તેવો જ આને મે ચ્યવન ઋષિના આશ્રમમાં સાધ્વી સરસ્વતીને સોંપી દીધો હતો હું એ પુત્રના મુખદર્શનથી હર્ષઘેલી થઇ ગઈ હતી, ને ઇન્દ્ર ભગવાનની આજ્ઞા વિસરી ગઈ હતી હવે આપણા સુખરૂપ સ્વર્ગીય સંયોગનો અન્ત આવ્યો!" આ સાંભળી રાજાના મનપર વજ્રઘાત થયો! દૈવને દોષ દેતો નિઃશ્વાસ નાખી તે બોલ્યો, "આ આરતમાંથી બચવાનો રસ્તો સૂઝે તેમ નથી હવે મને નરક કરતાં સ્વર્ગ વધારે નાશદાયક લાગશે! વળી ઉર્વશી ગયા પછી અસાર સંસારનું પણ શું પ્રયોજન રહ્યું? રાજ્યસુખ અને ભોગવિલાસમાં શી મઝા પડવાની?"

કુમાર આયુનો રાજ્યાભિષેક કરી વાનપ્રસ્થાશ્રમ ધારણ કરી, તપ કરવામાં અવશેષ જીવન પુરૂં કરવું એવો રાજાએ મનમાં નિશ્ચય કર્યો એવામાં એકાએક આકાશમાંથી સર્વને આંજી નાખતી એક તેજોમય આકૃતિ નીચે ઉતરતી દેખાઇ, ઉર્વશી બોલી, "અહો, આ તો નારદ ઋષિ પધારે છે" આ સાંભળી રાજા બોલી ઉઠ્યો, "ખરેખર, મુનિવર નારદ જ! લાવો, લાવો, કોઇ પૂજા સામગ્રી! ઝટ લાવો!"

ઉર્વશી દોડીને પૂજાનું સાહિત્ય લઇ આવી અંતરીક્ષમાંથી નીચે આવી મુનિરાજ બોલ્યા "મધ્યમ લોકના રાજેન્દ્ર, તારો જય થાઓ!" રાજા અને ઉર્વશીએ નારદમુનિના ચરણારવિંદની પૂજા કરી તેમને પ્રણામ કર્યા નારદે આશીર્વાદ આપ્યો, "તમારૂં યુગલ અખંડ રહો!" રાજા રાજી થઇ મનમાં બોલ્યો, "અહા, એમ થાય તો અહો ભાગ્ય!" નારદ બોલ્યા, "મહારાજ, મહેન્દ્રે સંદેશ કહાવ્યો છે તે એકાગ્રચિત્તે શ્રવણ કરો ત્રિકાળદર્શી મુનિએ ભવિષ્ય ભાખ્યું છે કે દેવો અને દાનવો વચ્ચે દારુણ યુદ્ધ થવાનું છે તમે હમેશાં અમને યુદ્ધમાં સહાય કરતા આવ્યા છો, માટે વાનપ્રસ્થાશ્રમ ધારણ કરી શસ્ત્રનો ત્યાગ કરશો નહીં ઉર્વશી જીવનપર્યંત તમારી સહધર્મચારિણી થઇને રહેશે '

રાજા અને ઉર્વશીને તો જાણે સ્વર્ગપ્રાપ્તિ થઇ હોય એટલો આનંદ થયો કૃતજ્ઞ હૃદયે બન્નેએ મહેન્દ્ર ભગવાનના ગુણ ગાન કર્યાં, અને નારદ મુનિને દંડવત્ પ્રણામ કર્યાં દેવર્ષિ નારદે અંતરીક્ષમાંજોઇ રંભાને બોલાવી, " રંભા, લાવ, મહેન્દ્ર ભગવાને આપેલો કુમાર આયુના અભિષેકનો કળશ" તરત જ રંભા આવી પહોચી કુમારને ભદ્રાસને બેસાડી કનકકુંભ સિંચન કરી યૌવરાજ્ય પદે તેનો અભિષેક કર્યો બીજો વિધિ રંભાએ કર્યો. ચારે દિશામાં જય જયકારનો મહા ધ્વનિ થયો મંગળ વાજાં વાગવા માંડ્યાં અને વૈતાલિકો સ્તુતિ ગાન કરવા લાગ્યા મુનિવર બોલ્યા, " રાજા, મહેન્દ્ર તારૂં શું અધિક પ્રિય કરે ?"

પુરૂરવા બોલ્યો, " ઇન્દ્ર ભગવાન મારાપર પ્રસન્ન છે એ જ મને બસ છે! એનાથી વધારે પ્રિય બીજું શું હોય ? તો પણ મારી એક પ્રાર્થના છે લક્ષ્મી અને સરસ્વતી એ બન્નેનો સંયોગ થવો દુર્લભ છે, તે મહેન્દ્ર ભગવાનની કૃપાથી થાય અને સજ્જનોનું મંગલ થાય સર્વેની મન કામના પૂર્ણ થાય સર્વ સ્થળે આનંદ, આનંદ થઇ રહે !!"

." તથાસ્તુ "

---

# ફુથલીકાકીનું અવસાન—કંઈક અંગત સંસ્મરણો.

લેખક—ર. વામનમા. બી એ

હિન્દુસ્તાનની પ્રજાનો મ્હોટો ભાગ સાત ચિરંજીવોમાં માને છે આ સાતેનો ચિરંજીવિત્વ સારાં કામ માટે જ નથી તેમાંનો એક અશ્વત્થામા તો ઘોર પાપો માટે જ ચિરંજીવ બન્યો છે આ સાત ઉપરાંત ચિરંજીવી પદ બીજા બેને—ત્રિભુવનપતિ વિષ્ણુને અને ત્રિભુવનવિજયી કામદેવને અપાયું છે તેમાં શરીરને ચિરંજીવિત્વ પ્રાપ્ત થવાનો વિધિ સ્થૂલ દેહ ભસ્મ થઈને થયો એટલે અનંગ બની અમર થયો પણ આ સર્વ ઉપરાંત એક, એવી અજર અમર વિભૂતિ છે કે જેના ચિરંજીવિત્વ માટે કદી કોઈને શંકા જ નથી થઈ એ વિભૂતિના અનેક, અર્વાચીન રૂપો થઈ ગયાં છે, અને એના વિભૂતિ યોગનો વિસ્તાર, કૃષ્ણવિભૂતિપેઠે જ, અમાપ છે એનું પ્હેલું અને વ્હેલું ઐતિહાસિક સ્વરૂપ નારદ અવતારમાં શરૂ થયું અને, છેલ્લું, આજે બહુધા પ્રત્યક્ષ થતો અવતાર, પત્રકારે, એટલે દૈનિક સામયિક વર્તમાનપત્રના અધિપતિ અને લેખકાદિ રૂપે છે આ વિભૂતિને પર નિન્દા, પરાપવાદ, અથવા સામાન્ય રીતે ફુથલીના નામે સહુ કોઈ ઓળખે છે

એમનો કંઈક ઇતિહાસ આલેખવો, એ કદાચ મ એની આ છેલ્લી જેવી દેખાતી નબળી અવસ્થા ટાંકે અયોગ્ય નથી એટલું જ નહિ પરંતુ આવશ્યક છે અલબત્ત ફુથલીકાકી હજુ કેટલાં વર્ષો કહાડશે એ કહેવું તેટલું જ અશક્ય છે, ટલું ઠએમને ગિરાયુ ઇચ્છવું અયોગ્ય છે—જાણે આ વિષયમાં બહુ જ નામેલ હકીમોનું કહેવું એમ છે કે આ વખતે એમને જેવો ધક્કો પ્હોંચ્યો છે, અને શરીરમાં અશક્તિ થઈ છે તેવી કદી પણ થઈ નોતી, પછી તો ડોશીઓનું શું કહેવાય નહિ—તેમાં પણ ફુથલીકાકીનું! સામાન્ય ડોશીઓ પણ, ઘણીએ વાર પાંચ પાંચ, સાત સાત, મ્હોટી ફીના ડાક્ટરોની આપતી સારવાર છતાં મરતાં બચી જાય છે, તો પછી જમાનાઓ થયા જેને કંઈ આંચ નથી આવી, તે ફુથલીકાકી, બધા હકીમોની મ્હેનતને ન ગણકારતાં, હજુ વર્ષોનાં વર્ષો કહાડી નાખે તો તેમાં નવાઈ જેવું કંઈ જ નથી, એટલે એમના અવસાનના ચોક્કસ ખબર આપવાનું તો અમારા ભાગ્યમાં નથી પણ તેઓ હવે બહુ જ અશક્ત અને ઠીક ઠીક પથારીવશ છે એમ કહેવું બિલકુલ જ સાચું છે

ફુથલીકાકીનું કુળ અને જન્મસ્થળ કે જન્મનો સમય જરાપણ ચોક્કસ રીતે કહી શકાય તેમ નથી, કારણ હજુ એવું સ્થળ બે ધ્રુવ વચ્ચે શોધી કહાડાયું નથી જ્યાં તેમની ગેરહાજરી હોય, એવો સમય, પ્રજાઓના પારણે ઝુલવાના કાળથી આજ સુધી, જણાયો નથી જ્યારે તેમનો પ્રભાવ ન હોય, અને કોઈ કુટુંબ એવું જાણવામાં આવ્યું નથી જેમાં તેમને માટે સ્થાન જ ન હોય

અહિં એક બહુ જ વિચિત્ર વાત કહેવી પડે છે તે એ કે દફતરોના કહેવા ઉપરથી અમારી ખાત્રી થતી જાય છે કે ખરેખર તો ફુથલીકાકીનો જન્મ જ થયો નથી આ માન્ય-

કવિતાપ્રવેશ રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તાના સબળ કારણોમા સહુથી પ્હેલુ તો એ છે કે હજુ સુધી કોઇયે પણ કુથલીકાકીને મ્હોંયામ્હો-જોયા નથી આ વાત કંઇક ભૂત પ્રેતની વાતને મળતી આવે છે આ ઉપરથી એક કલ્પના થઇ શકે છે કે કુથલીકાકીને જીવતા જાગતા જોવામા કોઈ ફાયદો નથી તેનુ કારણ એ કે એમનો તો નામો આવે છે, અને તેથી કહેવાનુ હોય તે અન્યના મ્હોયે કહી લે છે એમનો પ્રભાવ તો એવો છે કે લોકમાન-પછી તે હાવર્ડ યુનિવર્સિટિમાંના હોય કે સહરાના રણમાંના હોય-પણ સ જાતોમા કઇપણ કામ કરવા પ્હેલા કુથલીકાકીના ઇન્સાફનો ભય રાખવામા આવે છે આ ભયને પણ ગણકારવામા જ સલામતી છે એમ રાજર્ષી ભર્તૃહરિ જેવાએ મત આપ્યો છે આવા પ્રભાવશાળી છે છતા, તેમની જાળમાથી છૂટવાનો ઉપાય જ નથી એમ નથી આ ઉપાય સગવડ પડતુ બ્હેરાપણુ સ્વીકારી લેવાથી પ્રાપ્ત થાય છે આવી કઇક ન સાભળવાની સિદ્ધિવાળા થોડાક સુખી માનવીઓને બાદ કરતા બાકીની અસખ્ય પ્રજાનો વ્યવહાર, જન્મથી, ( એટલે માતાના ઉદરમા પ્રવેશ પ્રાપ્ત થવાના ચિન્હો પ્રકટ થાય ત્યાથી ) તે ઠેઠ મરણ એટલે બારમા તેરમા અને છમાસી વર્ષી સુધી કુથલીકાકીના ધારા ધોરણ અને રીતરિવાજની સકુચિત મર્યાદાની વિશાળ સત્તા પ્રમાણે ચાલતો હતો, ચાલે છે અને ખુદા ખેર કરે—પણ કદાચ જીવતાન સુધી યે ચાલશે એમની પ્રજાની વિપુલ સખ્યા છે, પણ તે બહુ જ ન્હાના ન્હાના ગોળ (*rings*) કરીને રહે છે કારણ અન્ય સામ્રાજ્યો પેઠે કુથલીના સામ્રાજ્યના રક્ષણ અને શુદ્ધિ માટે જેમ ઝાઝા ન્હાના ટુકડા મળે તેમ સારૂ છે આ સામ્રાજ્યનો પ્હેલો અને છેલ્લો નિયમ એ છે કે તેમાની દરેક વ્યક્તિએ પોતપોતાનુ કાળજુ નાત જાતને કે રીતરિવાજની ચાલક ડાશીઓ હોય તેમને ત્યા ગિરવી મુકવુ, નિદાન તેમની દરકાર કરવી પસદ ન પડે તો પોતાના પડોશીને ત્યા તો જરૂર જ મુકવુ, અને પોતાના કાળજાની ગેરહાજરીમા બીજાને કાળજે જીવવાનો દૃઢ અભ્યાસ પાડવો. આમા જેટલી કચ્ચાશ તેટલે અંશે કુથલીકાકીની સત્તાનો સ્વાદ ચાખવો પડે ( આ શિક્ષામાથી ધનિકોનો વારવાર બચાવ થઇ શકે છે, કારણ એમને ત્યા ઘણાના કાળજા ગિરવી મૂકી શકાય તેથી એમને માટે કુથલીકાકીના નિયમો કઇક શિથિલ છે-અને ક્યા રાજ્યમા તેમને માટે દૃઢ નિયમો છે ? ) અસ્તુ વિષય લખવામા જોઇની હિંમત મેળવવા આટલુ પ્રસ્તાવિક હવે આટલુ પ્રસ્તાવનારૂપે કહી, પ્રસ્તાવનાથી જ સતોષ ન માની મૂળ બાબત ઉપર આવવા પ્હેલાં થોડો ઉપોદ્ઘાત પણ કરી લઈએ અમે કહ્યુ તેમ આજે જ કુથલીકાકીના અવસાનના શુભ ખબર અમે આપી શકિયે એમ તો નથી છતાં 'કુથલીનુ અવસાન' એ બે શબ્દ મ્હોએથી બોલી અમારા કાને જ સાભળવાની લાલચ અમે કદી થોભાવી શક્યા નથી કલ્પના માત્રથી જ મ્હોંમા ટપક નીકળી જાય છે અમે ઘણીયે વાર નજર આગળ જાગતા સ્વપ્નાઓ જેવા છે વર્તમાનપત્રોમા માસિકોમા ઉપર નીચે જાડી કાળી લીટીવાળી ચોખડી જેમામાં **કુથલીકાકીનુ અવસાન** એવા અક્ષરો અમારી નજર સામે

જ્યારે તરતા દેખાય ત્યારે અમે કંઇક સુખના વિચારામા પડી જઇએ છીએ ખરેખર, દેશના એક છેડાથી બીજા છેડા સુધી, ધ્રુવથી ધ્રુવ સુધી અને આખા ઇક્વેટર ઉપર સંતોષ પથરાઇ જાય, જો આ ખબર સાચા હોય તો ! કોઈ રહવારના રડારોળના અવાજથી જાગી ઉઠિયે અને તપાસ કરતા ઘરની બુઢ્ઢી ચાકરડી ખબર લાવે કે ચૌટામા રહેતા કુથલીકાકી મરી ગયા—બસ આટલી ખબરથી જ દુનિયાનો ભાર ઓછો થઈ જાય, અને પૃથ્વીનો ગોઝો હમે શને માટે આળસ ખંખેરી કહાડવા એકવાર રણધણી ઉઠે, અને કદી ફરીથી ગાયનુ રૂપ ધરી, પોતાનો ભાર ઉતારવા, વિષ્ણુ-લક્ષ્મીના વિયોગનુ કારણુ બને જ નહિ, વ્યથ આશા અવતાર ધારી રામ, માત્ર એક દાસી મન્થરામા, માત્ર એક ધોબણમા કુથલીનો વાર આવ્યો, તો જીવન ભરનુ સુખ લુટાઇ ગયુ બિચારા ગોકુળજનના ભક્તિપૂર્ણ હૃદયો ઉભરાવતી ગોપિયોના સહજ દુઃખ નિવારવા જેટલી શિર્ફ્ત માટે અવતાર ધારી કૃષ્ણ ઉપર કુથલીએ શુ નથી ગીતાડ્યુ ? બાપડી વત્સલ પૂતના મારી, તો આ કુથલીને તેણે રહેવા દીધી હશે ? કદાચ કુથલી વિના ગોપીજનના સહવાસમા મઝા નહિ આવતી હોય હોય ! હોય પણ કુથલીનો ભાર હજુ તો દુનિયાને દબાવી રહ્યો છે ( અહિં ઉપોદ્‌ઘાત ખતમ થાય છે )

આટલો ઉપોદ્‌ઘાત કર્યા પછી, 'પ્રકાનડા મ્હાડાવણુ ગોન' બોલવાના ન રહેવાથી અને છેદન કરવાને કોઇ જવનિકા ન રહેવાથી, ન છુટકે, અસલ વિષય ઉપર આવવાની ફરજ પડે છે છતા એક છેલ્લી બારીનો લાભ લઈ સિંહાવલોકન કરવા સહજ રસથી લઇએ છિયે

ઉપર કહ્યુ તેમ ભૂતના દર્શન કોઇને થયા નથી અમે પણ ઘણે અંશે અમારી આસપાસના માણસો જેવા જ હોવાથી સંકોચ વગર કહી દેશુ કે અમને પણ એ લાભ નથી મળ્યો છતા અમારી ગોટીમા એટલા અભાગી ન હતા એમણે એકવાર કાળી ચૌદશની અંધારી રાતે, આંખમા મણોગમે પડળ હોવા છતા, સાફ સાફ ધોળે દહાડે દેખાય તેમ એક ભૂત જોયુ હતુ પણ એમ સહુ કોઇના દૂરના સગાસંબંધિયોએ તો જોયુ જ હોય છે કુથલીકાકીને પણ અમે નજરે જોયા સાંભળ્યા નથી એમના વતી ત્રીજા માણસોને વાતો લઇ આવતા અનેકવાર સાંભળ્યા છે કિન્તુ એ કે કોઇને એમ આશંકા પણ થયા કરી છે કે કુથલીકાકીએ જન્મ જ લીધો નથી—એનુ જીવન માત્ર વાતમય છે, હશે અમે માત્ર એટલુ કહી શકવાની તૈયારીમા છિયે કે મરણનું સ્થળ અને સમય નક્કિ કરવામાં એમના જેટલી ઢીલ અને ફાંફાવેડા કોઇ ડોશીએ કર્યા જોયા સાંભળ્યા નથી નોંધ—આટલુ સિંહાવલોકન કર્યા પછી અમે ધારિયે તો વિહંગાવલોકન કરવા પાંખો ફફડાવી શકિયે એમ છે અમે હસાકૃતિ ખડિયામાથી પીંછાવાળી કલમે જ લખિયે છિયે કે કલ્પનાથી ઊડતા આવડણ ન આવે છતા, આજે જો અમે ઉંચે ગગને ઉડનાર બનિયે તો ભૂમિતિનો સિદ્ધાંત છે કે તમે સહુ વાચનાર ધરતીપર ફરનાર ઠરો અને એમ ઠેરવવા માટે અમને કુથલીકાકીના શાગીર્દ માની લ્યો, જે હોવાનો અમે મજબુત રીતે ઇન્કાર કરવા ચાહિયે છીયે

શરલૉક હોમ્સનું નવું પરાક્રમ ૨-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

હવે છેવટે અમે હાથ ધરેલ વિષય, એટલે, અમારા પોતાના અંગત સ્મરણ-પર્સનલ રેમિનેંસન્સની નજરે કંઈક કુથલીકાળીનો પરિચય આપીશું

અમે જ્યારે બહુ જ ન્હાના હતા ત્યારે કોઈક કારણથી અમને દિવસભર ઊંઘ્યા રહેવાની પણ રાત આખી જાગવાની ટેવ પડી હતી પડોશીઓને આ ટેવમાં બહુ જ ત્રાસ દીસતો અમે આજ સુધી સમજી નથી શક્યા કે એમાં એવું શું હતું આખો દિવસ જાગીને તેઓ અમારી ઉંઘમાં ખલેલ કરતા તેની ફરિયાદ અમે કદી કરી ન હતી બના કુથલીકાળીએ અમારી પોતાની આ ટેવને વખોડી કહાડી અને પોતાની દિવ્યનાઈ કિતાબના પાનાઓમાં અમારૂં ખાતું ખોલ્યું ( ખરેખર તો માના પેટમાં ગેરવાજબી જેવા પડ્યા હતા ત્યારનું ખાતું ખોલાયું હતું પણ તેનો હિસાબ અમારી માના ખાતામાં પેટે નોંધાયો હતો એટલે ઉપલી હકીકત અમે સુતિકાગૃહમાં જુદી માંચીને રોભારી ત્યારની છે ) આ પછી થોડે વખતે અમને સ્વપ્નમજણ આવી ( જે બનાવ બહુ મ્હોડો બન્યો હતો, અને નવાઈ જેવું તો એ છે કે આટલી ઉમરે પણ એ સમજણ હજુ સારી જતી નથી રહી ) અને સ્વપ્નસમજણ આવતાં જ અમે અમારી અંદરની મુંજવણોનો નિકાલ કરવાના ચાપના ઉપાયો કરવા મંડી પડ્યા કંઈ પણ જોઈએ કે ન જોઈએ, ગમે કે ન ગમે, કે તુરત જ અમે અમારી મનની વાત બહોળા વિસ્તારમાં સમજાય એટલાં બળથી કહી દેતા આવે વખતે અમારા આસપાસના સહુ ઘરના કોઈક અંધારા ભાગ તરફ આંગળી દેખાડી ' જો-બાઉ આવ્યો " કહેતા. પાછળથી અમને સમજાયું કે આ બાઉ તે કુથલીકાળીના જ અનેકમાંનું એક રૂપ છે

વખત જવા લાગ્યો અને અમે પણ નિશાળે જવા લાગ્યા ઘણીવાર નિશાળે જવા માટે ખાટેલી પણ મનમાનતી વસ્તુ પ્હેરી જવાનો હઠ કરતા ત્યારે કે એવા પ્રસંગે અમને સહુ સમજાવતા " છટ્ ગામ કહેશે કે આ કોણ આવ્યો વળી જો ફનાખું કેવાં કપડાં પ્હેરે છે, " ત્યારથી અમે ગામને પણ બાઉ જેવું કંઈક માનતા થયા આ કુથલીકાળીનો સમષ્ટિ અવતાર વર્ષો વીતી ગયા અમે જેમ તેમ કરી સાતમી ચોપડી ( અંગ્રેજીમાં ) આવ્યા સંસ્કૃતનો શોખ ( અમારા માસ્તરને ) બહુ એટલે શ્લોકો શીખવાનો પ્રયત્ન કરતા એકવાર લોકાપવાદનો ભય રાખવાનો ઉપદેશ અમે વાંચ્યો તે પણ ભારતવર્ષના મહારાજાનો અમારી આંખો ઉઘડી ગઈ જે ભય રાખવાનું અમને કપડાં પ્હેરાવતા નોકર કહેતો તે જ ભય રાખવાનું મહારાજા કહે છે રાયથી રંક સુધી કુથલીકાળીનો ભય ! આ વાતથી અમારી મોટીમાની પડળવાળી આંખો પણ ઉઘડી જાય, તો પછી અમારી ફસ્ત માઇનસ આઠના ચસ્માંવાળી આંખો ઉઘડી જાય એમાં નવાઈ શું ? નેપોલિયન ? ઍનકઝાગોરે કહ્યું કહેવાય છે કે જો હું ઍનેક્ઝાગોરસ ન હોત તો ડાયોજીનિસ થાત અમારા જેવા ન્હાના વાંચે તો એમ જ કહે કે જો હું અમારા ન હોત તો કુથલીકાકી થાત અહિનાનો અર્થ કોઈક બોલીમાં મોટીમા ( ડોશી ) થાય છે તો ખરો બે તો અહિયા છે

મારી વીસ વાર્તાઓ (સચિત્ર વાર્તાસંગ્રહ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

અમે ત્યાર બાદ કુથલીમાશીને ઘણાં રંગોમાં જોયા છે તેના ઘણા ઢગનો ખારો ખાટો અનુભવ પણ કર્યો છે કુથલીકાકીના રાજ્યમા ધારાધોરણ ઇત્યાદિ સુ વ્યવસ્થા હોતાં અનેએ ધારાધોરણનો ધોરણસર અભ્યાસ કરવાની અમને તક મળી હોતા એમના એકાદ ફતવા ઉપર અમે થોડુક કહેના ધારિયે છિયે

ફતવો કોઈપણ કામ નેકી કે બદીનાળુ નથી બદકામ કરતા પકડાઈ જવામા બદી છે, કરવામા નહિ

નોંધ તુચ્ચા લાઇકરગસ ! તેં તારા ધોરણો કયાથી ઘડ્યા તે હવે શુ અમે નથી જાણતા ? મૂર્ખ ! ચોરી કરી તો આટલી દેખીતી કરાય કે તુરત પકડાઈ જવાય ? તે સિદ્ધાંત ચોર્યો પણ વાપરતાં ન આવડ્યો !

ઉપલા ફતવાની છેલી કૉરૉનરિ નેકીનુ કામ કરવાની જરાય જરૂર નથી એવુ કામ કરતા દેખાઇયે તો બસ છે

બીજી કૉરૉનરિ ધનના ઓઠાયા હોઇ, કે નીચ તો નીચ પણ ઢાકપિછોડો સાફાઇથી કરી, વામપથમા ચાલતા પણ આંચ નહિ આવે, માત્ર વૈષ્ણવ દેખાવાનુ ડહાપણ વપરાશે તો. ઉદાહરણ ઉંચી જાતના માણસ હો અને અભક્ષ્યાભક્ષ્ય કરતા હો, કે અપેયાપેય કરતા હો તોય, વિલાયત જઈ પાણી સિવાય બીજુ કઈ ન પીનારને પ્રાયશ્ચિત્ત વગર નાતમાં દાખલ કરવામાં તમારે 'અબ્રહ્મણ્યમ્'ની સહુથી મ્હોટી બાગ મારવી, તો તમને અપેયપાન માટે મુક્તિ મળશે ઉદાહરણ બીજુ નવા પરનથી છકેલી છોકરીઓ લાજ ન કહાડે તો તેટલાથી જ પાપી બને જાહેરમાં મ્હોટુ ઢાકવાની મર્યાદા પાળનારી, સહુથી છાની, અનેક લીલાઓના પાપભારનો બોજો નિવારી શકે છે

*　　　　*　　　　*

કુથલી કાકીના ફતવાઓની તો ખાણુ છે પણ અમ્હારે એમા ઉતરવા વિરુદ્ધ વૈદકીય આગ્રહ છે ન્યુકેસલના કોલસાની ખાણોમા ઉતરનાર કોઇ ઍક્સપર્ટને રોકવા વિચાર છે, ત્યાંસુધી શ્રીયુત ઠકકુરને જ આગાગતની મૉનૉપૉલિનો અગાઉ હક અમે સોપી દેવાને બિલકુલ રાજી છિયે અને આ હક આમ સોપી દઈ અમે આજના લેખના અંત ભાગ ઉપર આવિયે છિયે અમે કેવુ ઇચ્છિયે છિયે કે કુથલીકાકી પણ પોતાના જીવનના અંત ભાગે આટલી રહેનાઇથી જ આવે કુથલીકાકી મરણ પથારીયે તો છે જ માત્ર મરતાં નથી છતાં અમે એમના મરવાની આશા રાખિયે છિયે આશા અમર છે અફસોસ એટલો જ કે કુથલી કાકી પણ અમર છે છતા કોઇ વાર અમને લાગી જાય છે કે લીવા એટલા શ્વાસ કુથલીકાકીને હવે લેવાના નથી તેમને શ્વાસ ઉપડયો છે છે ના શ્વાસ જ બાકી છે જે ઝેરી ટુકડાઓએ દુનિયાની હવા ઝેરી કરી દીધી છે, તે શ્વાસ કુથલીકાકીના મૂળ નાસ્તિક દેહનો સત્વર જ ત્યાગ કરી જશે અગર એમ ન થાય, તોય શુ એમને પથારીવશ જ રાખવાનો કોઈ ઉપાય ન કરી શકાય ? કુથલીકાકી જીવતા થાય અને આ લખાણ એમના હાથમા આવે તો

કવિતાકલાપ રૂ ૦-૧૪-૦ એન, એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

અમારૂં શું થશે એની બ્હીક અમને લાગે છે છતાં એમના મરના પછી પ્રકાશમાં લાવવાની મુરાદ છે એટલે વાંધો નહિ આવે નહિ તોય અમે મરણિયા થઈને બિન દહેશત પુછિયે છિએ કે શું કોઇ હોમિયોપેથ, ઍલાપેથ, હકિયોપેથ નથી,–કોઈ વૈદ્યશાસ્ત્રી, કવિરાજ હકીમ નથી–જે એવું કરે કે કુથલીકાકી પાછા સાજા ન થાય? હજાર વ્યાધિ ઉપર માન બાર દવા વાપરનાર કોઈ પ્રૉફેસર કુથલીકાકીને પથારીવશ રાખવાની દવા ન આપી શકે? શું આપણી લિમિટેડ અથવા અન–લિમિટેડ એવી કોઇ ફાર્મસી નથી જે આવી દવા બનાવે? કોણ કહેતું હતું કે *M B,* નો અર્થ *Beginners in Murdering* થાય છે? જો કોઇ ઉપાય નહિ જ થાય અને કુથલીકાકી જીવશે જ તો–બસ મરણિયા થયા તેને શું–અમારે કહેવું છે તે કહેવા દો માત્ર અમ્હારા મિત્રોને અરજ છે કે અમારૂં પુતળું ઉભું કરે તો ત્યાં કોતરાવે કે 'જીવવા કરતાં કહેવું ભલું' એ સિદ્ધાંત અમે પાળ્યો હતો

ત્યારે અમારે કહેવું એ છે કે ગમે તેમ. થાય તોય આગળ જેવાં જ કુથલીકાકીના માન રહે એવું અમને લાગતું નથી સર્વાંશે નહિ તોય થોડે અંશે પણ નવે અવતારે આવતાં છતાં કુથલીકાકી જીવતે મુવાં જેવાં જ છે થોડાંક ઉદાહરણ લઇયે

જમાનો હતો કે જ્યારે મુંબાઇના મરહુમ ભાટિયામાગની સ્મૃત્યવશેષ આબરૂ નીચે ઉંજેલા પ્રાચીન રહેકડાઓમાં બેસી છાતી સુધીનો ઘુમટો તાણી, સુન્દર સુડોળ અંગોને જોઇયે તે કરતાં એક તૃતીયાંશ 'આકાશમાં' સંકોડી સમાળીને સ્ત્રીઓ હવેલીએ જતી વિકટોરિયા બગી એ નવું ચેટક લેખાતું, અને એ બગીમાં બેસવાની કોઇને જરૂર પડતી તો તે બાઈ, ત્યારથી કુથલીકાકીને કાળે પાને ચઢતી એ જ બાઇની વહુ વિકટોરિયામાં બેસતી પણ સાસુના જમાના કરતાં અર્ધી લંબાઇનો ઘુમટો અને આથિની બેસવાના તકિયા તરફ મ્હો, આટલી મર્યાદા પાળીને એ બાઇની વહુની વહુ આજે રૂશિયન ઝીણવટનાં કપડાં પ્હેરે છે, ચૉવીસ કૅરેટની ફ્રેમના રિમલેસ ગ્લાસિસ પ્હેરે છે, અને ફ્રૉંકારની ચૅકને, છુટથી, મૃદુ બનિહતાઉ ભાન કરાવતી, મર્યાદા, રૂઢીબદ્ધ મર્યાદા શું તેની (વ્યાખ્યા ગૉડેપ્રે સિડન્સમાં તો ક્યાંય નો'તી એટલે) જાણતી નથી એ કુથલીકાકીના મરવા જીવવાની વાત પણ માંડ પુછે છે

બીજું એવું જ ઉદાહરણ લઇયે સ્નેહલતાની સાસુ બાનક હતી સાસુઓ પણ બાલક હોઇ શકે જ એની અગ્રહે ખાતરી કરી છે અને અમે એમ માનિયે છિયે કે આજની સાસુઓ કોઈક કાળે પણ વહુ હતી આ વાત સાસુ સિવાય બધાને સમજ પડી શકે તેવી છે અમે સાસુ નથી એટલે આ નોંધમાં અમને સત્ય વાત કહેતા બ્હીક નથી લાગતી, (બ્હીક ન લાગવાનું બીજું કારણ એ છે કે માર નસીબે અમે કોઈની વહુ પણ નથી) જ્યારે સ્નેહલતાની સાસુ બાનક હતી અને કન્યા મટી ત્યારે એને સાસરે એના માટે ગૃહદ્વાર એ જ કન્યાકુમારીથી હરદ્વાર સુધીનો દેશ નિર્માયો કોઇ ઘડપણ મોકને તેને ત્રણ કુટી વર્ષની વાટ હતી છતા ઉંબર તે એના માટે ડુંગર હતો અને પાદર તે પરદેશ હતું અને એની વહુ સ્નેહલતા–આખી દુનિયાની ભુગોળ જાણે છે, ગૃહદ્વારની અન્દર ભાગ્યે જ એનો પગ ટકે છે, ઉંબર

મારી વીસ વાર્તાઓ (સચિત્ર વાર્તાસંગ્રહ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ડુંગર ને પાદર તો ક્યાંય ગયાં પણ હિમાલય અને આલ્પસ મ્હોટા અને અમેરિકા, યુરોપ ને જપાન જેવા તલપાપડ થઇ રહી છે ( માત્ર તેને તુલના માપક થાય કે નહિ એ ખબર નથી પણ એ તોય અમારા વિષય બ્હાર છે)

અમે ધારિયે તો આવા અનેક ઉદાહરણો આપી શકિયે માત્ર અમે એમ ઉદાહરણોથી પાનાં ભરવા માગતા જ નથી.

છેવટે કુથલીકાકીને થયેલા રોગ સબંધી સહજ જણાવી આ *In memorium* સ્મરણાંજલિ સમાપ્ત કરીશું એમના રોગના નિદાનમા ઘણા અભિપ્રાયો મળ્યા છે જેટલા ડાકટરો છે, તેમની સખ્યાને ચારે ગુણિયે, અને તેમાં ભુલચુક ન રહી જાય માટે બીજા હજાર ઉમેરિયે એટલા અભિપ્રાયો મળ્યા છે અમે આ સર્વ અભિપ્રાયો ઉપર પુખ્ત વિચાર કરી નિર્ણય ઉપર આવ્યા છીએ કુથલીકાકીને બે રોગ હતા જુઠાણાનો અને દાંભિકતાનો આ બે રોગ ડાકટરોએ કરેલા દશ હજાર નિદાનમા ક્યાંય નથી એટલે અમારૂં નિદાન સાચુ છે એ વિષે અમને શકા જ નથી આ બે મોટા રોગો કોઇવાર ન્હાના રૂપમાં તો કોઇવાર મ્હોટા રૂપમા તેમને પ્હેલેથી સતાવ્યાં કરતા, સ્ત્રીઓ અને ખાસ કરી ડોશીઓ ઔષધથી હમેશ કટાણેન જ હોય તેમ કુથલીકાકી પણ રોગ નિવારણ માટે કંઇ પણ ઉપચાર કરાવવાની ના જ પાડ્યાં કરતાં અમને કોઇવાર એમ પણ લાગે છે કે જુઠાણું અને દાંભિકતા આ બેય રોગોઉપર કુથલીકાકીને પક્ષપાત જ હશે છેવટે છેવટે આ રોગ એટલો તો વધી પડ્યો કે કોઇક બીચારી કુમળી છોકરી ભરબપોરે પગનું રક્ષણ કરવા સપાટ પ્હેરીને ચાલતી નજરે ચ્હડે કે તેની નિન્દા કરતા જડબું દુખાવી નાખતાં, જ્યારે આખું અંગ, મહારથી કુથલીકાકીને રાજી રાખનાર, શીતમાં શિથિલ બને તોય, કુથલીકાકી તેના વખાણ કરતાં. આ અનીતિમય દાંભિકતાએ ત્હેમને મોતને બિછાને તો નાખ્યા છે જો જમને નરક બગડી જવાની ધાસ્તી નહિ લાગે તો તો કુથલીકાકી જરૂર મરવાના નહિ તો ઇશ્વરેચ્છા માની બેસી રહેવા સિવાય છુટકો ગો બીજો !

કુથલીકાકીના સબંધિઓ, જેમનામા એમનો ચાલુ વાસો આવ્યા કરે છે તે સહુને ખોટ જશે પત્રકારો, ટીકાકાર, લેખકો, કવિઓ, સાક્ષરો, જેમને જેમને કુથલીકાકીના છેલ્લાં વસિયત અને બક્ષીસનામામાં વારસો મળશે તેમને ભારે તો પડશે જ એમનાં માવિત્રસમા કુથલીકાકી આમ બિમાર પડ્યા તેથી બાપડાઓ બહુ મુઝાતા હશે સાચે તો ખરૂં જ ને, એ તો સ્નેહ તેટલો સતાપ કુથલીકાકીના ગયા પછી પણ એમણે તો બહુ જ સભાળવાનુ છે એમના વારસામા જ શાપ છે એ *Cursed legacy* છે એમની મિલકતમા જ એમના રોગનુ નિદાન છે તેમ એ રોગ નીચે કુથલીકાકીએ કહાડ્યા એટલાં વર્ષો જ એમના પાછળ રહેનારાઓથી કદાચ નયે નીકળે, એ જુના જમાનાની ડોશીઓના જાડાં શરીરો ઝાક ઝીલે તેટલી એમનાં શરીરો ન ઝીલી શકે

---

દયારામનો અમરદેહ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

જો કુથલીકાકી ગુજરીજ જશે તો પછી અમારી અભિલાષા એક જ છે તે આ પ્રમાણે છે અમે ચુસ્ત હિન્દુ છીયે તેથી પુનર્જન્મની કલ્પના સાચી જ છે અને બાકી બીજી બધી મૂર્ખપ્રલપિત છે એવો હડહડતો મત *Prejudice* રાખવો એ અમારો જન્મસિદ્ધ હકક છે અમે એ હક્ક માટે મગરૂર છીએ અને હોમરૂલરોને અનુસરી અમારા એ *Prejudice* રાખવાના હક્ક માટે પ્રાણ પણ અપારો તો જરૂર આપીશું–પણ એકવાર, ઘડીભર અમારી અભિલાષા એવી થઈ આવે છે કે નરકમા પડ્યા પછી અનન્તકાળનો ભોગવટો જેમ ખ્રિસ્તાદિ મતોમા છે, તે મત કુથલીકાકી માટે તો સાચો જ પડે બસ જો આમ થઇ જાય તો આનન્દ નહિ તો જેવો કુથલીમાખીને પ્રેતભાવ મળ્યો—બીજો જન્મ થયો કે અમારે આ લેખ લખવા માટે, એના એજ બનવું જ પડશે આ વિચાર પછી લખવું સુજતું નથી થયુ તે ન થયુ નહિ થાય અમારો મરણીયા થવાનો ઉપર કહેલો નિશ્ચય હમે દાંત ભીડીને અમને યાદ આપ્યા કરિયે છિયે અને જે થાય તેની બધ મ્હોંગે અને ફાટે ડોળે વાટ જોઈએ છિયે હિમ્મતે મર્દા તો મદદે—શુ કહું ?—ખુદા આવે ખરો પણ આ બાબત કુથલીકાકીની છે, એટલે ન આવવા માટે ખુદાને કેમ ઠપકો અપાય ?

**પ્રકાશકના બે બોલ**—છેવટે સ્હાડાલણુ તો નહિ પણ પ્રકાશકને બે બોલ સુજ્યા છે—વર્તમાનપત્રોનો રિવાજ છે કે મ્હોટું માણસ મરવા પડે કે ઑફિસની સગવડ ખાતર, તે ગુજરી જ ગયો એમ માની લેવું અને તેની કારકીર્દી વિગેરે છાપી તૈયાર રાખવું જો તે ખરખર ગુજરી જવાનું ડહાપણ દેખાડે તો પછી તેનો છેલ્લો શ્વાસ તેના ફિરતાર પામે પ્હોંચે તે પ્હેલા છાપા વ્હેંચનાર છોકરાઓ ગામને બીજે છેડે પ્હોંચી જાય અમે એમ જ કરવા ધાર્યું હતું પણ કુથલીકાકી માટે ડાકટરોએ મરવાની આશા છોડી છે ડોસીઓ અને જોશીઓનો સામટો મત છે કે એમના મરવાની વાટ જોવી ફોગટ છે એટલે અમે લેખકની જોખમદારીએ આ લેખ છાપી માત્ર સાહિત્યની જ સેવા નથી બજાવતા પરંતુ લેખક ઉપર પણ ઉપકાર કરિયે છિયે; કારણ "જીવવા કરતા કહેવું ભલું" કહેનારને જીવને ભોગે કરતા અટકાવવા અમારૂ દિલ ચાલતું નથી લેખક છેવટની ઈચ્છા તરીકે લખી જણાવે છે કે "ઇશ્વર પાસે અમારી ( લેખકની ) એટલી અરજ છે કે અમે ( લેખક ) જ્યાં હોઈયે–સ્વર્ગે હોઈયે કે નર્કે હોઈયે–પણ અમે અમારા વાચનારાઓથી છુટા ન પડિયે "તથાસ્તુ"

---

# મ્હારી પ્રથમ વાર્તા.

લેખક—રા રાજેન્દ્ર સોમનારાયણ દલાલ, બી એ

મને એક વાર્તા લખવાની ઉર્મિ થઈ આવી પણ જોતા પ્રથમ એ વિચાર એક સુહૃદે જ મ્હારા મગજમા ખડો કર્યો હતો અને સુહૃદની ઇચ્છાને આધીન થવુ એ જગતનો નિયમ સમજી હુ લખવા બેઠો પ્રથમ તો પેન્સિલથી લખુ કે શાહીથી તેનો મ્હારા મગજમા મોટો યુધ વાડો ઉભો થયો અને હુ એમ નિર્ણયપર આવ્યો કે શાહીથી જ લખીશ પેન્સિલથી લખી પાછુ શાહીથી ઉતારવુ મ્હારા સ્વભાવને રૂચે એમ ન હોતુ જોકે સુહૃદે તે કામ કરવા માથે લીધુ હતુ અને તેના અક્ષર મ્હારા કરતાં સારા હતા પટાવાળો ઑફિસના કામ માટે કોરા કાગળનો એક થોકડો મૂકી ગયો હતો તેમાથી પાચ સાત કાગળ લીધા, એક હોલ્ડર લીધુ, તેમા કલમ (સ્ટીલપેન) જૂની હતી તે કાઢી ફેકી દીધી અને શાહીનો ખડીઓ સામે મેજ ઉપર મૂક્યો આ સર્વ સાધનો મ્હારી ઑફિસના હતા વર આગળ એ સરકારી ચીજના વાપરવી એવો વટહુકમ હતો અને એ હુકમ કારકુનોની તેમ જ મ્હારા હાથ તળેની કચેરીઓમા મે ફેરવ્યો હતો તમને નવાઇ લાગે તો ભલે પણ જગતના ગાડા એમ જ ચાલે છે અને હુ કઇ જગતથી નિરાળો નથી ચોર ચોરને ઘેર પરોણો ત્યા કોણ કોને પુછે? કલમ લીધી, પણ આગા બોળી કચેરીમા જેમ તેને બે આગળી વચ્ચે ફેરવતો તેમ ફેરવવા માડી પણ ત્યા સુઝ હતુ તેમ કઇ લખવુ સુઝ્યુ નહી કલમ મેજપર મુકી, હાથ લમણાપર રાખી, કોણી ટેબલપ ટેકવી, વિચારમા છુ એમ બતાવવાની સ્થિતિમા બેસવાથી કઇ પણ વિચાર આવશે, વાર્તા લખાશે એમ ધારી થોડીવાર એમ બેસી રહ્યો સામે બારીમાથી નદીમાથી પાણીનો ખળખળ ખળખળ અવાજ કાને આવ્યો અને મનમા વિચાર થયો કે આ સરિતા કેવી વહે છે, મગજમાંથી એમ વિચારો સરે તો કેવુ સારૂ? એટલામા એક વહાણ જતુ હતુ તેનાપર નજર પડી નદીમા એક જગ્યાએ બેટ જેવો ભાસ થતો હતો, મ્હારા બગલાની બારીમાથી વહાણ તેનાપર ચડ્યુ હોય એમ મને લાગ્યુ અને હુ બોલી ઉઠ્યો, "હો વહાણ ખરાબે ચડ્યુ" જાણે તે પરથી કઇ વિચાર આવ્યો હોય એમ કલમ લઇ મ ખડીઆમા બોળી અને તેને ઉચકી કાગળપર મ્હારા વિચાર મૂકુ તે પહેલા શાહીનો એક મોટો ડબકો પડ્યો

"હેગ, હૂશ, ખડીઆમા શાહી કેટલી પુરવી તેનુ પણ પટાવાળાને ભાન નથી" એમ બોલી કલમને મેં જમીનપર પટકારી મગજમાથી વિચાર છટકી ના જાય એ હેતુથી મોટેથી હુ બોલ્યા કરતો હતો "સરિતા સરતી હતી, વહાણ ખરાબે ચડ્યુ" એમ બે ચાર વાર બોલી મે હોઇશ ને કલમને બરાબર લૂછી નાખવા બ્લોટિંગ લેવા હાથ લબાવ્યો કોણ જાણે વિચારમા છુ એમ બતાવવાની સ્થિતિમા બેઠેલો હોવાથી કે બારીમાથી વહાણ જતુ તેનાપર મ્હારી નજર હતી તેથી કે ક્યાં તો ગોખવામા મ્હારે મગજ રોકાયલુ હોવાથી બ્લોટીંગ લેવા જતા જ

શ્રીયુત ગોવર્ધનરામ (સચિત્ર) રૂ ૧-૦-૦ એમ એન ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

મ્હારા ખમિસની બાહ્ય ખડીઆને લાગી અને તે ઉંધો પડયો મ્હારી નજર સામે શાહીનો રેલો ચાલ્યો, ખમીસની બાહ્ય જરા તરા બગડી અને ટેબનથી દોઢ ગાઉ દૂર જઇ જોવા જેવું મો કરી હું ઉભો, મેજપરથી જમીનપર પડતા ધોધને જોઇ રહ્યો

"સુહૃ૦ આવે અને એની વાત" એમ બોલું એટલામા તો "સરિતા સરી ગઇ અને વહાણ ખરાબે ચચ્યુ" એમ હસતા હસતા કોઇને બોલતાં મેં સાંભળ્યુ તરત જ સામા જઇ મેં સાથે સાથે હસવા માંડયુ ગુસ્સો તો સુહૃદની આખે આખ મળતાંજ ઉતરી ગયો હતો.

સુહૃદને લઈ હું ટેબલ પાસે ગયો અને કાગળ શાહીથી ગ્ગાઈ ગયો હતો તે જોઈ તેણે કહ્યુ, "ઓ હો હો આજે તો તમે ઘણુ લખ્યુ હોય એમ લાગે છે શાહી બધી જ ખપી ગઈ" "તુ આવે એટલે જણાય હવે મઝાક જવા દે લાવ પટાવાળાને" બોલાવુ એમ કરી ઘટડી વગાડી તરત જ પટાવાળો આવી પહોચ્યો, તેને સારે નસીબે શાહી સવારની પાળીના પટાવાળાએ પૂરી હતી છતા મેં કહ્યુ "તમને શાહી ખડીઆમા કેટલી પૂરી તે ખબર છે કે?"

"સાહેબ, મેં નથી પૂરી નારાયણે પૂરી છે"

અંગ્રેજીમા સુહૃદે મને કહ્યુ, "ઘણાને કલમ શાહીમા બોળતા નથી આવડતી, કોણી મેજ-પરથી કેમ ઉગાવવી તેની ખબર હોતી નથી"

મને હસવુ આવ્યુ પણ તે દબાવી પટાવાળાને કહ્યુ, "ઠીક ઠીક, આ બધુ સાફ કરી નાખ જેથી કચેરીના કાગળો કે પેલી ચોપડીઓ બગડે નહીં"

પટાવાળાને એટલી સૂચના આપી સુહૃદને લઈ હું બગીચામા ગયો. એક બાંકડે ઉપર અમે બન્ને જણા બેઠા પુન એના ટીખળી સ્વભાવ પ્રમાણે એણે બોલવાનુ શરૂ કર્યું 'કેમ, લખવાનો વિચાર માંડી વાળ્યો? તમને મેં અનેક વાર કહ્યુ છે કે તમારે નામના મેળવવી હોય તો કઇ વાર્તા લખી એક માસિકમા આપો તરત જ તમારી છબીનો બ્લોક તન્ત્રી માગશે, ગ્રાહકોને ઘેરેઘેર તેની લ્હાણી થશે"

"શુ કપાળ લખુ! મને તો કઈ ગમ પડતી નથી"

"કવિતા લખો. ઝાઝી મહેનત પણુ નહીં ના રાગની જરૂર, ના પ્રાસની આવશ્યકતા તમે જે બોલતા હતા તે પણ કવિતા ગણાય

"સરિતા સરતી હતી.

વહાણ ખરાબે ચચ્યુ

વાહ! કાને શું સુંદર લાગે છે! વચ્ચે વચ્ચે, 'મમ પ્રાણ સખે, "હ્રદેની દેવી' એવા એવા હ્રદયને ભેદી નાખે એવા બે ત્રણ શબ્દ મુકવા, નવીન ના જડે તો પ્રત્યેક કડીમાં તે મારી મચડી લાવવા પ્રયાસ કરવો તમારૂ નામ, જીરીસ્ટરની ડીગ્રી, ઓદ્ધો લખી તન્ત્રીને મોકલી દે બેડો પાર"

"હવે કવિતા લખવાની બાકી રહી, આપણુ એ કામ જ નહીં તું રસિક છે તે તને ફાવવે"

મનોરજક વાર્તાવલિ. ૧ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

" એ તો તમે કહેતા હતા કે કચેરીમા કામમાથી પરવાર નહીં અને ઘેર આવ્યા તે છોકરાઓનો કનમલાટ કોઈ પાસે આવી બેસે તો કોઇ ખોળામા ભરાય નિરાંત હોય તે લખવુ કરવુ બને તમને તે યાદ દેવડાવુ છુ "

" સામે જો આકાશ કેવુ વેરાયલુ છે હવાની પણ મગજપર અસર થાય છે એમ વિજ્ઞાન શાસ્ત્રીઓ કહે છે "

મ્હારા જ્ઞાનમા કંઈ ખામી છે એમ સુહૃદને કહેવા ઈચ્છા કેમ સભવે ? સરિતા શબ્દ કોઇએ અગ્રેજી કરેલી તેમા મે આજે વાચેલો અને આસપાસના સબધ ઉપરથી અર્થ બેસાડી મેં ડાયરીમાં લખી લીધો હતો

પળ બેપળ રહી સુહૃદે કહ્યુ, " ખરી વાત છે તેથી જ વહાણ ખરાબે ચડ્યુ છે "

" ભલા ભગવાન, હવે હું સમજ્યો. મ્હારા મગજને તું અણસારો કરે છે હુ તો આટલા વખત સુધી વગર સમજે જ હસતો હતો "

" એવુ વગર સમજે ઘણાઓ હસે છે "

" આજે એક ખુશ ખબર કહેવાની છે સાહેબની મ્હારાપર ચિઠ્ઠી આવી છે અમે જન્મદિવસે સોનગઢ તરફ શિકાર કરવા જવાના છઇએ "

" મારાં દા શિકાર કરવા માટે શો બદોબસ્ત કર્યો છે ? તમે કે તમારા સાહેબે કોઇ પણ દિવસ વાઘનો શિકાર કર્યો હતો ખરો ?"

" બદોબસ્ત કરવા બાબત તો સાહેબે વ્યારાના નાયબસૂબાને લખ્યુ છે એટલે તેમ તો કઇ બાકી નહીં રહે વાઘનો શિકાર કરવાનો તો આ પહેલો જ અનુભવ છે "

" બીજા કોનો કર્યો છે ?"

" સાહેબે જે કર્યો હોય તે "

" ત્યારે તમારું ત્યા કામ શુ ? નકામુ જીવનું જોખમ !"

" બે ઘડી મોજ, જરા જોઇશુ તો ખરા કે કેમ શિકાર કરે છે "

મ્હારા અતરનુ કારણ એ હતું કે સાહેબ શિકાર કરશે તો રિપોર્ટ મ્હારે લખવો પડશે એટલે હું જોડે હોવાથી મ્હારૂં નામ પણ જરૂર વર્તમાનપત્રોમાં આવવાનુ જ, આરબ વાહવાહ થવાની.

" તમે પણ બદુકથી નેમ તાકતા તો શીખ્યા છે, ખરૂ કેની ?"

" અરે વાહ, હમણાં જ ભારતરક્ષક સેનામા હું જોડાયો ત્યારે એમાથી તે સાહેબ જો ઓળખાણુ થયુ તેમણે મને તેમના ખાતામા લઇ લીધો રોજ સવાર સાઝ બે વાર શીખવા જતા હતા મુબાઇમા મેદાને જગ છે કેની તેની સામે જ અમારી ઑફિસ હતી "

" મેદાને જગ ? લડાઇનુ મેદાન ?"

---

ઇગ્લડનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

"અરે, પેલુ બોરિબંદર સ્ટેશન સામેનુ ક્રિકેટનુ મેદાન જ્યા જુને ચૂકે હાર્યા તો જાણે 'માનની' લડાઈમા હાર્યા અને જીત્યા તો પર્શીઆના પાટનગર તહેરાનનો કબજો પાછો મેળવ્યો કેટલાક તો એ ધમાલ વખતે પુરૂ ખાતા પણ નથી. નોકરીપર ના જવાની ખાતર માંદા થઇ જાય છે "

"મોતવારોના વખતમા ના ખાય તે સારૂ એટનો બચાવ થાય '

'ઉંઘના પુર હશે કે કમ તે તો પ્રભુ જાણે એ મેદાન સામે અમારી ઑફિસ હતી ત્યા રેતીની ગુણ હાથપગ વગરના મનુષ્ય જેવો આકાર બનાવી, લટકાવી રાખેલી તેનાપર અમે રોજ નેમ તાકતા હતા દિવસમા આઠેક જેટલીવાર તેનાપર સચોટ નેમ લગાવતા હતા તેટલી કોઇ જીવતા પ્રાણીપર મારી હોય તો જરૂર તેના હાડમ પાસળાના ફુરચે ફુરચા ઉડી જાય" ઘડીઆળ જોઈ સાહેબે કહ્યુ "બહુ વખત થઇ ગયો હું તો જઇશ શિકાર કરી આવશો પછી મળીશુ"

આ વાત થઇ અને બીજે દિવસે સાંઝે અમારે સોનગઢ જવાનુ નક્કી થયુ ગાડીમા બેસનારની પોતાને મુકામે જલદી પહોંચવાની સ્વાભાવિક આતુરતાનુ ગાડીવાળાને ભાન ન હોતુ શટલ ટ્રેન જેટલી તેની ઝડપ હતી દરેક સ્ટેશને ગાડી ઉભી રહેતી અને જ્યા ઉભી રહેતી ત્યાથી તેને ખસવાનુ મન ના હોય એમ લાગી જતી પાલીતાણેથી સોનગઢનો કિલ્લો દેખાયો ને મને કાંઇ વળી સાહેબ બહુ ખુશમા આવી ગયા હતા તે એમના મોંપર તરી આવતુ હતુ સોનગઢ આવ્યુ, ત્યાના મહેતાજી વગેરે અમને સામા લેવા આવ્યા હતા હાર તોરા અપાયા, ચાહ પાણી થયા ને ડમણીઆમા બેસી અમે ઉતારે ગયા, જમી પરવારી વહેલા સુઇ ગયા અને સવારમા ચાર વાગતે ઉઠી અમે ઉતારેથી નીકળ્યા થોડોક માગ તો અમે ડમણીઆમ જ ભેગી નદા યો તેમા બેઠા બેઠા પણ આસપાસની ગીચ ઝાડી, નિર્જન વન જોઇ મને થતુ હતુ કે 'જો ચૂકે કાકો નીકળ્યો તો શી દશા થાય!" સાથે તીર કામઠા વાળા ભીલ લોકોની એક ટોળી હતી એટલુ સારૂ હતુ ઢોલ, ત્રાસા, ભુંગળ, સરણાઇ, થાળી વગેરેના ખાલી અવાજ વગાડી કોતરમાથી વાઘને ચીઢવી બહાર કાઢનાર એક બીજી ટોળી અમારી આગળ ગઇ હતી વાહનમાથી ઉતરી ઝાડ ઉપર માંચડા બાંધ્યા હતા તેના ઉપર જઇ અમે બેઠા તીરકામઠાવાળી ટોળી પહેલી ટોળીને જઇ મળી અને જંગલને ધ્રુજાવી નાખે એવો અવાજ થઈ રહ્યો 'ઓ વાઘ આ યો' એમ મ્હારા મનમા તો થતુ હતુ સાહેબના અંતરમા શુ થતુ હતુ તે તો તે જાણે પણ અમારા બન્નેમાંથી કોઈ એમ બોલી દે એમ ન હોતુ માંચડાની કાથાની દોરીપર જરા પાસુ બદલતા ચુ ચુ થતુ અને માચ! તુટી પડે એમ તો નથી કેની તે અમે વારવાર જોતા, ઝાડની ડાળીને જોરથી પકડતા, કદાચ પડીએ તો કેદના નીચે જઇએ તે તપાસતા વાઘની એકાદ ગર્જના સાંભળીને મને એમ થતુ કે વર્તમાનપત્રમા નામ આવે તે કારણસર ખાલી હુ અહી ક્યાં આવ્યો? હવે મિજાજ ના હોવાથી સાહેબ બેસી રહ્યા હોય એમ તેમના મોંપરથી, વર્તનપરથી મને લાગ્યુ એટ-

Classical Poets of Gujarat, Ans 6-0 N M Tripathi & Co Bombay.

લામા એક ઝાડીમાંથી વાઘ નીકળી સામા ખેતરની વાડમા ભરાતો અમને દેખાયો અમારે જે કંઈ કરવાનુ હોય તે માટે અનુકૂળ જોગ હતો એમ સમજી ગેન વગેરેનો અવાજ બધ થયો હતો, ટોળીના માણસો અમારાથી દેખાતા ન હોતા પ્રથમ તો "આપ બેઠીએ" એ મુજબ અમે બન્નેએ એકેકને ગોળી છોડવાની સૂચના કરી આખરે સાહેબનુ માન રાખવા ખાતર મેંએક ગોળી છોડી ખેતરની વાડમા તે અદશ્ય થઇ ગઇ અને વાઘ દશ્યમાન થયો સાહેબે તરત જ ગોળી છોડવાનુ નામ ઉપાડી લીધુ અને મને નિરાત થઇ સાહેબે બેએક ગોળી છોડી અને તેમને સમજ પડી કે જકડીને ખુરેની રેતીની ગુજ અને જીવના જાગતા કકેડાયના વાનમા તફાવત ઘણો હતો વાઘ પણ અકળાઇ બરાડા મારતો હતો નાસવાની બારી શોધતો હતો એટલામા સાહેબે એનાપર તાકેલી ગોળી ખેતરના રક્ષણાર્થ ઉભા કરેલા ચાડીયાને લાગી, તે ઉછળી વાઘ આગળ પડ્યો અને વાઘ ચીઢવાઇ ઝાડ વગાડી મેદાનમાં આવ્યો સાહેબે પુન ગોળી છોડી અને સચેત થયલો વાઘ ગોળી કઈ દિશામાંથી આવે છે તે જાણી અમારા ઝાડ આગળ આવ્યો ઝાડ ઉપર ચઢવા જાય, ઉંચે જુએ, કુદે, પડે, પાછો કુદે અમે બન્નેએ એકેકની સામા જોવા માંડ્યુ, અમારામા બોલવાની હામ રહી ન હોતી ડારવિનનો સિદ્ધાંત * એ દિવસપર જ મેં વાચ્યો હતો એટલે બરાબર યાદ હતો, અને એ સિદ્ધાંત પ્રમાણે તો વાઘ જીવશે ને અમારે મરવુ પડશે એ વિચાર માત્રથી સિદ્ધાંત અકારો લાગતો હતો તે કરતા તેનો સ્વાનુભવ ઘડી પળમા થવાનો કલ્પના વધારે અસહ્ય થઈ પડી હતી મોત સન્મુખ આવી ઉભુ હોય એમ થતુ હતું પ્રભુભક્તિમા ચીત કેમ ચોંટે તેનો પાઠ ભણતો હતો સાહેબ નિ શ્વાસ નાખતા હતા અને એમનાથી 'ગૉડ'ને સંબોધન થઇ જતુ હતુ એટલામા સાહેબ બોલી ઉઠ્યા "ઉતરી મારોને" "નારે, સાહેબ, મ્હારૂ એ કામ નહી, મને નહીં આવડે એમ મેં તો પહેલેથી જ કહ્યું હતુ" "ગોળી તો પાય માન છે પણ વાઘ કદાચ જીવપર આવે તે સમયે જોઇએ માટે હુ છોડવા નથી માગતો,' સાહેબે જુનો બચાવ કર્યો જીવપર આવવામા શુ બાકી હતું તે હું સમજી શકતો ન હોતો આમ છવનેણુ પાંચેક મિનિટ પસાર થઇ અને ગોળીબાર ના સભળાવાથી પેલી બન્ને ટોળી મેદાન તરફ આવી પહોંચી વાઘને જીવતો જાગતો અમારા ઝાડની ઉપર તાકી રહેલો જોતા જ અમારી બહાદુરીનો ખ્યાલ એ માણસોને આવી ગયો હશે એમ વિચારુ છુ એટલામા જ એક મતંગ વયના જુવાને તીર છોડી વાઘની ગતિ અટકાવી, બીજુ છોડતા જ તે શરણ થઇ ગયો અમારા ઝાડની પાસે તે ટોળી ધીરે ધીરે આવવા લાગી અને અમે નીચે ઉતરવા માંડ્યુ ભુસ્કો મારી ઉતરી પડવાની સ્થિતિમા અમે આવ્યા અને સાહેબે ક્યા તો પુરી ખાતરી કરવા અથવા તો જગતને તેમની બહાદુરીનો ખ્યાલ આપવા એક બંદુકની ગોળી છોડી અને તે મરેલા વાઘના પેટમા સચોટ વાગી "શાબાસ, શાબાસ," એ શબ્દો મ્હારા મોપર આવ્યા પરતુ સાહેબ મ્હારા ઉપરી હોવાથી હુ તે ગળી ગયો અમે બન્નેએ ભુસ્કો માર્યો, વાઘ,

* વિજ્ઞાનશાસ્ત્રી ડારવિનના મત પ્રમાણે જિંદગીની હયાતિને અંગેના વિગ્રહમા જે વિશેષ બળવત્તર તે જગતમા રહેવાને વધારે લાયક છે

નાગમનો અક્ષરદેહ રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુબઇ

પાસે જઈ અમે બન્ને ઉભા, બંદુકનો કુંદો જમીનપર રાખી, એક પગ વાઘપર મૂકી, મને પાસે ઉભો રાખી સાહેબ પોતાની જોડે હમેશ એક કોથળી રાખતા હતા તે પગાવાળાને પાસે મગાવી તેમાંથી કેમેરા કાઢી તે વતી તેમણે છબી પાડી. સાહેબને ભલે એમ લાગ્યું હોય કે એમનું જીવન સફળ થયું પરંતુ હું તો જાણે નવો જન્મ મળ્યો હોય એમ ગણી ઉતારે ગયો. બીજા લોકો માંહોમાંહે કંઇ વાતો કરતા હતા પણ મને સમજ પડતી ન્હોતી. એમનાથી છુટા પડતા પહેલા બીજા યુવકને મેં પાંચ સોના મહોર આપી, સાહેબને તો પૈસાની પરવા જ નહીં ગાડી ફક્ત પછી મળે એમ હતી એટલે ઉતારેથી તરત જ અમે સ્ટેશન તરફ ગયા. મહાજન કરીને કોણ જાણે શું ખબર મળી હશે કે સાહેબને મળતા તો તેણે ધન્યવાદ આપ્યો પણ ગાડીમાં બેસવાનો વખત થયો એટલે અમને તેણે કહ્યું કે અહીંના વાઘ બહુ ઝનુની અને જંગલી હોય છે માટે શિકારીના મોટી ટોળી વિના એમનો શિકાર કરવો સલામત નથી. મને તો તેની શિખામણ અક્ષરે અક્ષર ખરી લાગી. ગાડીમાં સાહેબે મ્હારી સાથે શિકારની વાત કશી કીધી, મને કે તમને મેં તે સાંભળી એમના બહાદુરીપર કદાચ નિબંધ લખવા કહેતે તો પણ ઉપરી હોવાથી મ્હારાથી ના પડાય એમ ન હોતું.

ઘેર પહોંચ્યાને ત્રીજે જ દિવસે કેટલાક દૈનિક પત્રોમાં "સોનગઢમાં વાઘનો શિકાર" એ મથાળા નીચે સાહેબની બહાદુરીના વખાણ આવી ગયા. હું જોડે હતો એમ તેમાં લખ્યું હતું. દેશ પ્રદેશ એ વાત ફેલાઈ હશે પરંતુ અમે જે શહેરમાં હતા ત્યાં જુદી જ વાત ચાલતી હતી. સોનગઢ તો બિચારૂં એક ગામડાની સ્થિતિમાં હતું. શાહી વધારે પૂરવા માટે જે પટાવાળાને મેં ઠપકો આપ્યો હતો તે સોનગઢમાં અમારી જોડે જ હતો એટલે તેણે ખરી વાત કચેરીમાં તેમ જ શહેરમાં ફેલાવી દીધી હતી. સુહૃદને કાને એ વાત ગઇ હતી તેમ જ વર્તમાનપત્રનો રીપોર્ટ તેણે વાંચ્યો હતો. સાંજે મને મળતા જ તેણે પેપરમાંથી કાપલી આપી કહ્યું

"ના મંજુર છે કે વીરતાનો જમાનો વહી ગયો એમ ઉચ્ચારી શકે?" કાપલીની પાછળ એકાએક મેં જોયું તો એક પાતળો કોરો કાગળ ચોંટાડી સોનગઢના જંગલમાં બનેલી સત્ય ઘટનાનો અક્ષરે અક્ષર તેની તીખી ભાષામાં રીપોર્ટ હતો.

"તમારા સાહેબ પોલિસની લાઇનમાં જોડાય તો આજના વખતમાં સારી રીતે નીભી શકે."

"કેમ?"

'વાહ, જરૂર પડે સાચી પણ સારી રીતે ઉભા કરી શકે.' આ સુધારાના જમાનાની ખૂબી જ એ છે. આવું જુઠાણું દશ આજના વખતમાં જે ના ચલાવે તે ન્યાત બહાર ફેંકાવાને લાયક. કોલેજ કાઢી તેને ચલાવવામાંથી એક દમડીનો પણ ખર્ચ નહીં, ચાંદીના હાથાની કોદાળી વડે પાયો નાખ્યો, પોતાનું નામ સંસ્થા સાથે જોડવાની ઉદારતા બતાવી એટલે તેના કર્તવ્યની અવધિ આવી ગઇ. વ્યવસ્થાપકોના મનથી એવી સંસ્થા અને સ્વર્ગમાં જરા પણ તફાવત રહ્યો નહીં. એક મોટું ફંડ ઉભું કરવા સભા મળી. આપણે પ્રમુખ થયા. દર્શનાર્થી

આરોગ્ય ને સ્વાશ્રય. રૂ ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

વારવાર આપણને વધાવી લેવામા આવ્યા, આપણા ગુણાનુવાદ ગવાયા ના' આપણે પહેલ કરી મનનુ મોટાપણ બતા યુ, ના પ્રશસા કરવામા એકદમ ઉદાર થનારે ઉદારતા બતાવી દુ ખની ગભીરતા બાજુએ રહી ગઇ, વખાણ કરવાનો પ્રસગ એ રીતે મળ્યો તેને વધાવી લેવામા આ ચે ડેપ્યુટી કલેકટરસાહેબ, તમારી ખરી કસોટી અમે હવે કરીશુ એન્જીઅમની ખાનાખરાબીને અગે અમારા નિશાળના અજ્ઞાન બાળકો પાસે ઢરણા તથા ઉદારતાની આશા રાખનાર તમે તમારા બડા સાહેબો, તેના હુકમને હાજી હા કરનારાઓ, બુદ્ધિમા આગળ વધેલી, સુધારાની ટોચે પહોચેલી યુરોપની પ્રજા પાસેથી આર્યાવર્ત માં માથે લટકી રહેલા આ અસહ્ય દુકાળના સમયમા અમારે માટે દાઝ દેખાડી તમારૂ મનુષ્યત્વ કેવુ દેખાડી આપો છો તે અમારે હવે જોવાનુ છે"

"યુરોપ તો અત્યારે પૈસે ટકેથી ખુવાર થઈ ગયુ છે"

"હા અને અમે તો કુબેરભડારીનો અવતાર હોઇશુ અમારા બાળકો પાસે તો ધનના ઢગ તેની જાતકમાઇના ભરી રાખ્યા હશે હિંદની નિર્ધનતા, ગરીબાઇનો ખ્યાલ જોઇતો હોય તો આ વાડી બગલા છોડી, એક રાતમા બત્રીસ હજારપણ પાણી ફરે એવી પાર્ટીઓમા જવાનુ આવે તો માડી વાળી જગ મ્હારી જોડે ચાલો એટલે બધો ભ્રમ ખુલ્લો થઈ જશે કોઇ વેપારી રડ્યો ખડ્યો લડાઇને અગે કમાઇ ગયો હશે તો તે બિચારાનુ બ્હીનુ ધાન્ય લડાઇ બધ થયે પેટમાથી કાઢી નાખ્યુ બાકી મુકી રાખી આગરૂ જતાવવા માગતો હશે છતા વધારાના પચાસ ટકાના કર માટે જવાબ એનો હજી બિચારા માટે બાકી રહ્યો તમારો કોઇ જાતનો નાનોકે મોટો સ્વાર્થ સધાય તેને લીધે ભારતની દુર્દશા કેટલે દરજ્જે છે તેનો તમને જરાપણ ખ્યાલ રહેતો હશે તો તેની તમે પરવા કરતા નથી"

આ વિષય છેડતા જ તેના મોંનો રગ બદલાઇ જતો વાક્યોનો અસ્ખલિત પ્રવાહ તેના મોમાથી નીકળતો હુ તેની તકરાર આગળ મ્હાત થતો, મ્હારૂ હૈયુ નરમ બની જતુ તેણે બોલવુ બધ કર્યુ અને મે કહ્યુ

"ત્હારૂ કહેવુ ખરૂ છે હુ અને મ્હારા જેવા ઘણા ગુન્હેગાર છે"

"પહેલી તારીખે રૂપાભાઇ મળ્યા, એટલે આ વિચાર રહેવાના નથી"

આમ વાત થતી એટલામા પગીવાળાએ આવી નમનતાઇથી એક ચ્હી તેના હાથમા આપી પટાવાળા મુખમા હસી ચાલતો થયો ને સુહૃદે કહ્યુ

"તો આ સાક્ષી ન મર ત્રણ મ્હારૂ કહ્યુ માનો તો એક વાર્તા લખી તમે આ ભેદ ખુલ્લો પાડો તો સારૂ જગતમા કઇ કઇ આવા શિકાર થતા હશે કોઇ તેમની આખ માત્રથી વાઘને બકરી જેવા બનાવી દેતા હશે, કોઇ ડાગ ફેરવી તેને જમીનદોસ્ત કરતા હશે તો કોઇ તેના શબ્દ માત્રથી તેને જોયા વગર હવામા બદુકની ગોળી છોડી તેને ઠાર કરતા હશે વીરતાના જમાનામા જે ના થાય તે થોડુ"

ઇંગ્લડનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

"એ તો ખરૂં પણ હું શું લખું ?"

આમ બોલું છું એટલામાં સુહૃદને એકાએક હસવું આવ્યું

"કેમ શું થયું ?"

"એ તો કંઇ નહી મને તમારી તેમ તાકવાની રીતની ગુણુ યાદ આવી "

"એમાં હસવાનું શું ? એ તો શીખવાની એક રીત "

"તેની કોણ ના પાડે છે ? પરંતુ હિંદુઓની એવી માન્યતા છે કે મનુષ્યને પૂર્વ જન્મના સંસ્કારની એક પ્રકારની ઝાંખી રહી જાય છે વાઘનો શિકાર કરવા તમારા સાહેબ બહાદુર ગયા ત્યાં પણ તેને ગુણુનું સ્મરણ રહી ગયું અને એક તમાચાની સાથે સાહેબે ચાગી આને ઉડાડી મુક્યો."

"અરે, જવા દેની એ વાત એ ચાડીઓ વાવ પાસે પડતાં જ તેણે અંતરમાંથી બહાર નીકળી ઝાડ આગળ આવી અમારા હાંજા ગગડાવી નાખ્યા."

"ગમે તેમ પણ તમે આ આત્મકથા લખો "

સુહૃદનો અતિ આગ્રહ જોઇ આજે મ્હારે તેને કહેવાની ફરજ પડી "ખરું પૂછો તો મ્હારો ગુજરાતીનો અભ્યાસ ઝાઝો નથી, મને લખતાં નહીં આવડે "

'તમે લખજો તો ખરા, હું સુધારીને માસિકમાં મોકલીશ અનુભવેલું બરાબર લખશો તો એની મેળે જ સારૂં લખાશે "

"તે તો ખરૂં પણ એમાં વળ્યું શું ? એવા લખાણની બીજાને કદર કેટલી ? તું તો ભૂલ સુધારી બેસી રહેશે પણ બીજાઓ જગતમાં એવી ભુલોની દાંડી પીટશે ભાઇ તેને કચરા-પટ્ટીને હવાલે કરશે તો કોઇ ગાંધીની દુકાને પડીકાં બાંધવામાં ઉપયોગ કરશે મ્હારા મગજનું કચરું થઇ જશે અને દુનિયાને તો ટીકા કરવાનું સાધન મળશે ટીકા કરતાં તો બધાને આવડે પણ કલમ ખડીઆ લઇ કાગળપર વિચાર લખવા બેસે તો સમજ પડે કે સારું લખવું કેટલું અઘરૂં પડે છે "

સુહૃદે હસતા હસતા કહ્યું "ખરૂં જ એ વિચારોને અનુસરવું ? એમની નજર આગળ સરિતા વહે તો સમજી શકે કે વહાણ કઈ દિશામાં જાય છે મ્હારૂં કહ્યું માનો તો તમને પ્રથમ લખવાનો વિચાર થયો ત્યારથી શરૂ કરજો " તેની ઇચ્છાને પુનઃ હું આધીન થયો અને જગતમાં હાસી પાત્ર થવાની દરકાર ના કરતાં આ વાત લખી મેં સુહૃદને આપી

સર્વ હક્ક સ્વાધીન,<br>સંવત્ ૧૯૭૫, માગશીર્ષ સુદ ત્રીજ }  ઉપયોગી કનેક્ટરની રજાથી<br>ગજેન્દ્ર.

અનંગભસ્મ. રૂ. ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# અશ્વપરીક્ષણ.

લેખક–રા. હરિશંકર દુર્લભજી ત્રિવેદી, બી એ

બ્રહ્માનુ સૃષ્ટિરચનાનુ કાર્ય લગભગ પુરૂ થવા આવ્યુ ત્યારે તેમને એક નવો વિચાર સ્ફુર્યો તેમણે કોષાધ્યક્ષને બોલાવ્યા અને કહ્યુ "કોષાધ્યક્ષ, પચતત્ત્વોનો થોડો થોડો ભાગ મારા કારખાનામા મોકલાવો કારણ કે મારે એક નવુ પ્રાણી ઉત્પન્ન કરવુ છે"

કોષાધ્યક્ષે જવાબ આપ્યો "જગત્કર્તા, સૃષ્ટિરચનાના પ્રથમ આવેશમા જ્યારે આપ, હાથી, મગરમચ્છ, વ્યાઘ્ર, સિંહ આદી પશુઓ રચવા લાગ્યા ત્યારે ભંડોળ તરફ આપે ધ્યાન આપ્યુ જ નહિ, તેથી સબળ અને ઘન પદાર્થો તો લગભગ ખુટી જવા આવ્યા છે 'પૃથ્વી' અપ્ અને 'તેજ' બહુ જ થોડા પ્રમાણમા રહી છે માત્ર 'વાયુ' અને 'આકાશ'નો જથ્થો જોઇએ તે કરતા પણ વધારે છે"

ચતુર્મુખી ભગવાન્ એ સાભળી જરા ગભરાયા અને ચાર હાથે ચાર મૂછોના છેડા આમળવા લાગ્યા થોડીવારે બોલ્યા "પરિમિત સાધન સામગ્રીમા જ ખરુ કૌશલ્ય અને સાચી કળા રહેલા છે તમારા ભંડારમા જે રહ્યુ હોય તે મોકલો"

સર્જન કાર્યમા આ વખતે બ્રહ્માજીએ 'પૃથ્વી,' 'અપ્' અને 'તેજ'નો બહુ જ સંકોચથી ઉપયોગ કર્યો નવા પ્રાણીને શીંગડા કે નહોર આપવામા આવ્યા નહી, અને તેના દાત માત્ર ચાવી શકે તેવા બનાવવામા આવ્યા—કરડી શકે તેવા નહિ

તેની બનાવટમા 'તેજ' દ્રવ્યને એટલા ડહાપણથી વાપરવામા આવ્યુ કે તે માત્ર રણમા જવાના સાધનરૂપ જ થાય–રણશૂર નહિ

આ પ્રાણી તે અશ્વ

'વાયુ' અને 'આકાશ' દ્રવ્યો એની બનાવટમા છુટે હાથે વાપરવામા આવ્યા એને પરિણામે એ અદ્ભૂત પ્રાણી, આકાશાતિક્રમણ કરવા અને પવનને પણ થકવી નાખવા, સતત પ્રયત્નશીલ રહેતુ બીજા પ્રાણીઓ તો કારણવશાત્ દોડે પરન્તુ ઘોડો તો જાણે પોતાના શરીરમાથી પણ બહાર નીકળી જવા મથતો હોય એમ કઇપણ કારણ સિવાય દોડયે જતો. શિકારની અથવા તો કોઇને મારી નાખવાની જરા પણ વાછા સિવાય, શૂન્યમા લય થતા સુધી તે ગાઢ તિમિરમા આગળને આગળ દોડે જ જતો

પ્રજાપતિ બહુ જ આનન્દ પામ્યા જૂદા જૂદા પ્રાણીઓ માટે એમણે જૂદા જૂદા સ્થળ રહેવા માટે નીર્માં હતા–કેટલાક માટે જગલો અને કેટલાક માટે ગુફાઓ પરતુ નિ સ્વાથ વૃત્તિવાળા અતિ વેગથી દોડનાર ઘોડા ઉપર ખૂબ પ્રસન્ન થઇ, બ્રહ્માએ સ્વર્ગની જ દેખરેખ નીચેનુ એક ભવ્ય મેદાન તેને રહેવા માટે આપ્યુ

આ મેદાનની નજીક માનવી રહેતો.

તે માનવી લૂટફાટ કરતો અનેક વસ્તુઓનો ઢગલો કરવામા તે આનન્દ માનતો, અને જ્યા સુધી એવી વસ્તુઓનો મોટો ડુગર ન થાય ત્યા સુધી તેને ચેન પડતુ નહિ પવનને પણ

દરાવતુ અને અતક્ષિને પાડુ મારતું આ જાનવર જ્યારે તેણે જોયુ ત્યારે તેને વિચા આ પે કે જો હુ આ ઘોડાને બાધુ તો તેની વિશાળ પીઠ ઉપર મારો ભાર લઇ જવાનુ ઠીક પડે

આ વિચારથી તેણે એક દિવસ ઘોડાને પકડયો

માનવીએ ઘોડાની પીઠ ઉપર જીન માડ્યું અને તેના મોઢામા ચોકડુ ચઢાવ્યુ ઘોડાને બરાબર રાખના માટે તે તેને નિયમિત રીતે ઘસતો અને ખૂબ માલેસ કરતો હવે પોતાની ઇચ્છા મુજબ વર્તવુ એ ભૂલ ભરેલું છે એમ યાદ આપવા, માનવીની એડી અને ચાબુક એને માટે તૈયાર જ રહેતા

ખુલ્લી જગ્યામા પૂરો રહી જાત અને કદાચ ન્હાસી જાય એ બ્હીકથી માનવીએ તે ઘોડાની આસપાસ મોટી દિવાલો બધાવી આથી બન્યુ એવુ કે વાઘ જેને રહવા માટે જગલ આપ્યુ હતું તે જગલમા જ રહેતો, સિંહ જેને રહેવા માટે ગુફા આપી હતી તે ગુફામા જ રહેતો, પરંતુ ઘોડા—જેને રહવા માટે ખુલ્લું વિશાળ મેદાન આપવામા આવ્યુ હતુ તેને તબેલામા તેના દિવસો ગાળવાના આવ્યા 'વાયુ' અને 'આકાશ' દ્રવ્યોએ ઘોડામા સ્વતન્ત્રતાની મહત્વતા જગાવી હતી પરન્તુ થોડા જ વખતમા એને જ લીધે એ બધનમા પુરાયો

બધન પોતાની પ્રકૃતિથી જ વિરુદ્ધ છે એમ જ્યારે તેને લાગવા માંડ્યુ ત્યારે ઘોડા તબેલાની દિવાલને પગથી લાત મારવા લાગો, પણ આથી તો દિવાલ કરતાં તેના પગના ખરીઓને જ વધારે ઇજા થઇ તો પણ દિવાલ ઉપરથી થોડાએક ચુનો ખર્યો, અને સુન્દર દિવાલ ખરાબ થઇ

આથી માનવીને દુખ થયુ તે સમજ્યો "કેવી કૃતઘ્નતા ! શુ હું તેને ખાવા પીવા નથી આપતો ? મોટા પગારદાર નોકરો, રાતદિવસ તેની સંભાળ લેવા માટે શુ હુ નથી રોકતો ? ખરેખર આને પ્રસન્ન કરવો એ બહુ જ મુશ્કેલ છે"

પછી ઘોડાને પ્રસન્ન કરવા માટે નોકરો તનતોડ મહેનત કરવા લાગ્યા તેને કેળવવા માટે અનેક મોહક યુક્તિ પ્રયુક્તિઓનો એવો સફળ પ્રયોગ કર્યો કે છેવટે, લાત મારવાનુ અને એવાં એવા બીજા તોફાન કરવાનુ તે ઘોડો ભુલી ગયો

પછી માનવીએ તેના મિત્રોને અને પડોશીઓને પોતાને ત્યા બોલાવ્યા અને આનન્દાશ્રમા આવી બોલ્યો "ભાઇઓ ! આપ ઘોડા જેવો સ્વામી—પરાયણ ઘોડો તમે કદી ક્યાંઈ જેયો છે ?" તેઓએ જવાબ આપ્યો "ના કદી નહિ આ ઘોડો તો નીમ્બના પાણી જેવો શાંત અને તમારા ધર્મ જેવો ગરીબડા દેખાય છે !"

એ તો યાદ હશે કે ઘોડાના જન્મ વખતે તેને શીંગડા નહોતા કે પૂરતા દાંત આપવામા આવ્યા ન હોતા હવે ઓઠમા પૂરી જ્યારે દિવાલોમા—અરે હવામા પણ લાત મારવાનુ બધ થયુ ત્યારે પોતાની લાગણી પ્રદર્શિત કરવાનો 'ખુખારવુ' એ જ એક માર્ગ ઘોડા માટે રહ્યો હતો.

પણ આથી ( ખુખારવાથી ) તો માનવીને ઉંઘમાં વિઘ્ન નડવા લાગ્યુ

આ ઉપરાંત વળી ઘોડાના આ, ભક્તિપરાયણતા અને કૃતજ્ઞતાના જય ગીતથી ! ( ખુખારવુ તે ) તેના પડોશીઓ ખુશી થાય એ અસભવિત હતુ તેથી ઘોડાનુ મોઢુ પણ બધ કરવાની યુક્તિઓ માનવીએ શોધી કાઢી

ઉપાકાન્ત ( સચિત્ર નવલકથા ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

પણ ક્યા સુધી ઘોડાના શરીરમા જરીક પણ શ્વાસ રહેવા દેવાની ભૂલ કરવામા આવે ત્યા સુધી તેનો અવાજ તદ્દન બધ કરી શકાય જ નહિ આથી ઘોડાના ગળામાથી તેનો ભાગતો તૂટતો આર્તસ્વર અવાર નવાર બહાર આવવા લાગ્યો

એક દિવસ એ આર્તસ્વર બ્રહ્માને કાને પહોચ્યો

ભગવાન્ સ્રષ્ટા તેના ધ્યાનમાથી જાગત થયા આખ ઉઘાડતાની સાથે જ એમણે અતિ ર્મિત મેદાન તરફ દૃષ્ટિ નાખી તો ત્યા ઘોડાનુ નામ નિશાન પણ નહી

એકદમ ક્રોધાવેશમા આવી, યમરાજ તરફ જોઇ બ્રહ્મા બોલ્યા "આ બધુ તમારૂજ કારસ્થાન જણાય છે, તમે જ મારા ઘોડાને હરી ગયા છો!"

"હે ભૂતમાત્રના સર્જનહાર" યમરાજે ઉત્તર વાળ્યો, "આપની બધી અનિષ્ટ શકાઓ આપ મારા માટે જ સધરી રાખો છો! મનુષ્યજાત તરફ જરા નજર નાખવા જો આપ કૃપા કરશો તો આપની સુદર સૃષ્ટિમાની અનેક આપત્તિઓનુ કારણ આપને સહજ જણાઇ આવશે"

બ્રહ્માએ નીચે નજર નાખી તો ચારે તરફ દિવાલોથી બન્ધ કરેલો એક નાનો વાડો તેમની નજરે પડયો, અને અત્યત દુ ખથી ઝુરતો દયા ઉપજાવે એવો ઘોડાનો આર્તસ્વર તેમાથી નીકળતો સભળાયો

ક્રોધથી ભભૂકી ઉઠેલા બ્રહ્મા બોલ્યા "રે મનુષ્ય! મારા ઘોડાને જો એકદમ છુટો નહિ કરે તો હમણા જ વાઘના જેવા દાત અને નહોર તેનામા નીપજાવીશ "

"ઘાતકીપણાને ઉત્તેજવુ એ તો આસુરી કૃત્ય ગણાય ભગવાન્!" માનવી શાંતિથી બોલ્યો, "તો પણ આપે સરજેલ આ પ્રાણી વિષેની સત્ય હકીકત નિવેદન કરવાની રજા લઉં તો મારે કહેવુ જ જોઇએ કે આ ઘોડો સ્વતત્ર રહેવાને લાયક જ નથી શિલ્પકળાના અદ્ભુત નમૂનારૂપ આ તમેનો મેં એના જ અક્ષય સુખને માટે બાધ્યો છે"

બ્રહ્માજીએ પોતાની હઠ છોડી નહિ એટલે માનવી ફરીથી બોલ્યો, "પ્રભુ! આપના કલાવિધાનને હુ નમસ્કાર કરૂ છુ પરન્તુ સાત દિવસ પછી જો આપ એમ જ કહો કે મારા તબેલા કરતા આપનુ મેદાન એને માટે વધારે યોગ્ય છે તો હું મારી હાર કબુલ કરવા તૈયાર છુ"

આ પછી માનવી કામે વળગ્યો તેણે ઘોડાને છુટો મૂકયો પરતુ તેના આગલા પગ બાધી લીધા પરિણામ એવુ રમુજી આવ્યુ કે દેડકો પણ પેટ પકડી હસે

સ્વર્ગને ટોચેથી બ્રહ્મા પોતાના ઘોડાની એ હાસ્યજનક ગતિ નિહાળી શક્યા પરન્તુ દયાજનક કામણુ જોઈ શક્યા નહિ પોતાનુ જ સરજેલુ પ્રાણી પોતાના જ દૈવી કૃતિ આમ હાસીને પાત્ર બનાવતુ જોઈ બ્રહ્માને બહુ જ ખીજ ચડી તે બોલી ઉઠ્યા "મારા જ ગૌરવને હીણ બનાવનારી આ મારી જ ભયકર ભૂલ છે!!"

અનુકપાના કરુણાજનક ડોળથી માનવી બોલ્યો "પિતામહ, આવા અભાગી પ્રાણીને હુ શુ કરૂ? જો આપના ઉન્નત સ્વર્ગમા આને રાખવા લાયક મેદાન હોય તો હુ તેને આપની સાથે ત્યા મોકલી દેવા બહુ જ ખુશી છુ"

"તારા તબેલામા એને પાછો લઇ જા" અધીરા થઈ બ્રહ્માએ કહ્યું "

"દયાળુ દેવ," માનવી ધીરેથી બોલ્યો "મનુષ્ય જાતને માટે એ કેવો ભારે બોજો થશે!"

બ્રહ્માજી બબડ્યા "એ તો માનવ માત્રનો બોજો છે"

---

Marriage forms under Ancient Hindu Law As 12, N.M Tripathi&Co Bombay

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ)

લેખક—રા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

(ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા)

### પ્રકરણ ૧૮ મુ

### ગુપ્ત મંત્ર.

*"He who throws the dice of destiny,*
*Though with a sportive or unthinking hand,*
*Must ride the issue, be it life or death*

—*Smith*

રાત્રિનો વખત હતો શણગારાયેલા શયનગૃહમા નવોઢા વધુ-સદાગ્રબાઇ નીચુ માથુ ગળી કાઇ પણ વિચારમા નિમગ્ન બેઠી હતી તેવામા તેને ચોકાવતા નમ્ર શબ્દો તેને કાને પડ્યા

"તમે થાક્યા હશો! આજ વિશેષ શ્રમ પડ્યો હશે!"

ચમકી ઉચે જોયુ તો સન્મુખ ઉપરના શબ્દો ઉચ્ચારતો તેનો સ્વામિ બાજી રાવ ઉભો હતો એક ક્ષણ માત્ર તેના તરફ નજર કરી પુન નીચે જોયુ ઉત્તર ન મળતા તે પુન બોલ્યો—

"શાનીને બોલાતુ? તેને આવતા જરા વાર લાગશે અત્યારે માતુશ્રીની સેવામા હશે ત્યાસુધી આ દાસ તમારી સેવામા હાજર છે"

ધીમે ધીમે શરમાતે અવાજે બાળા બોલી—"આપની હુ કિંકરી છુ આપનો હુકમ હોય તે બજાવવા તૈયાર છુ"

"વ્હાલી, તુ કેટલી બધી હદી પડી ગયલી લાગે છે!" એમ કહેતો બાજી તેની સોડમા ગયો અને તેનો સુંદર નાજુક હાથ પોતાના હાથમા પકડ્યો તે યુવાન હતો મોજીલો રંગીલો હતો આ દુનિયામા ભોગવાના અનેક આનંદો તેણે ભોગવ્યા હતા પણ અત્યારે એક ક્ષણ માત્ર પણ આ મૃદુ હાથ પોતાના હાથમા પકડતા તેને વિરલ આનંદનો ઝળકાર થયો તેના પોતાના હાથ મજબુત હતા, પણ મનોહર આકૃતિવાળા પાતળા અને સુંદર હતા પણ ઓચિંતી તેના મુખપર નજર કરતાં તેને લાગ્યુ કે અસાવધપણે પણ તેના સુકોમળ હાથ પોતે પકડતા કદાચને દુખવ્યા હશે, કેમકે તેની મુદ્રા અત્યારે તેને વધારે સફેત લાગી, તેની આખો મીંચાઈ અને તેણે પોતાનો હાથ તેના હાથમાથી ખેચી લીધો

"વ્હાલી, શુ ગુસ્સો લાગ્યો?" "ના"

"ત્હારો હાથ થોડીવાર મ્હારા હાથમા હું પકડુ નહી?" "જેવી આપની ઇચ્છા"

આ પ્રમાણે લાગણીનગરના અવાજથી બોલાતા શબ્દો સાભળી બાજી બોલ્યો "વ્હાલી, મને લાગે છે કે આપણે આ પ્રમાણે ઘણું ધીમેથી આગળ વધીયે છીયે "

" આપણો સમ્બધ કેવી રીતે થયો ?"–વધુ બોલતાં અટકી

" હા, પણ આપણે એક બીજાના સહવાસમા આખુ જીવન ગાળવુ છે !"

" હા " નિ શ્વાસ નાખતો અવાજ નીકળ્યો

" અહાહા પ્રાણેશ્વરી, જ્યારે જ્યારે ત્હારા તરફ હું જોઉં છુ ત્યારે ત્યારે મને સુખનાને આનદના જ ખ્યાલ આવે છે "

" સુખ, આનદ ક્યા ? મ્હારી સાથે ?"

" ત્હારી સાથે હૃદયેશ્વરી ! ત્હારી સાથે આપણે બન્ને જુવાન છીયે આખુ લાબુ જીવન અગાડી છે " એમ કહેતો તેની વધારે નજીક ખસ્યો, તેના પગ સકવારના પગ સાથે અથડાયા અને તેનો હાથ તેની પાછળ લગાયો અને તેણીના એક જરા પણ હાલવા સાથે તે જ ક્ષણે તેની કમ્મરે વીંટળાય એ સ્થિતિમા રહ્યા–આ તેની ધારણા હતી–તે અતિ સુદર હતી, અને તેમા અત્યારે વસી રહેલા શોકની ઉભરી રહેલી છાયા, બાળક પેઠેની પરાધીનતા અને ખિન્નતાએ તેનાપર અનિવાર્ય અસર કરી " સકવાર, તુ મને ત્હારાપર પ્રેમ કરવા દેશે ?"

પણ તે ચમકી, ઝડપથી આચકો મારી સીધી ખડી બેઠી અને તેની કમ્મરે પડતા હાથને તરછોડી નાખ્યો

" પ્રેમ ! તમે !" કઠોર મ્હેણુ મારનારા શબ્દો તેણે ઉચ્ચાર્યા

તે હોઠ કરડતો એકદમ પાછળ હટ્યો તેની આખોમાથી આનદની છાયા ઉડી ગઈ પણ તે ગમ્મતમા જ બોલ્યો –" હા, હું, નસીબસજોગે બનેલો ત્હારો પતિ, સકવાર ! શુ મ્હારો પ્રેમ તને આટલો બધો કડવો ધિ ક્કારપાત્ર લાગે છે ? "

તે કાઇ બોલી નહી, નીચુ જોઈ રહી " હ સમજ્યો હું–જાઉં છુ અને પ્રેમથી જ તને જીતીશ–મ્હારાપર પ્રેમ કરતા શીખશે–ત્યા સુધી–ત્યા સુધી–આમ જ—"

એમ બોલતો એ નીકળી ગયો–તે તેની પૂઠે જોઈ રહી

* *

બીજે દિવસ ગયો પણ આખા દિવસમા બાજીરાવ દેખાયો નહી રાત્રે તેનો તિરસ્કાર કરવામા પોતે ભૂલ કરી એમ લાગ્યુ–સાસુ સાથે તે દિવસે ઘણુ સારૂં વર્તન ચલાવ્યુ, અને સાસુનો પ્રેમ થોડા વખતમા પોતાના તરફ જીતી લીધો સાસુ લાગ્યુ કે વહુ તો સદ્ભાગ્યે સારી મળી ધારતા હતા તેવુ કાઇ નથી રાત્રિ થઇ–સ્વામિ આવ્યો નહી તે હજુ ઘેર આવ્યો ન હોતો અને આવવાનો પણ ન હોતો પોતે મુખે બોલીને નહી પણ હૃદયથી દેખાડ્યુ હતુ કે ' હુ તને ધિ ક્કારૂં છુ ' એ જ લાગ્યુ–તેની સારી આવતી તેની પાસે

' કૃષ્ણચરિત્ર ૩ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી, એન્ડ કપની, મુબાઇ.

હતી, ગપ્પાસપ્પા મારી સુઇ ગઈ, પણ શકુન્તારબાઇને નિદ્રા આવી નહી-ઘણા ફાંફા માર્યા પણ નિદ્રાદેવી પ્રસન્ન થયાં નહી-પતિ માટે લાગણી થવા માંડી તેની ચર્યા, તેની પોતાની સાથેની વર્તણુક, તેની નજર સામે ખડા થયા તેની લાગણી સ્વામિ પ્રત્યે ખેચાવી લાગી એ જ્યારે આવે કે પોતાની ઉદ્ધતાઈ માટે ક્ષમા માગુ એવો પણ વિચાર આવ્યો, ઘરમા સર્વ શાંતિ પ્રસરી હતી, ત્યાં તેના કાનપર ધીમેથી પડતા પગલાંનો ધ્વનિ અને ગણગણાટનો ઓચિંતો અવાજ અથડાયો નીચેના બેઠકખાનામા કોઈ છે એ ખાસ ઘરમા તો સર્વ સુઇ ગયા હતા અત્યારે એકાંત એકલાપણુ વસમુ લાગવા માડ્યુ-આસુનો પ્રેમાળ દયાળુ સ્વભાવ તેને ઘણો પસંદ પડ્યો હતો અને તેના તરફ તેની ખરી પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી, તેમને ઉઠાડવાને તેમની પાસે જવા, સુખદુ:ખની વાતો કરવાનુ આ યુવાન બાળાના મનમા અત્યારે એકદમ આવ્યુ

× × × ×

આ જ વખતે એ જ મકાનના નીચેના ભાગમા બેઠકખાનાની પડોશના ન્હાના ખંડમા છ માણસો કાંઈ ગુપ્ત મંત્ર ચલાવતા બેઠા હતા વચ્ચે ગાદીપર એક અતિ તેજસ્વી યુવાન પુરૂષ અને તેની પાસેની ગાદીપર એક અગાળ વયની સ્ત્રી, અને તેમની આજુબાજુએ રૂજામાપર ચાર યુવાનો બેઠા હતા આ વચ્ચે બેઠેલો વીર શિવાજી હતો, તેની પાસે આ ઘરની ગૃહિણી સાવિત્રીબાઇ હતી, અને બીજા ચાર જણ તાનાજી પેશાજી, મુશ્રો‿ અને દાદાજી નરસ હતા

" દેશમુખ હજુ આવ્યા નથી આજ ઘણા મોડા આવશે કાંઈ ગજકીય કામમા કચેરીમા રોકાયા છે તેમ બાજી પણ નથી માટે મહારાજ આપ યથેચ્છ વિચાર ચલાવો ' એમ કહી સાવિત્રીબાઇ ઉઠવા લાગી, તેને અટકાવતા શિવાજી બોલ્યો —

" આપ અહીં જ બિરાજો માતુશ્રી આપથી અમારે કાંઇપણ ખાનગી નથી આ ચેલસરમા આપ અને આપના આ વીરપુત્ર જેવો વફાદાર મદદ કરનાર બીજા કોણ છે ? આપ બે ન હોત તો અહીં અમને મદદ મળવી પણ મુશ્કેલ થાત "

" અમે તો કાંઈ જ નથી કર્યું જે કાંઈ થોડુ ઘણુ કર્યું તે આપ તરફની અમારી જ ફરજ માત્ર બજાવી છે "

" મ્હારી શુ ' માતાજી, હું તો ઇશ્વરે નિર્મિત કરેલો એક નજીવો હથીયાર માત્ર છુ તમે તો મ્હારી નહી, પણ આ હિન્દુધર્મની, આપણા વ્હાલા દેશની, ને આપણી સ્વતંત્રતાની અમૂલ્ય સેવા બજાવી છે "

" આપણાં કાર્યોમા પગલે પગલે માતા અંબા ભવાની યશ આપો જય ભવાની ! જય શિવાજી ! એ અમારી વીરહાક છે તમારૂ કાર્ય તે જ ઇશ્વરનુ કાર્ય છે ' આશીર્વાદરૂપ શબ્દો સાવિત્રીબાઇએ ઉચ્ચાર્યા

' હા, અફસોસ, આપ જાણો છો કે આ તમારા બન્ને બોગમાથી મારે જોઈએ છે તેવી હજુ મદદ મળી નથી તમારા બન્નેના અને દાદાજી નરસના ભગીરથ પ્રયત્નો છતા હજુ સુધી

આત્મનિમજ્જન રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

આ શહેરમા–આ ખોરાઓમા વચનો, ખાલી વચનો જ મળ્યાં છે અને મ્હારા જુદા ની માડમાડ હજાર બારમો માણસો–સુજાન વીરો એકઠા થઈ શક્યા છે મ્હારી અતુલ મહેનત પ્રયાસનો આ નિર્જીવ બદલો છે આટલો અસહ્ય જુલમ–આવો બેહદ ન ખમી શકાય એ ત્રાસ, ભયકર અત્યાચાર, આપખુદી, ગામોના ગામો ઉજ્જડ થવા, સ્ત્રીઓપર યથેચ્છ બળા ત્કારો, હિંદુઓના ખૂનો, બાલકોનો વધ, ગૌબ્રાહ્મણોનો છળ, આપણા પવિત્ર દેવાલયો તોડ ઇત્યાદિ અનન્વિત પ્રકાર છડેચોક થાય તે છતા આજે તેમના પોતાના પવિત્ર ધરો, ધ ધામ તેમની સ્વતન્ત્રતાના રક્ષણાર્થે આજે આ હજારો જણામાથી માત્ર હજાર બારસો વીરો જ મળે એ શુ કહેવાય ?"

બધા તેનું લાગણીથી ભરેલ ભાષણ સાભળી રહ્યા તેમના સર્વેના હૃદયમા એ જ લાગણી ઉશ્કેરાતી હતી

"તે છતા મહારાજ, આપ મને ખુલ્લી રીતે છડે ચોક આપની સેવામા રાખતા નથી." સુધોજી બોલી ઉઠ્યો

"સુધોજી, વખત આવે તને બોલાવી લઈશ ત્હારા જેવા વીર તૈયાર હોય તેની જરૂર કેમ ન હોય ? અત્યારે તો ત્હારે, આ વીર દાદાજીએ અહીં જ રહી કાર્ય કરવાનુ છે હજી અહીંથી ઘણા લોકો મેળવવા છે તે કાર્ય, તે પ્રયત્ન તમારે કરવાનો છે હજુ એક અઠવાડીયુ અહીં રોકાઈશ અને છુપી રીતે તમારી સાથે પ્રયત્નમા સામેલ રહીશ ઘેરે ઘેર ફરીશ ઘણું ઠેકાણા હજુ બાકી છે, તેમને મ્હારા પક્ષમા લઈશ"

"મહારાજ, પણું દગો ફટકો થવાનો સભવ હોય છે, તેથી સાવચેત રહેવુ અમે એ કાર્યમાટે તૈયાર છીયે, આપે તસદી લેવાની જરૂર નથી"

"દાદાજી, એ ખરૂ પણ હમેશા મ્હારો એક વીર એ કાર્ય બજાવે છે તપાસ રાખે છે તે તમે નથી જાણતા ? શુ નરહર સ્વામિથી અજ્ઞાત છો ! આ શહેરમાં એક પણ પગલુ તેની રજા વગર હુ ભરતો નથી આજે પણ અહીં એ માતુશ્રી તમારો ઉપકાર માનવા આવ્યો તે તેની સાથે ટરો કરી, તેની ઇચ્છા વિરૂદ્ધ"

"આ શુ તેની ઉદ્ધતાઈ!" દાદાજી બોલ્યો –"મહારાજ, આપનુ રક્ષણ કરવા શુ અહીં અમે બધા હાજર ન હોતા ? આપને અહીં શુ ભય હોય ?"

"અહીં, બિલકુલ નહી.સાવિત્રીબાઈ, સુધોજી અને તમે બધા હો ત્યા મને શી ચિંતા ! પણ અત્યારે આ ઘરમા બીજા કોઇ છે–એ જ નરહરસ્વામિની કાળજી–તે ન હોત તો હુ અહીં અત્યારે આવત પણ નહી. તેના જેવો કોઈ હુશીઆર તપાસ રાખનાર ચાણાક્ય નર નથી. ઘણી વખત તેણે મ્હારૂ રક્ષણ કર્યુ છે સ્વતન્ત્રતા અને ન્યાય એ માટે હમેશા એ તૈયાર આ વીર નરહર તો નરહર જ છે"

"આમિન," સાવિત્રીબાઇ બોલી—" હુ ઇચ્છુ છુ કે તે કોણ છે તે હુ ઓળખતી હોત જરૂર હુ એનો ઉપકાર માનત"

"તે કોણ મહાપુરુષ છે તે અમે કોઈ પણ જાણતા નથી" શિવાજીએ ઉત્તર આપ્યો—"પણ તે અમારો નરહરસ્વામિ છે એ જ અમારે માટે પુરતુ છે. તેણે મને અહીં વધુ વખત રોકાવામા જોખમ સમાયલુ છે એમ જણાવ્યુ છે માટે હવે વ્યર્થ વાતોમા કાળ ન ગુમાવતાં જે માટે અહીં આવ્યા છીએ તેપર આપણે વિચાર ચલાવવો જોઇએ"

"જેવો મહારાજનો હુકમ" મુરારજીએ ઉત્તર આપ્યો. અને શિવાજીના મુખમાથી પડતા બોલ સાંભળવા સર્વ ઉત્સુક થયા.

"જુવો, મુખ્ય વાત નક્કી થઇ—હવે તેપર વિચાર કરવાનો છે. તમે ખાત્રી આપો છો કે સર્જેખાન અહીં થોડા દિવસમા આવનાર છે—અને આપણા દરેક ફરમાન મુજબ કાર્ય કરવા આપણા આ હજારે વીરો તૈયાર છે."

"હજુર, થોડા દિવસમા તો આ સંખ્યા બેવડી ત્રેવડી થવા સંભવ છે. તેમ અહીંના શેઠ સાહુકારોએ લગભગ બેથી ત્રણ લાખ રૂપીયા તૈયાર રાખવાનુ કબુલ્યુ છે. આપની સ્વારી અહીં છે અને આપની હાજરીની થોડા ઘણા વફાદારોને જ હજુ ખબર છે તે છતા તેઓ આશ્ચર્યજનક સપાટાથી કાર્ય કરે છે. ઉત્સાહ, ઉમેદની ધારાઓ વેગથી પ્રસરી રહી છે" દાદાજીએ સમાચાર કહ્યા.

"હા આપણી પાસે પુરતા માણસો હોત તો આપણી યોજનાને પૂર્ણ ફતેહ મળતે—હુ સિપાહસાલાર છુ, આ યોજના ક્યા સુધી પાર પડશે એ શક રહે છે પણ તમે બધા અને અમારા આ ગૃહના ધણી કાન્હોજીરાવ, તમારા પિતા નરસપ્રભુ અને બીજાઓ ખાત્રી આપે છે તેથી મેં આ કામમા હા પાડી છે. સર્જેખાન દસ બાર દિવસમાં આવશે. તેને પકડવો ને તેનુ સૈન્ય આ બેઉ ખોરા અને સર્વ માર્ગ ખાલી કરી ચાલ્યુ જાય નહી ત્યા સુધી એને કેદ રાખવો એ યોજના ધારીયે છીએ, એટલી સહેલી નથી પણ અંબા ભવાની માતાની કૃપા હશે તો તે જરૂર પાર પડશે—તે જ આપણી શ્રીરોહિડેશ્વરના મંદિરમા લેવાયલી હિંદની સ્વરાજ્યની પ્રતિજ્ઞાનો પાયો"

બધાએ ઉત્સાહપૂર્વક આમા સંમતિ આપી.

"શ્રીભવાનીની કૃપા છે. આપણુ પગલુ આપણુ વર્તન, ન્યાયનુ છે. ઇશ્વર જરૂર યશ આપશે" યેસાજીએ પૂરતી કરી "એ જુલમગારોના હાથમાથી આ દેશ—આ ભૂમિ જરૂર છોડાવશે"

"હિન્દમા રાજા માટે, ધર્મ માટે, સ્વતંત્રતા માટે અમે પ્રાણ આપવા તૈયાર છીએ" સુર્યાજી બોલી ઉઠ્યો.

"તમારા પ્રાણ માત્ર નહી પણ તમારા ચાતુર્યની, દક્ષતાની અત્યારે તો સાથે જરૂર છે, માતાજીની આજ્ઞા થઈ છે, યશ જરૂર મળશે જ. 'સાવધપણે ઉપક્રમ કર્યાથી યશ ખાસ—મંદિરના તોરણ બાંધે.' આ આજ્ઞા સફળ થવાની જ પણ સાવધતાથી દરેક કાર્ય કરવાનુ છે. આ

લીલાવતી જીવનકલા રૂ ૦—૧૨—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

કાર્ય જેવુ તેવુ નથી ઘણુ મહત્વનુ, ઘણુ મોટા જોખમનુ છે, જેવુ તેવુ નથી એ આપણા પરમ પરાક્રમ ગજાવવાનુ છે ઘણી સાવધતાથી ચતુરાઈથી કામ કરવાનુ છે ખાનને પકડવો જોયે નથી કેની યુક્તિ નગાડવી, કયો માર્ગ લેવો તેની યોજના પૂર વિચારથી કરવાની છે"

એટલામા બહારની બારી ઓચિંતી ઉઘડી અને એક ઉંચા સાધુની મૂર્તિ તેમાંથી નજરે પડી અવેંની આખો તે તરફ ખેચાઇ તે નરહરસ્વામિ હતા " જુવો, અમારા સ્વામિજી કેવા રક્ષક છે અમારે હવે જવુ જોઇએ-કાઈપણ ભય છે-" સ્વામિએ હાથથી ઉંચાની નિશાની કરી, ને જોઈ શિવાજી ઉપના ચવદો બોલ્યો, અને ઉતાવળથી વધુ બોલ્યો —

" આ કાગળો સુધોજી તમે સભાળો તમને તે સોપુ છું' આપણા હજાર વીરો એકઠા થયા છે તેમના નામો ઠેકાણાસહ તેમા છે તમને તથા દાદાજીને જરૂર લાગતા તેમને ખબર પહોચાડતા હમેશની જગ્યાએ તામડતોબ તે એકઠા થશે ખાન આવવાનો હશે તેની પહેલી ખબર તમને પડશે, એથી તરત એનો પયોગઉ થઇ શકશે એ સાથે કેટલા કેટલા માણસોની ટુકડીઓ એ કોની કોની સરદારી હેઠળ કયે કયે સ્થળે જઇ શુ શુ કાર્ય બનાવવુ એ સર્વ માહિતી આ કાગળોમા છે આપણી યોજનાનો મુખ્ય આધાર આ કાગળો છે, માટે જીવથી વધારે સભાળજો "

સુધોજીએ આ વિશ્વાસ માટે ઉત્સાહમા આવતા નમન કરી કાગળો લીધા, અને પાસેની ભીતના એક ખૂણામા જઈ એક ખીલો ભીંતિ મારેલો તો હતો તે દાબ્યો તેની સાથે ભીંતમા બાકોર પડ્યુ, અને અદર એક ભડારીયુ ખુલ્લુ થયુ, તેમા તે કાગળો મુક્યા બીજી આપ જે મદદથી ન દેખાય એવી યુક્તિથી તે ભીતમા હતી તે દાબતાં તે ભંડારીયુ બધ થયુ 'આ ભડારીયુ કોઇ જુવે તેમ નથી મ્હારી માતા અને મ્હારા શિવાય બીજે કોઈ અહીં આવતો નથી મા તુશ્રીનાજ બેસવાનો આ ખડ છે માટે આપ તે માટે નિશ્ચિત રહો " આટલા શબ્દો ઉચ્ચાર્યા

અને તરત તેઓ છૂટા પડ્યા

---

મગિરીનો ગંજબ ( સચિત્ર વાર્તા ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ



સમાલોચક,] પ્રૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, [એપ્રીલ, ઇ. સ. ૧૯૨૦

એમ. એ., એલ્એલ્. બી.

છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની સન્માનકારિણી સભાના પ્રમુખ, અમદાવાદ

ખાસ છબી લેનાર ગુજરાત ફોટો આર્ટ ગેલેરી, અમદાવાદ] —કૉપીરાઇટ



સમાલોચક,] રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા. [એપ્રીલ, ૪ સ ૧૯૨૦
છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ, અમદાવાદ

લવાજમ વધારવું નહિ' એવી મનની, તીન છત્રનાં વંમળમાં કાઈ નિર્ણય અમ્હે કરી શક્યા નહિ અન્તે, અન્ય માર્ગ ના જણાતા ગયા જ અકથી સમાલોચકનું લવાજમ અમ્હારે બહુ ખેદ સાથે નિરૂપાયે વધારવું પડ્યુ છે ગુજરાતને એ લવાજમ બેશક ભારે જ પડે એમ છે એ અમ્હે જાણીએ છીએ સમાલોચકમા શૃંગારિક દિવ્ય મોહિનીઓ નથી કે વિદ્વાનો અને તત્ત્વજ્ઞાનીઓના ઉંડા અભ્યાસ નથી એટલે એની ગ્રાહકીમા કદાચ ન્યૂનતા આવે એવો સભવ છે પરતુ અમ્હે અમ્હારા ગ્રાહકોની ઉદારતા અને સૌજન્ય ઉપર વિશ્વાસ રાખીએ છીએ અને આ નવુ લવાજમ-**માર્ચ માસથી જેમના નવા વર્ષ** શરૂ થાય છે તથા **જેમના નવા જ નામ આ વર્ષ ખાતે હવે નોંધાશે તે સૌની પાસેથી-રૂપીઆ ૭ લેવામા આવશે.** ગ્રાહકબન્ધુઓ પોતે ગ્રાહક તરીકે ચાલુ રહીને તેમ જ પોતાની લાગવગથી નવીન ગ્રાહકો મેળવી આપશે તો અમ્હે ત્હેમનો ગુણ માનીશુ સમાલોચકદ્વારા ગુજરાતની અલ્પ પણ મોઘી સેવા કરવાના અમ્હારા અભિલાષ આમ સિદ્ધ કરવામા ગ્રાહકોના પૂર્ણ સાહાય્યની અપેક્ષા છે

ચાલુ વર્ષ ખર્ચમા પહોચી નહિ શકવાના કારણે સૌએ યાદ રાખવાની જરૂર છે કે આ વર્ષે તો ગ્રાહકોના મ્હોટા ભાગને જૂના જ લવાજમે માસિક મળ્યા જશે ને અવારનવાર પાચની કાપકૂપ કરવી પડશે તો તેથી બીજો વિચાર ના કરવા એટલુ ધ્યાનમા રાખવા અમ્હે નમ્ર વિનતિ કરીએ છીએ કે સમાલોચકનુ સ્વરૂપ તો હમેશ માટે છે તે જ પ્રમાણે રહેશે એટલુ જ નહિ, પણ બનતી ત્વરાએ તેના લક્ષણોમા સારો વ્યવસ્થિત ફેરફાર **કરવામાં આવશે, જો ગ્રાહકો અને લેખકોની અમૂલ્ય સાહાય્ય હશે તો જ**

એક વાત વર્તમાન અનિયમિતપણુ —

પાછલા કેટલાક સમયથી **સમાલોચકના** અંકો અનિયમિત થઈ ગયા છે એ સમ્બન્ધમા ઘણી ફરિઆદ અમ્હારી પાસે આવે છે અમ્હારા 'નિવેદન'મા હવે થોડા વખત પૂર્વે જણાવ્યુ હતુ કે થોડા સમયમા અમ્હે નિયમિત થઇ જઈશુ આ સમયમા ગ્રાહકબન્ધુઓને અમ્હારે એટલું જ જણાવવાનું છે કે છાપખાનાની જ એ મુશ્કેલી છે અને એમા અમ્હારી કોઈ જાતની કસૂર કે બેદરકારી નથી છતા અમ્હારા પ્રયત્નો ચાલુ જ છે અને જેમ બને તેટલી ત્વરાથી આ અનિયમિતપણુ દૂર કરીશુ આ સતત અનિયમિતપણાથી અમ્હારૂ હૃદય જે આઘાત પામે છે તેની કલ્પના કરાવી શકાતી હોત તો જરૂર જ ગ્રાહકોને કરાવીએ, પણ નિરૂપાય છીએ

—પ્રકાશક

મુબાઈ,
તા ૧૨ એપ્રીલ ૧૯૨૦

અરવિંદ પ્રિન્ટિંગ વર્કસ્ ૨-૮૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

# છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્.

લેખક-રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

ગઈ તા ૨ જી એપ્રીલથી ત્રણ દિવસ ગુજરાતી સાહિત્ય પરિષદનુ છઠ્ઠું અધિવેશન અમદાવાદમા આનન્દભૂવન નાટકશાળામા ભરવામા આવ્યુ હતું ખરી રીતે જોતા આ અધિવેશન તેની પ્રથમની યોજના પ્રમાણે તો ઘણા સમય પૂર્વે ભરાવુ જોઇતું હતું પ્રથમના બે ત્રણ અધિવેશન સુધી ગુજરાતીઓને સાહિત્યપરિષદ્ માટે સારો પક્ષપાત જણાયો હતો પણ દર ત્રીજે વર્ષે પરિષદ્ ભરાય એ વાત ઘણાને એક અથવા બીજા કારણથી ખુચતી હતી અને દિવસ જતા પરિષદની એક અને બીજી બેઠક વચ્ચે અતર વધતો ગયો. ગુજરાતમા ગુજરાતી સાહિત્યનુ મૂલ્ય જોઇએ તેટલી ગૌરવતાથી હજી સમજાયુ નથી તેમ રાજદ્વારી જીવનવિષયમા જેટલો જન-ઉત્સાહ જણાય છે તેટલો સાહિત્યમા નથી જણાતો એ એ નો વિષય હોઈને પણ સમજી શકાય છે હવેનુ અધિવેશન ૧૯૨૨ મા ભાવનગરસ્થળે મળી શકે એવી વ્યવસ્થા થઇ શકે તો જ સાહિત્યપરિષદનુ ગૌરવ ગુજરાતી સમાજ પુરી રીતે સમજી શકે છે એવુ આપણે કઇ માનીશુ દેશના જીવનમા સાહિત્ય બહુ પ્રધાનભાગ ભજવે છે એ સમજવાની જરૂર નથી અસ્તુ

આ પરિષદની બેઠક એક આકર્ષણ ઉભુ કર્યું હતુ જગવિખ્યાત હિન્દના કવિ મહાશય ડૉ રવિન્દ્રનાથ ટાગોરને સાહિત્યપરિષદ્ના પ્રસગઉપર ગુજરાતમા પધારવા માટે મહાત્મા ગાંધીજીએ આમત્રણ કરી ગુજરાતીઓને હેમના દર્શનનો અમૂલ્ય લાભ અપાવ્યો હતો રવિન્દ્રબાબુના આગમનથી પરિષદના કાર્યવ્યવહારમા સારો ઉત્સાહ જણાતો હતો તેમ જ ત્યા મેદની પણ સારી જામી હતી ઉપરાત એમની પાસેથી [લાલ દરવાજા પાસેના રમ્ય મેદાનમા વ્હાનાશા પણ સુંદર સદેશાઓ પ્રજાસઘને પ્રેરાયા હતા તેથી પણ પ્રજાને બેશક સગીન લાભ થયો છે પરતુ ઘણા જ નમ્ર ભાવે અમ્હારે જણાવવુ જોઇએ કે આ ભાષણોને જ્યારે વ્યાપારી સ્વરૂપ અપાય છે-પછી તેમા ગમે તેવુ ધાર્મિક તત્ત્વ સમાયુ હોય તો પણ-ત્યારે એની કિંમત તો ઘણી ઓછી થઈ જાય છે લોકસઘને જ્યારે કલ્યાણપથના મત્રની દિક્ષા આપવામા આવે કે ચિરંજીવ સદેશાઓ પ્રેરવામા આવે ત્યારે લેનાર કરતા યે દેનારે ધર્મના રહસ્યને-ધર્મના ગૂઢ તત્ત્વને વધારે સૂક્ષ્મતાથી સમજવુ જોઇએ આપણા દેશની મુચનિત રીતિ પ્રમાણે ધર્મોપદેશકો દ્રવ્ય માગીને કે દ્રવ્યની લાલચમા-દૃશ્ય કે અદૃશ્ય રીતે-દર્શાવીને ઉપદેશ આપતા ન હતા-નથી. દ્રવ્યના બદલામા ઉપદેશ દેવાની રીતિ પશ્ચિમની છે મિસીસ બિસેન્ટના ભાષણોમાં એ વ્યાપારી નીતિ સ્વીકારાય છે તેમ આપણા હિન્દીજનોના ભાષણોમા સ્વીકારાય એ કોઈ રીતે ઠીક નથી એનો અર્થ પછી તો એ જ થાય કે ' પૈસા આપ તે નાટક જોવા જાય તેમ પૈસા આપે તે ભાષણ સાભળવા જાય ', આ કૃત્રિમ વ્યાપારી રીતિ અમ્હે તેના સચાલકો માટે પૂરતા માન સાથે આટલો મતભેદ દર્શાવી બહુ નાપસદ કરીએ છીએ. તેમા

સુધામગિરીનો ગજબ ( સચિત્ર વાર્તા. ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

પારમાર્થિક તત્ત્વ હોવા છતા પણ રવિન્દ્રબાબુના પધારવાથી આપણને-ગુજરાતને જે કંઇ લાભ થયા છે ને એમના શુદ્ધ સાદા જીવન આચારથી આપણને જે થોડુ પણ જાણવાનુ મળ્યુ છે તેનુ સરવૈયુ જરૂર આપણે તપાસવુ ઘટે છે ગુજરાતના મ્હોટા ભાગમા રવિન્દ્રબાબુ સમ્બન્ધમા હજી જોઇએ તેટલું અભિજ્ઞાન થયુ નહિં હોય એમ અમ્હને લાગે છે એ અપ્રસ્તુત વિષય ઉપર અત્રે લખવુ યોગ્ય નથી, પણ આપણે એટલુ જાણવુ સ્હમજવુ જરૂરનું છે કે રવિન્દ્રનાથ બંગાલમા એક એવુ ઉંચુ અપ્રતિહત સ્થાન ભોગવે છે કે આપણા ખ્યાલમા તે સહજ આવી શકે એમ નથી છતા પણ એમણે જે સાદાઇ અને સરલતા દર્શાવ્યા છે તે આપણુ ધ્યાન અવશ્ય ખેંચે તેમ છે ગુજરાતના પ્રથમ ગણાતા કવિ કે સાક્ષરોના સ્વભાવગુણમા અને જગત્પ્રખ્યાત આ કવિના સ્વભાવગુણમા કેટલુ અન્તર હશે ? એની તુલના સ્વાભાવિક રીતે થઇ જ જાય છે કોઇ માનનીય વ્યક્તિ તરફ ત્હેજ પણ નિન્દકવૃત્તિથી નહિં પરન્તુ તેથી ઉલટી રીતે ગુજરાત સમસ્તના ગૌરવ માટે અતિ માનથી પ્રેરાઇને એક પ્રસગનુ અત્રે ખાસ ધ્યાન દોરવાની અમ્હને જરૂર લાગે છે. તા ૪ થી એપ્રીલ ૧૯૨૦ નો રોજ સાહિત્યના નમ્ર ઉપાસકો-જેમને બિચારાઓને નથી ધનનો મદ કે નથી સત્તાનો મદ કે નથી વિદ્વાનો મદ-ને તો જરૂર જ લાંબા કાળ સુધી ખૂચ્યા કરશે તા ૩ જીના રોજ મહાત્મા ગાંધીજીએ ઘણી સ્તુત્ય ઇચ્છા દર્શાવી ને તેને માન આપી તા ૪ થીની સાંજના ગુજરાતના સાધારણ ભણેલા અને ગુજરાતી જાણનારાઓના એક સમૂહે લાલદરવાજા પાસે રવિન્દ્રબાબુનો સદેશો હિન્દીમા સાંભળવા આતુર બની હાજરી આપી હતી ગાંધીજી દૈવવશાત્ જરાક મોડા પડ્યા અને રવિન્દ્રનાથ વખતસર આવી પહોચતા ગુજરાતના કવિ શ્રી-સાક્ષર નૃસિંહરાવ દીવેટિઆના પ્રમુખપદે ત્હેમણે પોતાનો સદેશો અંગ્રેજીમા વાચી સંભળાવ્યો એ અંગ્રેજી સદેશો એવો સુંદર અને લલિત હતો કે અંગ્રેજી સ્હમજનારને તો તેથી અવર્ણનીય આનન્દ થયો અંગ્રેજીના સ્હમજનાર, કે અર્ધ અંગ્રેજી જાણનાર કેટલાક ભાઇઓએ પ્રમુખ મહાશયને વિનતિ કરી કે ગુજરાતીમા તે સંભળાવો. પણ એ વિનતિ 'તુમ બકતે હો હમ સુનતે હો' કરી રા નૃસિંહરાવભાઇએ ગુજરાતીઓને સત્કાર્યા પ નહિ, અને તેટલેથી ના અટકતા કહ્યુ કે, 'એ અશક્ય છે ' રા બ રમણભાઇએ આગળ વધી ' ત્હમે અંગ્રેજી શીખી આવો' એ સૂચના કરી એક મહાજન છેલ્લી-પાચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ હતા. ગુજરાતમા આજ કવિતાના મનોહર પ્રદેશમા એમનુ સ્થાન બહુ ઉંચુ છે તેમ જ એમની વિદ્વત્તા પણ એટલી જ અપ્રતિહત છે રા બ રમણભાઇ આ વખતની પરિષદ્‌ના સાહિત્ય વિભાગના પ્રમુખ હતા ગુજરાતના અનેક સાક્ષરોમા એમનુ અગ્રપદ છે અને સાહિત્યપરિષદ્ કાર્યક્રમના ઉદ્યોગી સચાલક છે ગુજરાતીઓ એમની પાસેથી ઘણી આશાઓ જન્મસિદ્ધ હક્ક તરીકે રાખે છે રવિન્દ્રનાથનો સદેશ બેશક તત્કાલ શબ્દશ ભાષાન્તરરૂપે સ્હમજાવી શકાય એમ ન હતો, પરન્તુ તેનો વિભાગપૂર્વક ભાવાર્થ એમણે સ્હમજાવ્યો હોત ( અમ્હે માનીએ છીએ કે એમણે ઇચ્છ્યુ હોત તો તે જરૂર સ્હમજાવી શકતે ) અને ગુજરાતીઓ અને ગુજરાતી

શ્રીયુત ગોવર્ધનરામ (સચિત્ર) રૂ ૧-૦-૦ એમ. એન ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

આવા વિવિધ પ્રકારનાં પુસ્તકો બાળકોને માટે અંગ્રેજી સાહિત્યમાં છે તેમ મ્હારૂં મતલબ એટલી જ છે કે એમાંનું ઘણું અરે આપણા સાહિત્ય માટે થઇ શકે તેમ છે આપણા સાહિત્યના ક્ષેત્રમાં જે વિસ્તાર નથી થઇ શકતો તેના અનેક કારણોમાં આપણી તે તરફની બેદરકારી મુખ્ય છે કેટલાક પાસે બુદ્ધિનું સાધન છે, ઇચ્છા છે તેમને અનુકૂળતા નથી અનુકૂળતા હોય તેમનામાં શકિત ન હોય અથવા ઇચ્છા ન હોય ગુજરાતી સાહિત્ય માટે અંતરની લાગણી હોય, લખવાની શકિત હોય અને નિવૃત્તિ હોય એવા ગણ્યા ગાંઠ્યા માણસો જડશે તેઓ ગુજરાતી સાહિત્યના બાલસાહિત્ય સિવાયના અંગો તરફ પ્રવૃત્તિ કરવાની સ્વાભાવિક રીતે ઇચ્છા રાખતા હોય છે એટલે જે જુજ લેખકો છે તેઓ પણ બાલસાહિત્ય તરફ લક્ષ આપી શકે એમ હાલ તો જણાતું નથી તે માટે બાલસાહિત્યના જે પુસ્તકો માત્ર ખંત અને મહેનતથી રચવાના હોય તે બાળકોના નિકટના સબંધીઓ-શિક્ષકો અને માતાઓ-એ ઉપાડી લેવા જોઇએ સર્વ કોઇ પ્રતિભાશાળી લેખક ન થઇ શકે, નિસર્ગશકિતથી રચાએલાં કલ્પનામય પુસ્તકો રચવા બધા ભાગ્યશાળી ન બને પરંતુ બાળકો તે આપણે સોંપાએલા પ્રિય આત્માઓ છે એવી લાગણી ધરાવી તેમના જીવનમાં રસ રેડે તેવાં, તેમને સરકારી કરે તેવાં, તેમને મહત્ત્વાકાંક્ષી કરે તેવાં અને મુખ્યત્વે આનંદ આપે તેવાં પુસ્તકો તેઓ રચી શકે અંગ્રેજી ભાષાના બાળકોના પુસ્તકોનો મોટો ભાગ સ્ત્રી રચિત હોય છે આપણે ત્યાં સ્ત્રીઓ એવા પુસ્તકો લખી શકે એવી સ્થિતિ નથી પણ શિક્ષકો તે કરી શકે તેમ છે એ અંગ્રેજી પુસ્તકોની લખનારીઓ ઘણે ભાગે શિક્ષકો જ હશે વિવાહિત સ્ત્રીઓ માતાઓ કરતાં અવિવાહિત સ્ત્રીઓના પ્રયાસ એ દિશામાં વધારે જોવામાં આવે છે તેથી એ અનુમાન કરી શકાય ઇંગ્લાંડમાં ઘણી પ્રાથમિક શાળાઓમાં-છોકરા-છોકરીની-સ્ત્રીશિક્ષકો જ હોય છે એ વાત ધ્યાનમાં રાખતા એ અનુમાનને પુષ્ટિ મળે છે

• બાળકો માટે કોઇ કોઇ માસિકો પ્રકટ થાય છે તેમાં પણ બાળકોને અતિ ગંભીર બનાવવા તરફ લક્ષ વધારે આપવામાં આવે છે-અથવા તો ગંભીરતાને બદલે જાણે બાળકો બુદ્ધિહીન હોય તેવા નમાલા લખાણો હોય છે કેટલાક સારા લેખો પણ હોય છે પરંતુ બોધ તરફ વધારે લક્ષ રાખેલું દેખાય છે વળી તે ઉપરાંત એક વલણ જોવામાં આવે છે તે શરૂઆતથી જ દાબી દેવા જેવું છે બાળકો માટેના લેખો તેઓને વાંચવા માટેના હોવા જોઇએ તેઓ લેખક થાય એ તેવા લખાણોનો હેતુ હોવો જ ન જોઇએ વાંચી સમજી શીખવા પહેલાં લેખક થવાની આકાંક્ષા અસ્થાને છે તેથી ખોટી ચડસાચડસી બાળકોને નાની મોટી લખે તેવી હરીફાઈ અને ખરેખર બાળકો લખે તો લેખનું તદ્દન અપરિપકવપણું એ જ પરિણામ થાય છે બાલસાહિત્યના માસિકો તે બાળલેખકો તૈયાર કરવાના યંત્રો નથી એ વાત ભાર મૂકીને કહેવાની જરૂર છે બાળકોનું કામ તેમને માટે તૈયાર કરેલી સામગ્રીનો ઉપયોગ કરી તેમાંથી આનંદ મેળવી, અને તેથી પ્રાપ્ત થતા શુભ સ્સ્કારોને જીવનમાં વાપરવાનું છે પોતાની કાચી સમજ શકિત, અજ્ઞાન, અવ્યવસ્થિતતા વગેરેનો લાભ બીજાને

શેરલોક હોમ્સનું નવું પરાક્રમ ૨૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

આપવાની જરૂર નથી કોઇ કોઇ બાળકો ઈશ્વરદત્ત વિરલ કલ્પનાશક્તિના સામર્થ્યવાળા હોય કલ્પનામય લખાણ કદાચ કરી શકે પરન્તુ લેખક થવાના પ્રયત્ન તેમની પાસે કરાવવા ન જોઇએ અને તેને ઉત્તેજન પણ બનતા સુધી ન આપવુ જોઇએ લેખક થવા યોગ્ય પોતાને માનવાથી આત્મગૌરવ અકાળે અને અસ્થાને આવે છે અને તેના બાળકોની મનશક્તિનો વિકાસ થતો અટકે છે

ગુજરાતી સાહિત્ય હજી અપૂર્ણ દશામા છે તેના ઘણા ઉપયોગી વિભાગોને ઈષ્ટ સ્થિતિમા લાવવા માટે ભગીરથ પ્રયત્નો કરવાના છે તેને માટે પુરતા લેખકો અને કાર્ય કરનારા નથી, નાણાં ખરચનારા નથી, વાચનારા નથી, તેમા રસ લેનારા નથી તો તેના આ ગૌણુ ગણાતા વિભાગપર લક્ષ કોણ આપશે એવો પ્રશ્ન કોઈ કરે તો તેનો પ્રથમ ઉત્તર એ છે કે આપણે ધારીએ છીએ તેવો ગૌણુ એ વિભાગ નથી વળી આવશ્યક વસ્તુઓ પૈકી જ સાહિત્યનો વિકાસ થઇ શકે સાહિત્યનુ એક અગ પ્રથમ પરિપૂર્ણ થાય પછી બીજુ પછી ત્રીજુ એમ ઈંટ પથરથી મકાન બધાય તે રીતે ન થઇ શકે જે જે વિભાગને અનુકૂળ સજોગો મળે, તે માટે કામ કરનાર નીકળે તે તે વિભાગો ઉન્નત થતા જાય અને તેવા અનેક સાથે રહ્યુ વૃદ્ધિ પામે તેમા કાંઈ અશક્ય નથી માટે અમુક વિભાગની વૃદ્ધિ થવાની રાહ જોવાની જરૂર નથી

દેશના ભવિષ્ય માટે જેમને ઉજ્જ્વળ આશા છે, ગુજરાતી ભાષાના સાહિત્ય માટે જેમને અભિમાન અને આદર છે, બાળકો માટે જેમને સોત્કટ પ્રેમ છે તેવા સાહિત્ય પ્રેમી જનોના આ સમેલન સમક્ષ બાળકો માટે કરેલી આ માગણી ભવિષ્યમા સફળ થશે એવી શ્રદ્ધાથી આ વિચારદર્શનની સમાપ્તિ કરવાની રજા લઉં છુ *

---

* છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્ અમદાવાદ સમક્ષ વંચાયલો લેખ

લીલાવતી જીવનકલા. રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# કલા અને હેનું સ્વરૂપ.

લેખક—રા મહાશંકર પોપટભાઈ આચાર્ય, બી એ

*That art is greatest which conveys to the mind of the spectator, by any means whatsoever, the greatest number of the greatest ideas, and I call an idea great in proportion as it is received by a higher faculty of the mind and as it more fully occupies and occupying exercises and exalts the faculty by which it is received*

—*Ruskin*

કલા સંબંધી પ્રશ્નોથી આ વિચારશીલ મનુષ્યને ગુંચવણ ઉત્પન્ન થઇ નથી ? અને એ પ્રશ્નો પણ કેવા વિષમ છે ? કલા શું છે ? મનુષ્યજીવનમાં તે કયું સ્થાન ભોગવે છે ? હેનો શો ઉદ્દેશ છે ? હેનો ઉપયોગ શો છે ? ઇત્યાદિ પ્રશ્નોની ચર્ચા આપણા ગુર્જર સાહિત્યમાં [illegible] ખરી થવી જોઇએ તેટલે અંગે થઇ નથી

વળી, એમ પણ બને છે કે અમુક શબ્દોનો પ્રચાર રૂઢ થઇ જવાથી આપણે હેનો ઉપયોગ કરતાં પહેલાં હેના અર્થ સંબંધે ગંભીર વિચાર કરતા નથી, અથવા તો તે સંબંધી ઉપસ્થિત થતા પ્રશ્નોની ચર્ચામાં ઉતરતા નથી એમ પણ જોવામાં આવ્યું છે કે જેમ અમુક શબ્દનો અર્થ ગૂઢ અને અનિશ્ચિત હોય ત્યારે તેમ હેનો છૂટથી ઉપયોગ કરે છે આ સર્વ ઉપરથી અહિં મ્હેં આપ સર્વ વિદ્વાનો સમક્ષ કલા સંબંધે કેટલાક વિચારો નિવેદન કરવાનું ઉચિત ધાર્યું છે આ ન્હાના લેખમાં કોઇ પણ વિશિષ્ટ સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવા કરતાં એક દૃષ્ટિબિન્દુ જ રજૂ કરવાનો ઉદ્દેશ છે અને એ રીતે જ આપ આ લેખને તપાસશો એવી નમ્ર વિનંતિ છે

કલા સંબંધે કંઇ પણ લખતાં પહેલાં હેનો અર્થ સ્પષ્ટ કરવાનું પ્રાપ્ત થાય છે અહિં 'કલા' એ શબ્દ ઘણા વ્યાપક અર્થમાં વાપરવામાં આવ્યો છે અંગ્રેજીમાં *Art* શબ્દ જે રૂઢ અર્થમાં વાપરવામાં આવે છે તે અર્થમાં ન વાપરતાં 'બ્હારની સત્તાદ્વારા દર્શાવેલા મનના ભાવ', એવો અર્થ સ્વીકાર્યો છે એમર્સનના લલિત અને ઉપયોગી એવા બે કલાના વિભાગનો અહિં વિચાર કરવામાં આવ્યો નથી

કલા એટલે શું ? એ કેવો પ્રશ્ન ? જેને પૂછીએ તે ઉત્તર આપે કે સૌ દર્શનનું ભાન કરાવનાર પ્રવૃત્તિ તે કલા આ પ્રશ્નનો ઉકેલ કરતાં એમર્સન કહે છે કે મનુષ્યના સ્વભાવમાં કેટલાક એવા તત્ત્વો રહેલા છે કે તે હેના મનની ભાવનાઓને મૂર્તિમાન્ સ્વરૂપ આપી હેને પ્રકટ કરવાને પ્રેરાય છે જે જે ભાવો હેના હૃદયમાં ઉત્પન્ન થાય છે, તે તે સર્વ કોઇ વિશિષ્ટ સ્વરૂપમાં પ્રકટ થવા પ્રયત્ન કરે છે આવા અનુભવેલા ભાવો બહાર પડે ત્યારે જ મનુષ્યને શાન્તિ થાય છે, અને તેથી તે બુદ્ધિપૂર્વક અથવા અજાણતાં પોતાના વિચારોને મૂર્ત સ્વરૂપ આ

પતિવ્રતા સતિઓ (સચિત્ર) રૂ ૩-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

છે, હેમા પોતાની મનોગત ભાવનાઓ અથવા વિચારોને બુદ્ધિપૂર્વક મૂર્ત કરવી હેનુ નામ કલા. પ્રકૃતિ એ સૌન્દર્યનુ પરમ નિદાન છે પ્રત્યેક મનુષ્યને પ્રકૃતિના સામાન્યમા સામાન્ય દર્શનથી પણ પોતાના અધિકાર પ્રમાણે અમુક અસર થાય છે, પરન્તુ કેટલીક વિરલ વિભૂતિઓને તો હેના દર્શનથી એટલો બધો હર્ષાતિરેક થાય છે કે તેઓ તે સૌન્દર્યને પોતાના હૃદયમાં ધારી લઈ નાના પ્રકારના નવીન સ્વરૂપોમા પુન પ્રકટ કરે છે સૌન્દર્યના નવીન સ્વરૂપોનું સર્જન તે કલા પોતાના અભિપ્રાયનુ દોહન આપતા એક સ્થલે એમર્સન લખે છે કે,

"A work of art is an abstract or epitome of the world. It is the result or expression of nature in miniature Thus is art a nature passed through the alembic of man"

એમર્સનના આ કથનથી વિચાર તે સામાન્ય વિચારો ગણવામા આવે નથી પરન્તુ આ લક્ષણ ઉપરથી પુન પ્રશ્ન થાય છે કે સૌન્દર્ય એટલે શુ ? આ પ્રશ્ન સનાતન છે અનેક વર્ષો થયા આ પ્રશ્ન મૂઝવતો આવ્યો છે, અને છતા અદ્યાપિ હેનો સમાધાનકારક ઉત્તર મળ્યો નથી વેદાન્તો, તત્ત્વજ્ઞો અને શાસ્ત્રવિશારદોએ સામાન્ય મનુષ્યની બુદ્ધિને અગમ્ય એવા હેના પરસ્પર વિરોધી લક્ષણો આપ્યા છે, અને હજી એ હજુ નવા લક્ષણો અપાતા જાય છે એમર્સન તો કહે છે કે સૌન્દર્યનુ લક્ષણ જ બાંધી શકાય નહિ તે બુદ્ધિનો વિષય જ નથી મેલ્ડિઝ નામે એક જર્મન વિદ્વાન કહે છે કે સૌન્દર્ય શુ એ સમજી શકાય નહિ અમુક સુન્દર પદાર્થની સમક્ષ ઉભા રહી એ પદાર્થ સુન્દર છે એમ આપણે કહી શકીએ, પરન્તુ તે શા માટે સુન્દર છે અથવા તો ક્યાં ક્યા તત્ત્વો હોય ત્યારે અમુક વસ્તુ સુન્દર કહેવાય એ આપણે કહી શકતા નથી બર્કિન કહે છે કે, કોઈ પણ સ્થૂલ પદાર્થના બાહ્ય સ્વરૂપનાં ચિન્તનથી આપણામા જે આનન્દનો ઉદય થાય તો તે પદાર્થ સુન્દર છે એમ ગણાય બર્ક પોતાના *The Sublime and the Beautiful* નામના પુસ્તકમાં લખે છે કે, કલાનો ઉદ્દેશ સૌન્દર્ય અને ભવ્યતાના પ્રકટ કરવાનો છે, અને જ્ઞાનીપમરહસ્યજ્ઞ જે સૌન્દર્યનુ આદિકારણ છે કેન્ટ, શીલર હર્મ્બોલ્ટ ઇત્યાદિ ઇત્યાદિના મત અનુસાર, જે કઇ સ્થૂલ વાસનાની આશા વિના અહેતુક આનન્દ આપે તે સૌન્દર્ય છે શીલર, હેગલ, શોપનહોર આદિ કેટલાક રહસ્યવાદીઓ એમ માને છે કે સૌન્દર્ય એ સાન્તમા અનન્તના આવિર્ભાવ છે વિષયવિસ્તાર અને કાલની મર્યાદાના ભંગના ભયથી અનેક તત્ત્વોના અભિપ્રાયોનો ઉલ્લેખ કરવાનુ અને હેનું તારતમ્ય કહાડવાનુ આ સ્થાને શક્ય નથી અહિં એટલુ જ કહેવુ બસ થશે કે કેટલાક પ્રમાણપુરઃસરતામા, કેટલાક દૃષ્ટિ... વિરોધના શમનમા, કેટલાક પરિમિતમાં અપરિમિતમા દર્શનમા સૌન્દર્ય જુએ છે

આ પ્રમાણે સૌન્દર્યની ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ તપાસતા આટલુ ફલિત થાય છે.

૧ સૌન્દર્ય એ પરમાત્મસ્વરૂપનો આવિર્ભાવ છે, અને હેનું સ્વતન્ત્ર અસ્તિત્વ હોઇ અધિગમની જરૂર નથી

૨ સૌન્દર્ય એ હેતુરહિત અને સ્વાર્થની ભાવનાથી વિયુક્ત આનન્દ છે

સરસ્વતીચન્દ્ર ભાગ ૧ લો રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

છે, ત્હેમા પોતાની મનોગત ભાવનાઓ અથવા વિચારોને બુદ્ધિપૂર્વક મૂર્ત કરવી ત્હેનુ નામ કલા. પ્રકૃતિ એ સૌન્દર્યનુ પરમ નિધાન છે પ્રત્યેક મનુષ્યને પ્રકૃતિના સામાન્યમા સામાન્ય દૃશ્યથી પણ પોતાના અધિકાર પ્રમાણે અમુક આનન્દ થાય છે, પરતુ કેટલીક વિરલ વિભૂતિઓને તો ત્હેના સૌન્દર્યદર્શનથી એટલો બધો હર્ષાતિરેક થાય છે કે તેઓ તે સૌન્દર્યને પોતાનાં હૃદયમાં ઉતારી લઈ નાના પ્રકારના નવીન સ્વરૂપોમા પુન પ્રકટ કરે છે સૌન્દર્યના નવીન સ્વરૂપોનું સૃજન તે કલા પોતાના અભિપ્રાયનુ દોહન આપતા એક સ્થળે એમર્સન લખે છે કે

'A work of art is an abstract or epitome of the world. It is the result or expression of nature in miniature Thus is art a nature passed through an alembic of man

એમર્સનના કલાસમ્બધી વિચાર તે સામાન્ય વિચારો ગણવામા બાધ નથી પરન્તુ આ લક્ષણ ઉપરથી પુન પ્રશ્ન થાય છે કે સૌન્દર્ય એટલે શુ ? આ પ્રશ્ન સનાતન છે અનેક વર્ષો થયા આ પ્રશ્ન પૂછાતો આવ્યો છે, અને હજુ અદ્યાપિ ત્હેનો સમાધાનકારક ઉત્તર મળ્યો નથી વિદ્વાનો, તત્ત્વજ્ઞો અને શાસ્ત્રવિશારદોએ સામાન્ય મનુષ્યની બુદ્ધિને અગમ્ય એવા ત્હેના પરસ્પર વિરોધી લક્ષણો આપ્યા છે, અને હજુએ હજુ નવા લક્ષણો અપાતા જાય છે એમર્સન તો કહે છે કે સૌન્દર્યનુ લક્ષણ જ બાંધી શકાય નહિ તે બુદ્ધિનો વિષય જ નથી મોરીટ્ઝ નામે એક જર્મન વિદ્વાન કહે છે કે સૌન્દર્ય નુ એ સમજી શકાય નહિ અમુક સુન્દર પદાર્થની સમક્ષ ઉભા રહી એ પદાર્થ સુન્દર છે એમ આપણે કહી શકીએ પરન્તુ તે શા માટે સુન્દર છે અથવા તો કયા કયા તત્વો હોય ત્યારે અમુક વસ્તુ સુન્દર કહેવાય એ આપણે કહી શકતા નથી રસ્કિન કહે છે કે, કોઈ પણ સ્થૂલ પદાર્થના બાહ્ય સ્વરૂપના ચિન્તનથી આપણામા જો આનન્દોદ્ભવ થાય તો તે પદાર્થ સુન્દર છે એમ ગણાય બર્ક પોતાના *The Sublime and the Beautiful* નામના પુસ્તકમાં લખે છે કે, કલાનો ઉદ્દેશ સૌન્દર્ય અને ભવ્યતા પ્રકટ કરવાનો છે, અને જાતીયઆકર્ષણ એ સૌન્દર્યનુ આદિકારણ છે કેન્ટ, શીલર, હમ્બૉલ્ટ ઈત્યાદિ જર્મનાદિના મત અનુસાર, જે કંઇ સ્થૂલ લાભની આશા વિના અહેતુક આનન્દ આપે તે સૌન્દર્ય છે શેલિંગ, હેગલ, શોપનહૉર આદિ કેટલાક રહસ્યવાદીઓ એમ માને છે કે સાન્તમાં એ અનન્તનો આવિર્ભાવ છે વિસ્તારભયે અને કાલની મર્યાદાના ભગના ભયથી અનેક તત્ત્વજ્ઞોના અભિપ્રાયોનો ઉલ્લેખ કરવાનુ અને ત્હેનું તારતમ્ય કહાડવાનુ આ સ્થળે શક્ય નથી, અહિં એટલું જ કહેવુ બસ થશે કે કેટલાક પ્રમાણપુરસરતામા, કેટલાક દેખીતા વિરોધના શમનમાં, કેટલાક પરિમિતમા અપરિમિતના દર્શનમા સૌન્દર્ય જુએ છે

આ પ્રમાણે સૌન્દર્યની ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ તપાસતાં આટલું ફલિત થાય છે

૧ સૌન્દર્ય એ પરમાત્મસ્વરૂપનો આવિર્ભાવ છે, અને ત્હેનુ સ્વતન્ત્ર અસ્તિત્વ હોઈ અધિષ્ઠાનની જરૂર નથી

૨ સૌન્દર્ય એ હેતુરહિત અને સ્વાર્થની ભાવનાથી વિમુક્ત આનન્દ છે

સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

પરંતુ જરા વિચાર કરતાં જણાશે કે આ બને લક્ષણોમાં અતિ વ્યાપ્તિ દોષ છે પ્રથમ લક્ષણ ઉત્કૃષ્ટ અને રહસ્યવાદથી પરિપૂર્ણ છે, પરંતુ હેમાં તત્ત્વજ્ઞાન, ધર્મ અને જીવનનો સમાવેશ થઈ જાય છે (હેગલ, શેલીંગ અને કેટલાક ફ્રેંચ વિદ્વાનોના મત અનુસાર) બીજું લક્ષણ સ્પષ્ટ છે, પરન્તુ હેમાં પણ સુરાપાન, સુકોમલ ત્વચાનો સ્પર્શ ઇત્યાદિથી ઉત્પન્ન થતા આનન્દનો સમાવેશ થઇ શકે છે

આ ઉપરાંત અમુક વસ્તુમાં સૌંદર્ય છે કે નહિ હેનો નિર્ણય કોણ કરે? જ્યાં એક મનુષ્યને વિરૂપતા વિષમતા અને મલિનતા જણાય ત્યાં ત્યાં અન્યને સુન્દરતાનો ભંડાર ભાસે છે એક સંધ્યા સમયની ભવ્ય શાંતિ અથવા તો સમુદ્રનું સનાતન ગાન અથવા મેઘ નદીતીર ઉપર ઉભા રહીને જોયેલી ચાંદની એક કવિહૃદયમાં સૌંદર્યની જેવી ભાવના ઉત્પન્ન કરે તેવી અન્ય પ્રાકૃત મનુષ્યના મનમાં ન થાય એ વાત તો આપણા નિત્યના અનુભવની છે સૌંદર્યની ભાવનાનો આધાર મનુષ્યની રુચિ ઉપર રહેલો છે આ રુચિ-*taste* માં કેટલું વૈચિત્ર્ય છે? તેનો આધાર મનુષ્યની કેળવણી, પરિસ્થિતિ, સંસ્કાર ઇત્યાદિ ઉપર છે વળી મનુષ્ય પોતાની રુચિનું નિયમન કરી હેને એક માર્ગેથી વાળી લઇ અન્યત્ર દોરી શકે છે એકને દ્રાક્ષ રુચે અને અન્યને દાડમ રુચે તો હેના કારણો આપી શકાય નહીં અને હેને માટે અમુક અચળ નિયમો પણ ઘડી શકાય નહિ

આ પ્રમાણે કળાનું લક્ષણ તપાસતાં આપણે અન્તે હેનો આધાર એક આકસ્મિક વસ્તુ પર રહેલો છે એવું જોઇ શકશું આવી અપૂર્ણ અને અસંતોષજનક વ્યાખ્યા સ્વીકારવાથી કળા શું અને અકળા શું હેનો નિર્ણય કરવાનું કાર્ય વિષમ થઇ પડશે, અને કદાચ રુચિભિન્નતાને પરિણામે કશામાં કળા છે જ નહિ એ સ્વીકારવાનો અપ્રિય પ્રસંગ પ્રાપ્ત થશે

કળા એક માનુષિક પ્રવૃત્તિ છે આવી પ્રત્યેક પ્રવૃત્તિ જનસમાજની સેવા સાથી હેતુ કૃતિને અંગે કલ્યાણ કરી શકે છે તે ઉપરથી હેની મહત્તાનું માપ નિકાળી શકે આવી પ્રવૃત્તિઓને સ્વતંત્ર અસ્તિત્વ હોતું નથી, તેથી 'કળાની ખાતર કળા' એ સિદ્ધાન્તમાં ભ્રમ સમાયેલો છે

કળા એ મનુષ્યના વ્યવહારનું એક સાધન છે કળાની કૃતિના દર્શન અથવા શ્રવણથી કળાવિધાયક અને તે સમયે અથવા પાછળથી એ કળાની કૃતિ જોનાર અથવા સાંભળનાર વચ્ચે એક પ્રકારનો સૂક્ષ્મ સંબંધ બંધાય છે વાણી પણ આવા વ્યવહારનું સાધન છે, અને તેથી પણ બે મનુષ્યો વચ્ચે સંબંધ બંધાય છે પરંતુ હેમાં અને કળાની કૃતિમાં ભેદ એટલો છે કે મનુષ્ય વાણીદ્વારા પોતાના વિચાર અન્યોને જણાવી શકે છે ત્યારે કળાદ્વારા પોતાની **ભાવના** (*emotions*) અન્યમાં સંક્રાન્ત કરી શકે છે

એક મનુષ્યે વ્યક્ત કરેલી ભાવનાને ઇંદ્રિયગમ્ય કરી હેને અનુભવવાની શક્તિમાં કળાનાં બીજ રહેલાં છે એક મનુષ્ય હસે છે ત્યારે અન્યને પણ હસવું આવે છે, એ

કમતાના પત્રો ૨ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

અન્યની ભાવનાઓ અનુભવવાનુ પરિચિત ઉદાહરણ છે મનુષ્ય પોતે જે ભાવના અનુભવતો હોય તે જ સમયે અને તે જ સ્થાને પોતાના સ્વરથી અથવા દેખાવથી બીજા ઉપર અસર કરે પોતે બગાસુ ખાય ત્યારે અન્ય મનુષ્ય પણ બગાસુ ખાય, તો તે કલા નથી પરતુ અન્યમા પણ પોતે અનુભવેલી ભાવનાનો ઉદય થાય એવી બુદ્ધિથી જ્યારે એક વ્યક્તિ બ્હારની કોઇ પણ સત્તાદ્વારા પોતાની લાગણી પ્રદર્શિત કરે ત્યારે જ કલા થાય છે એક સાદુ દૃષ્ટાન્ત લઇએ એક બાળક પ્રેતથી બહુ ભય પામતો હોય, અને એકાદ વખત ત્હેને અધારી રાત્રિએ એકના જતુ પશુ હોય તે વખતે ત્હેના મનમા ભયનો જે સચાર થયો ત્હેનુ ભાન કરાવવાને શક્તિનો અધિકાર પોતાના હૃદયની બીતિ સર્વત્ર પ્રસરી રહેલી શાન્તિ અને નિર્જનતા ઈત્યાદિનુ વર્ણન કરે અને વર્ણન કરતા પોતે પણ તેવી તે જ ભાવનાઓ અનુભવે અને ત્હેના શ્રોતાઓમા પણ તે જ ભાવનાનો ઉદય થાય તો એ કલાની કૃતિ થઇ ગણાય આમા ગતિએ બહાર જવુ જોઇએ એવુ આવશ્યક નથી પોતાની કલ્પનાનો ઉપયોગ કરીને પણ પોતાની લાગણીઓ દર્શાવી શકે તો પણ તે કલા થઇ ગણાય આ પ્રમાણે ભાવનાની સક્રાન્તિ એ કલાનુ મુખ્ય લક્ષણ છે આ ભાવનાઓ ગમે તે હોય આનદ આશા, શોક, દુ ખ અથવા એવી ગમે તે ભાવના કલાનો વિષય થઇ શકે છે માતૃભૂમિ માટેનો પ્રેમ, નૃત્યનો ઉલ્લાસ, વિનોદવાર્તાથી થતો આનદ પ્રાત કાળમા સૂર્યના ભવ્ય દર્શનથી થતો હૃદયસમુલ્લાસ, કોઇ પણ નિપુણ ચિત્રકારની કૃતિ જોવાથી ઉપજતુ સાનદાશ્ચર્ય આ સર્વ કલા છે

હવે આપણે આ દૃષ્ટિબિન્દુથી કલાનુ લક્ષણ બાધી શકીએ પોતે અનુભવેલી એક ભાવનાને પુન ઉદ્દીપ્ત કરી ત્હેને ગતિ વર્ણ, રેખા, સ્વર અથવા શબ્દની અમુક રચનાદ્વારા અન્યમા સક્રાન્ત કરી ત્હેનો ત્હેને અનુભવ કરાવવો એ કલાની પ્રવૃત્તિ

આ કલાની પ્રવૃત્તિના મૂળ મનુષ્યસ્વભાવમાં રહેલા છે ત્હેનામા જેમ સ્હામા માણસના વિચાર સ્હમજવાની શક્તિ છે, તેમ જ બીજાની લાગણી સ્હમજવાની અને અનુભવવાની શક્તિ રહેલી છે આ શક્તિ જ કલાનું પોષક બળ છે વાણીદ્વારા વ્યક્ત કરેલા વિચારો સ્હમજવાની શક્તિથી જેમ મનુષ્ય અન્ય પ્રાણી ઉપર શ્રેષ્ઠતા ભોગવે છે, તેમ અન્યનું પ્રકટ થતુ હૃદય સ્હમજવાની આ અદ્ભુત શક્તિથી ત્હેની સસ્કૃતિનો પ્રસાર અને વિકાસ થયો છે

આ પ્રમાણે માનવીના જીવનમાં કલા એક અતિ અગત્યનુ સ્થાન ધરાવે છે તે આપણા પરમ કલ્યાણની સાધક છે, અને પ્રગતિ અને સસ્કૃતિની પ્રેરક છે કલાના અભાવે મનુષ્યમા એકતા સાધવાનુ કાર્ય ઘણુ વિકટ થાત અને પરસ્પરને ઘાત કરનારા હિંસક પ્રાણીઓ કરતા આપણે તિલમાત્ર શ્રેષ્ઠ થઇ શકત નહિ

જગતમાં હજી કલા દૃષ્ટિએ પડતી નથી આધુનિક સમયમા કલા સબધી આપણું જ્ઞાન એટલું વ્યગ્ર અને અનિશ્ચિત છે કે આપણે કલાભાસ અને કલા વચ્ચે રહેલો ભેદ વિસરી

ગુજરાતી કહેવત સગ્રહ રૂ ૨ ૦ ૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબઈ.

ગયા છીએ, અને અકળાને પણ કર્તા કહેતા લાગ્યા છીએ ત્યારે કલાની કૃતિમાં વસ્તુ આ કલના આવશ્યક અંગો ક્યા ક્યા હોવા જોઇએ ?

પ્રથમ તો, પ્રત્યેક કલાની કૃતિમા રહામા માણસને અસર કરવાની શક્તિ જોઈએ જે કાઇ મનુષ્ય વિશેષ શ્રમ લીધા વિના અથવા તો પોતાનું દષ્ટિબિન્દુ બદલાવ્યા વિના કર્તાના ભાવ અનુભવી શકે અને ત્હેની સાથે માનસિક એકતા અનુભવી શકે તો તે કૃતિ કલામય છે આવી એકતાનુ ખાસ લક્ષણ એ છે કે ભોક્તાને એમ જ લાગે છે કે એ કૃતિ પોતાની છે, અને ત્હેમા પ્રકટ થયેલા ભાવો પોતાના જ છે, પરન્તુ પોતે દર્શાવી શકે ત્હેના કરતા ઘણી સરસ રીતે પોતાના મનોગત ભાવોનુ દર્શન આપવામા આવ્યુ છે આ પ્રમાણે એક ખરી કલાની કૃતિથી કર્તા અને ભોક્તા વચ્ચે અદ્વૈત ઉત્પન્ન થાય છે વ્યક્તિ ... ભેદભાવનો લય કરી આ અદ્વૈતભાવને ઉત્પન્ન કરવો અને પોષવો એ જ ખરી કલાનુ અસાધારણ લક્ષણ અને આકર્ષણ છે

આ અસર કરવાની શક્તિનો આધાર ત્રણ ઉપાય ઉપર છે (૧) સક્રાન્ત કરેલી ભાવનાની અપૂર્વતા, (૨) સ્પષ્ટતા, અને (૩) કર્તાની હૃદયવિશુદ્ધિ (*Sincerity*) ભાવનાની અપૂર્વતાથી અસર કરવાની શક્તિ વધે છે એ તો નિર્વિમાન્ય છે એટલે તે વિષે વિશેષ કહેવાનું નથી પરન્તુ શુદ્ધ કલાની પ્રત્યેક કૃતિમા સ્પષ્ટતા તો જોઇએ જ જ્યા સુધી કલાકાર પોતાની હૃદ્‌ગત ભાવનાઓને સ્પષ્ટતાથી મૂર્ત સ્વરૂપ આપી શકે નહિ ત્યા સુધી ર્‌હામાના મનમા ત્હેની યથેચ્છ છાપ પડે નહિ પરન્તુ આ બન્ને કરતા પણ હૃદયવિશુદ્ધિ તો ખાસ આવશ્યક છે પ્રત્યેક કલાવિધાયક અમુક ભાવના અનુભવે છે ત્યાર પછી અન્યને પણ ત્હેનો અનુભવ કરાવવા પ્રેરાય છે, ત્હેની આન્તરપ્રેરણાથી તે પોતાના ભાવો દર્શાવ્યા વિના રહી શકતો નથી પોતાના આનન્દમા બીજાને ભાગ આપવો એ મનુષ્યસ્વભાવ છે કલાકારની હૃદયવિશુદ્ધિ જેટલી વધાર તેટલી જ સમળતાથી ત્હેની ભાવનાઓ પ્રકટશે, અને રહામાને અસર કરશે ત્હેનામા હૃદયની ગહનતા હશે તો સ્પષ્ટતા આપોઆપ આવશે જ્યારે આ હૃદયવિશુદ્ધિ નથી હોતી ત્યારે કલા નહિ પરન્તુ કલાભાસ થાય છે, ભોક્તાને આકર્ષી રાખવા માટે અનેક પ્રયુક્તિઓ કરવી પડે છે આ કલાભાસમા હૃદયની ભાવનાઓ વ્યક્ત કરવાની જરૂરિયાત જેવુ કશુ હોતુ નથી, પરન્તુ, દ્રવ્યોપાર્જન, યશ પ્રાપ્તિ આદિ ક્ષુદ્ર હેતુઓ જ ત્હેના પ્રેરક હોય છે. ખરા કલાકારમા ભાવનાઓ અનુભવવાની શક્તિ હોવી જોઇએ, ગમે તે સ્વરૂપે એ ભાવો પ્રદર્શિત કરવાની ઇચ્છા અને શક્તિ હોવા જોઇએ, અને કલાની ઉત્કૃષ્ટતા સાધવા માટે ત્હેનામા તે સમયના ઉચ્ચતમ સંસ્કારો ઓતપ્રોત થયેલા હોવા જોઇએ કલાકારમા ઉપર કહેલા ત્રણ અંગોની ન્યૂનાધિકતાના પરિણામે કલાની મહત્તા માપી શકાય છે

આનુ કઇક કલાનુ સ્વરૂપ છે ખરી કલામય કૃતિ કલાવિધાયકના હૃદયમાંથી ઉત્પન્ન થઇ રહામાના હૃદયને સ્પર્શ કરે છે કલાકારના હૃદયની બળવાન્ અને અનિવાર્ય પ્રેરણા એ કલાની ઉત્પત્તિનો હેતુ છે અને મનુષ્યજીવનના ઉચ્ચ આદર્શોને ઉચ્ચતર બનાવવા એ ત્હેનો ઉદ્દેશ અને સદેશ છે

પાંચ પ્રેમકથા રૂ ૦-૬-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

જ્યારે કલાનો ઉદ્દેશ આવો ઉચ્ચ છે, ત્યારે સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે ત્હેનું સ્વરુપ કેવુ હોવુ જોઇએ? પરતુ તે વિષય એટલો વિશાળ છે કે પ્રસ્તુત લેખની મર્યાદામાં તે સબધે ચર્ચા કરવાનુ પણ અશક્ય છે માત્ર એટલુ જ કહેવુ બસ છે કે મનુષ્યજાતિના શ્રેયને અર્થ જે વડે ઉચ્ચ ભાવનાઓ પ્રસાર પામે અને જેદ્વારા ત્હેમનું ઐક્ય સધાય તે સર્વ કલાનુ વસ્તુ હોઈ શકે છે

આપણી આસપાસની સૃષ્ટિના રહસ્યોની મિમાસા એવો વિજ્ઞાનનો અર્થ લઇએ તો જરા વિચાર કરતા પ્રતીત થશે કે કલા અને વિજ્ઞાન વચ્ચે ગાઢ સબધ છે અમુક દેશકાલના લોકો આવશ્યક ગણે તે પ્રશ્નોના ઉકેલ કરવા અને ત્હેને બુદ્ધિગમ્ય કરવા એ કાર્ય વિજ્ઞાનનુ છે અને તે જ સત્યોને બુદ્ધિમાથી ભાવનાના પ્રદેશમા લાવવા એ કાર્ય કલાનું છે અમુક વિષયમાં જ્યા મનુષ્યને દર્શનથી પ્રતીતિ થાય નહિ, ત્યા કલા તે વિષયનો ત્હેને અનુભવ કરાવે છે વિજ્ઞાનમા અમુક પ્રકારના જ્ઞાનની પરપરાની જરૂર પડે છે પરતુ કલામાં આવા જ્ઞાનની અપેક્ષા રહેતી નથી પ્રત્યેક મનુષ્ય કલાને સ્હમજવાની અને અનુભવવાની શક્તિ ધરાવે છે કલાનુ કાર્ય મહાન્ છે, જગતમા સ્થાપિત થયેલા ન્યાયમદિરો અને પોલીસના સસ્થાનોથી જે કૃત્રિમ શાન્તિયુક્ત ઐકતા થાય છે, તે દૂર કરી સ્વયમ્ પ્રેરણાથી ઐક્યતા ઉત્પન્ન કરવી એ કલાનો ધર્મ છે વિજ્ઞાન અને કલાને સબધ હોવાથી આ મહાન્ કાર્યની ફલસિદ્ધિમાં ત્હેને પણ ભાગ આપવાનો છે અને તેથી ત્હેની કાર્યપદ્ધતિમા હવે ફેર થવો ઘટે છે મનુષ્યની કલ્યાણસાધના શી રીતે થાય, ત્હેની ઉન્નતિ કયે પ્રકારે થાય ઇત્યાદિ વિષયોના ચિન્તનનો ભાર વિજ્ઞાને સ્વીકારવો જોઇએ ટીએ પરતુ આજે વિજ્ઞાન શુ કરી રહ્યુ છે? ઘણુ થયુ છે અને થાય છે, અને આપણુ ઋણ પણુ સ્વાર છે પરતુ યૂરોપની પ્રચડ મારીએ આપણને દર્શાવ્યુ છે કે મનુષ્યરક્ષણ કરતા મનુષ્યભક્ષણના ઉપાયો શોધવા એ વિજ્ઞાનનુ કર્તવ્ય થઈ ગયુ છે વિજ્ઞાન કલાનુ આધારસ્થાન છે એ જો ઉન્માર્ગગામી હશે તો કલા પણ તેવી જ થશે માટે મનુષ્યના હિતચિન્તનના વિકટ પ્રશ્નોના ઉકેલ ક્હાડી ત્હેમને વ્યવહારમા યોજી પોતાનો ધર્મ પરિપાલન કરવાની વિજ્ઞાનને જરૂર છે

કલાનુ ભવિષ્ય પ્રોજ્જ્વલ છે આપણે જેમ જેમ ત્હેનુ તાત્વિક સ્વરૂપ સ્હમજતા જઈશુ, તેમ તેમ આપણી ભાવનાઓ ઉચ્ચ બની આપણી ઉન્નતિ થતી જશે મનુષ્ય મનુષ્ય વચ્ચે ભ્રાતૃભાવ વિકાસ પામશે, સ્વાર્પણ અને સેવાની દીક્ષા લેવાશે, અને પાર્થિવતાના અશો ઓછા થઇ આપણામા દિવ્યતા વૃદ્ધિ પામતી જશે કલાને આપણે માત્ર આનન્દ, વિનોદ અથવા વિભવનુ સાધન ન ગણતા, ત્હેને માનવજીવનમા એક આવશ્યક વ્યવહારનુ સાધન ગણતા શીખીશુ તેમ તેમ ત્હેનો સર્વાંગ વિકાસ થશે કોઈને આ *Sentiment* લાગે અને છે પણ તે જ પણ જગતના કયા મહાન્ કાર્યો ત્હેણે સાધ્યા નથી?

કાઉન્ટ ટોલ્સ્ટૉય લખે છે કે

The destiny of art in our times is to transmit from the realms of reason ... consists in being ... reign of force that

ભારતનો ટપાલ (સ્વદેશભિક્તના ...) રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની,

Possibly in the future science may reveal to art yet newer and higher ideals which art may realise but in our time the destiny of art is definite and clear

અન્તમાં આપણા નવીન ગુજરાતમાં કલાની ભ્રાન્તિયુક્ત સ્વપ્નજાળનો લય થઇ જાઓ, અને કલાનો સર્વતોમુખી વિકાસ થાઓ એવી શુભેચ્છા છે, અસ્તુ*

---

## પ્રિયાની આંખડી.

લેખક—રા. મધુકર.

ગોરા નભ! ક્રૂર દમનથી તનવાગ કે કાપી દઈ,
કરતી અજબ અમ રાગો તેને પ્રિયાની આંખડી
એ આંખડી જાદુગની અદ્ભુત ખેલ કરી રહી,
કહેની સખી! નેનમાં તહેં અજબ ખુશબો શી ભરી?
કે કાવ્યથી કવિઓ કથે તે પિ અધૂરી આંખડી!
આ આંખડીના ભેદની ચાવી હજુ કોને જડી!
જ્ઞાના વિના થઈ ગયા—નાગાજ કે તપતો થયા
તો કહે અતિ જાદુગરી! એ શક્તિ તુજને ક્યાં મળી?
ઉદ્યાનમાં પુષ્પો ખિલ્યાં, ગગને વિહરતી ચન્દની
સૌગન્ધ ને સૌન્દર્યના કે રેલ રેલાઈ રહી
પણ જો પ્રિયા! તુજ આંખડી તે પર ખરી નહિ કો ઘડી
શા કામના ગુલશન-ગુલો? શા કામની એ ચંદની?
એ અજબ મધુરી રસભરી જાદુગરી પ્રિય આંખડી!
નીરખી નયન કેરી બની એવી અણીલી આંખડી!
સહુ ભાન દુનિયાનું ભૂલાવી દે સખી! તુજ આંખડી!
કહે કહે હમારી શું રતિએ છે ઘડી તુજ આંખડી?
તુજ નેનમાં કોકિલ કૂજન, વીણા તણા મધુરસ્વર રહ્યા
ને ચન્દ્રીના અમૃતઝરણ એ આંખડી માંહિ ભરી
સૌન્દર્ય ખીલી વસ તનું તુજ નેનમાં જોઉં સખી!
ગીવાની દે જાદુગરી! મુજ આંખડી શું આંખડી!

---

*પ્રમાણભૂત ગ્રંથો Tolstoy What is art ?
Ruskin Modern Painters Vol I
Emerson Essays on Art Beauty Michael Angelo, and Beauty in Nature

આત્મનિમજ્જન રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# ટૅબિ.

લેખક—રા. હુશમનરાવ હરિલાલ ધ્રુવ.
( ચિત્રકાર રા. રવિશંકર પંડિત )

સેન્ટ જેમ્સ પાર્ક નામના લંડનના એક ન્હાના સ્ટેશને લગભગ બે વાગતાને શુમારે, કપિન રેલગાડીમાંથી ઉતર્યો. જાન્યુઆરી મહીનો હતો. આકાશ બરફ વરસતા ધુમાડી રંગના વાદળાંથી ઘેરાયેલું હતું. દીવાઓનો પ્રકાશ તદ્દન ઝાંખો પડી ગયો હતો. ગાડીની અંદર, પ્લૅટ-ફૉર્મ ઉપર, ઑફિસમાં બધે વીજળીના દિવા સળગતા હતા. માત્ર આજ જ નહિ, લગભગ અઠવાડિયા થયાં હજી સુધી લંડનમાં સૂર્યદેવનાં દર્શન થયાં નહતાં.



છોકરી હાથે વળગવા લાગી—પૃ. ૨૧૫ | ટૅબિ અને કપિન | ટૅબિ અને વૃદ્ધા

ઝાંપા આગળ ટિકિટ આપીને, પ્લૅટફૉર્મની બહાર આવીને કપિને જોયું કે, બરફ વરસવા લાગ્યો છે—કોઈ જાણે આકાશનો માર્ગ ભીંજાવી મુકીને, એકધારે શુભ્ર મલ્લિકાનો વરસાદ વરસાવે જાય છે. ધીમો ધીમો પવન વાય છે. કપિન કેટલોક વખત ઉભો રહીને આ વરસાદ જોવા લાગ્યો. બરફનો વરસાદ જોવાનું કપિનને બહુ ગમતું હતું. પરંપરા હજારો વર્ષ સુધી જેઓ તાપમાં બળતા આવ્યા છે તેમને આકાશમાંથી વરસાદ પડતો જોઈને, તેમનું હૃદય નાચી ઉઠે છે,—બરફનું વરસવું પણ તેમની આંખે ઘણું જ રમણીય દેખાય છે.

કપિન બાવીસ વર્ષનો તરુણ હતો—એક વરસ કરતાં વધારે થયું, તે વિલાયત રહે છે. ઘેરથી આવવાના મહિના બે પહેલાં તેનાં લગ્ન થયાં હતાં—પિતા અને સસરા બન્નેએ મળીને તેને વિલાયત મોકલ્યો હતો. તે અત્યારે એન્જિનિયરનું ભણે છે, સિવિલ સર્વિસની પરીક્ષા આપવાને માટે પણ તૈયાર થાય છે. લંડનના "મે ફેર" નામના લત્તામાં તેનું મકાન છે.

સ્ટેશનની નીચે જે રસ્તો છે તે, ઓમનિબસને હરવા ફરવાનો રસ્તો છે. કપિને લગભગ પાંચ સાત મિનિટ રાહ જોઈ, પણ એકપણ ઓમનિબસ આવી નહિ. પછી, ક

દાગમનો અક્ષરદેહ રૂ. ૧-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

આવતા જ વેર જવાનું તેણે નક્કી કર્યું જજવામાંથી પાઇપ બહાર કહાડીને તેમાં તમાકુ ભરી, દાંતમાં તે દાબી રાખી, લોંગ ઓવરકોટનો કૉલર આખો ઉભો કરી લઈને તેનું બટન ભરી દીધું એકાદ થાંભલાની આડે જઈને, ત્રણ દિવાસળી બગાડ્યા પછી પાઇપ સળગાવી ત્યારપછી માથાપર છત્રી રાખીને રસ્તાપર ઉતરી પડ્યો.

રાજમાર્ગે જવું હોય તો સ્હેજ ફરીને જવું પડે નજીકમાં જ રીજેન્ટ્સ પાર્ક નામનો ઘણો વિશાળ સરકારી બગીચો હતો—તેની અંદર થઈને જવાથી રસ્તો સ્હેજ ટુંકો પડે છે, એટલા જ માટે કપિલે બાગમાં પ્રવેશ કર્યો આકાશ જે દિવસ ચોખ્ખું હોય છે—સૂર્ય ઉગ્યો હોય તો વાત જ નહિ તે દિવસ આ પાર્કની અંદર બાળકોનો મેળો ભરાઈ જાય છે યુવતી નર્સરી ગવરનેસો સુંદર વેશમાં સજ્જિત થઈને, માલિકના ન્હાના ન્હાના છોકરા છોકરીઓને અહિં હવા ખાવા લઈ આવે છે એક એક બેંચ ઉપર બેત્રણ જણ બેસીને નિશ્ચિન્તપણે વાતોચિતો કરે, છોકરાછોકરીઓ ચારેતરફ હાસ્ય કલરવની સાથે દોડાદોડી કર્યા કરે અનેક સ્ત્રીઓ પણ આ પાર્કમાં ફરવા આવે,—પુરૂષની સંખ્યા ઓછી

આજ પણ પાર્ક જનશૂન્ય હતો ઝાડપાન બધાં તદ્દન સ્થિર બની ગયાં મોટો બાગ મોટાં ઝાડ બધાંનાં પાન ખરી પડ્યાં હતાં માત્ર અહિં તહિં એકાદ બે ઓક ઝાડ હતાં, તેથી જ સહજ લીલો રંગ નજરે પડતો હતો પક્ષીઓ—તેઓ ક્યારના જ ઉડી ગયા હતા

બરફ જેમ પડતો હતો, તેવી જ રીતે પડતો રહ્યો રસ્તા ઉપર અડધો હાથ ઉંચો, પીંજેલા રૂ જેવો બરફ જામી ગયો હતો ગતા કાદવ સંપૂર્ણ રીતે ઢંકાઇ ગયા હતા કપિલ એ બરફ ઉપરથી ધસ્ ધસ્ કરતો ચાલ્યો જાય છે, તેના બુટના દરેક દબાણ દબાવાથી, સ્હેજ સ્હેજ કરતા પગલાંના ખાડા પડતા જાય છે વળી પાછો નવો બરફ તે ખાડા પુરી દેવાનો યત્ન કરે છે પવનથી બરફ ઉડી ઉડીને તેના ઓવરકોટ ઉપર આવીને પડે છે, પણ કપડાં ભીંજાતાં નથી છત્રી ઉપર બરફ એકઠો થઈને, છત્રીને ભારે કરી મુકે છે છત્રી ઉપરથી ઓવરકોટ ઉપરથી બરફ ખંખેરી કહાડીને કપિલ ફરી આગળ ચાલ્યો જાય છે

આ ઋતુ—શિશિરના મધ્યમાં પ્રવેશ કરીને પાર્કની વચમાં અન્દર આવીને કપિલે જે જોયું તે ઉપરથી તે ઘણો જ વિસ્મિત થયો. તેણે જોયું કે, રસ્તાપાસે વિશાળ એક ઓકવૃક્ષ છે, તેની નીચે એક બેંચ છે, એ બેંચ ઉપર એક ધોળા—કાળા રંગનું કુતરાનું બચ્ચું પાછળના બે પગ વાળીને બેસીને, ટાઢથી થરથર થતું ધ્રુજ્યા કરે છે કપિલ ત્યાં ઉભો રહ્યો કુતરૂં તેને જોઈને, ચારે પગે ટટ્ટાર થઈને એ જ બેન્ચ ઉપર ઉભું થઈ ગયું અને હતું તેટલા જોરથી પૂછડી હલાવવા લાગ્યું તેનો ભાવ જાણે એવો હતો—અરે, હું મોટી વિપત્તિમાં છું ટાઢથી મરી જવા બેઠો છું, મ્હને બચાવો '

કપિલે કુતરાને નજીક જઈને, તેના માથા ઉપર બે આંગળીની ધીમી થાપડ મારીને કહ્યું,—" *Hello, whose little doggie are you* ? ' ( તું કોનું કુતરૂં છે ? )

મારી વીસ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસંગ્રહ ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

કુતરાનુ બચ્ચુ પોતાના લાગા પાણીથી ભીના બન્ને કાન પાછળ તરફ વાળી લઈને વ્યાકુળ નયનથી કપિન તરફ જોઇ રહ્યુ ભાવ જાણે એવો હતો કે-'ઈશ્વરે મ્હને વાત કરવાની શક્તિ કઈ આપી છે કે જેથી હું ઉત્તર દઉં ? ગમે એવુ કુતરૂં છુ છતાંય હઉં, અત્યારે મ્હારો પ્રાણ તો બચાવો !'

કુતરાને શરીરે મ્હોટા મ્હોટા વાળ હતા બન્ને કાનનો આગનો ભાગ આખની ચાર ધારો, પીઠ ઉપરની એ જગા પૂછડીનો આગનો ભાગ કાળો હતો બાકીનો બધો ભાગ ધોળો હતો ઝાડના પાદડા ઉપરથી બરફ ટપકીટપકીને તેના શરીરઉપર પડ્યો હતો શરીરની ગરમીથી તે બરફ ઓગળી ગયો હતો અને પાણીથી કુતરૂ ભીંજાઇને બીલાડા જેવુ બની ગયુ હતુ આંખો બન્ને લાલ લાલ ટચ ટચ થઇ ગઇ હતી ઉમ્મર એની ચારપાચ મહિનાથી વધારેની નહિ હોય દેખાવમા તે ઘણુ સુંદર હતું

કપિને ચારે તરફ નજર કરીને જોયુ-કદાચ કુતરાના માલિકને કોઇ જગાએ દેખી શકાય પણ વરસતા બરફે નજર નાખે સુધી જઈ શકતી ન હતી. આજુબાજુ કોઈ એટલી હદની અંદર હોય તો એ આશાથી કપિને બેત્રણ વાર મોટે સાદે બુમો પાડી—
" *I say, whose dog is this ? Has anyone lost her dog ?* "

પણ કોઇનો પણ કશો ઉત્તર મળ્યો નહિ

પાળેલા કુતરાના ગળામા વહુધા એકાદેક કૉલર હોય છે, ને કૉલર ઉપર કુતરાનુ નામ અને ઘરનુ ઠેકાણુ કોતરેલુ હોય છે કપિને જોયુ કે એના ગળામા કશો પણ કૉલર નથી

કપિન કુતરાના શરીર ઉપર હાથ ફેરવતો ફેરવતો બોલ્યો— " *What are you going to do you poor devil ? will you come with me ?* " (ત્હાર હવે શુ કરવુ છે, કહે જોઉં મારી સાથે ઘેર આવીશ ?)

કુતરાએ પોતાનુ ઠંડુ નાક કપિનના હાથ સાથે ઘસીને, કાન આંખ અને પૂછડીની સહાયથી ઉત્તર આપ્યો 'એમ કરો તો ઘણુ જ સારૂ "

કપિને પછી ગજવામાથી રૂમાલ બ્હાર કહાડીને બરાબર કરીને કુતરાનુ શરીર લ્હોઈ નાખ્યુ સારીપેઠે તે ઇશ્વરના પ્રાણીને ઉચકી લઇને, પોતાના ઓવરકોટના મ્હોટા ખીસામા નાખી દઇને, ફરી ખસ્ ખસ્ કરતો રસ્તે ચાલવા લાગ્યો.

૧૨ નંબર મન્માઉથ રોડ ઉપર કપિન રહેતો હતો લેન્ડ લેડીની પાસેથી એક બેસવા ઉઠવાનો અને એક સુવાનો ઓરડો તેણે ભાડે લીધા હતા

કુતરાને ખીસામા રાખીને ઘરના બારણા આગળ આવીને કપિને જોયુ તો લેચ-કી નથી ! બહાર જતી વખતે ઉતાવળમા ચાવી લઈ જવાનુ તે ભૂલી ગયો હતો એટલે બારણુ ખખડાવવુ પડ્યુ થોડી વાર પછી જાડા શરીરવાળી પ્રૌઢ વયની લેન્ડલેડીએ આવીને બારણુ ઉઘાડ્યુ

કવિતાસ્નાપ રૂ ૦-૧૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

કપિન ઉભો ઉભો હસતો હતો કુતરાની હકીકતને છાની રાખીને તે બોલ્યો—" એ ભૂખથી મરી જાય છે ઘરમા દૂધ છે ?"

લેન્ડલેડીએ કહ્યુ, " છે તમારા રૂમમા મોકલી આપુ ? '

' મોકલી આપો"—કહીને કપિન બીજે માળે પોતાના સુવાના ખડમા આ વે ગયો

૨.

બીજે દિવસ નવ વાગ્યાને વખતે કપિન સવારના નાસ્તો લેતો હતો ' દિવસનો પ્રકાશ વદન ઝાખો હતો—બહાર ગાઢ ધુમ્મસનો અધકાર હતો અગ્નિકુડમા ભ.ભ. કરતા કોયલા સળગતા હતા અગ્નિતરફ પીઠ રાખીને એક એક કુતરૂ કપિનના ખાવામા ગુથાયેલા મ્હોનરફ એકમી નજરે જોઇ રહ્યુ હતું ગળામા ત્હેને આઠ લાલ રગની રેશમી ફિટ બાધેલી હતી મૅનર નહોતો, એટલે અ ‍ ુ અડવુ દેખાય એમ ધારીને, લેન્ડલેડીએ ગ ‍ ઈ કાલે એ બાધી હતી. એટલામા તો એનુ નામ પણ પડી ચુક્યુ હતુ—કપિને એનુ નામ રાખ્યુ હતુ " ટૉમિ "

વચ્ચે વચ્ચે કપિન એકાદ બિસ્કુટ ભાગીને નાખતો હતો, ટૉમિ ત ત જ તે ખાઇ જતુ હતુ નાસ્તો પૂરો કર્યા પછી, થોડાક સુકા ટોસ્ટમા મ્હાનું બાકી વધેલુ ગરમ દૂધ નાખીને ટૉમિને આપીશ એમ એનો વિચાર હતો

નાસ્તો જ્યારે લગભગ પૂરા થવા આ યો હતો—તેવામા લેન્ડલેડીએ આવીને કપિનને શુભ પ્રભાત ઇચ્છ્યુ કુતરાને ખોળામા લઇને તે બોલી, " કાલ રાતે એણે તમને બહુ ડ્ગાવો તો નથી આપ્યોને મી અહેતા ?"

' ના એણે મ્હને જરાએ ડગાવો નથી આપ્યો એને સુવાને માટે તમે જે જુનો નામગો આપ્યો હતો તેમા, પણ એ સુઇ રહ્યુ નહોતુ કેટલીક રાતે મ્હારા પલગની પાસે આવીને " ઘુર્ર્ " ' ઘુર્ર્ર્ " કરવા લાગ્યુ મ્હે ફરીથી એને કામળામા સુવારી દીધુ ત્રીજીકવાર પછી ફરી પાછુ આવીને " ઘુર્ર્ " ઘુ ર્ " કરવા લાગ્યુ એટલે પછી હુ સમજ્યો કે, ફાટલા કામળામા સુ ‍ ‍ ‍ ‍ ‍વા એ રાજી નથી મ્હારા પોતાના બિછાનામા એને લઇ લીધુ—એટલે પછી નિરાંતે તે ઉઘવા લાગ્યુ

લેન્ડલેડીએ કહ્યુ, " પેપરમા આજ જાહેરખબર આપશો કે ?"

" હા, આપવી જ પડશે તો ! પારકાનું કુતરૂ ક્યા સુધી રાખીશુ ?"

કુતરાને લાડ કરતે કરતે લેન્ડલેડીએ કહ્યુ, "જેનુ કુતરૂ છે તે જો ન આવે તો ઠીક થાય સરસ કુતરૂ છે અહિયા જ છો રહ્યુ '

નાસ્તો પુરો કરીને, કુતરાને લેન્ડલેડીના જુમ્મામા સોપીને, કપિન બહાર ચાલ્યો ટેમ્પલતરફ જવાને રસ્તે એકાદ વિખ્યાત દૈનિક ન્યુસપેપરની ઑફિસમા જઇને, ત્રણ દિવસને માટે એક જાહેરખબર છાપવા આપી

બીજે દિવસે સ્હવારમા, એ ન્યુસપેપરમા નીચે લખ્યા પ્રમાણેની ઈગ્રેજી જાહેરખબર પ્રસિદ્ધ થઈ—

મળી આવ્યો છે.

એક કુતરો કુતરાનો રંગ, જાત, ઉમ્મર,
ઓળખવાની ખાસ કોઈપણ નિશાની ક્યાં ખોવાયો હતો?
એ બધી હકીકત સહિત જેનું કુતરૂં હોય
તેણે અમને લખી જણાવવું
બોક્સ નં ૩૦૪૨ કેર ઑફ 'ડેલિ ટેલિગ્રાફ'

ત્યાર પછી બીજે જ દિવસે એ જ ન્યુસપેપરની ઑફિસમાંથી એક બંડલ કાગળો કપિલને ત્યાં આવી પ્હોચ્યાં લંડન અને પરાઓની દસબાર જણ સ્ત્રીઓએ વ્યાકુળતા ભરેલા કાગળો લખ્યા હતા કોઈ કોઈ સ્ત્રીએ કાગળની અંદર છપેનિની ટિકિટ મોકલી આપીને લખ્યું હતું-" આ પ્રમાણે લખેલી નિશાનીઓ સાથે કદાચ જો મળતું આવે તો, કાગળ વાંચીને તરત જ મ્હેરબાની કરીને આપનું ઠેકાણું તારદ્વારા અમને જણાવશો અમે જાતે આવીને કુતરાને લઇ જઇશું બહુ શોક થયા કરે છે' ઇત્યાદિ

કાગળો બધા વાંચ્યા પછી કપિલને સમજાયું કે, આ કુતરો એમાંથી કોઈનો પણ નથી જેઓએ તારના પૈસા મોકલ્યા હતા તેમને એવી મતલબનો તાર કરી દીધો—બાકી બધાને કાગળ લખીને જણાવ્યું

બીજે દિવસે પણ બીજા કેટલાક કાગળો આવ્યા એક સ્ત્રીએ લીવરપુલથી તેના ખોવાયેલા કુતરાનું વર્ણન આપીને લખ્યું હતું કે-કુતરૂં ખોવાયાના બીજે દિવસે તે અગત્યના કારણને લઈને લંડન છોડી ગઈ હતી લંડન પાછા આવતાં હજી પણ એક અઠવાડિયાની વાર થશે મળી આવેલો કુતરો જો તેનો જ એ કુતરો હોય તો, થોડા દિવસ એ કુતરાને સારી રીતે ખવરાવવાને માટે કાગળની અંદર એક પોસ્ટલ નોટ તેણે મોકલી આપી હતી શું શું કુતરાને ખાવાનું ગમે છે અને કઈ કઈ વસ્તુ ખાવાથી તેને અસુખ થાય છે તેની પણ એક વિગત લખી હતી પણ કોઇપણ કાગળ લખનારી કુતરાની ન્યાયપૂર્વક માલિક કપિલને જણાઈ નહિ જેણે રૂપિયા મોકલ્યા હતા, તેને કપિલે રૂપિયા પાછા મોકલ્યા, બાકી બધાને કાગળ લખીને ખબર આપી

બીજા પણ બે ત્રણ દિવસ એવી જ રીતે કાગળો આવવા લાગ્યા પણ કુતરાના માલીકનું કંઇ પણ ઠેકાણું મળ્યું નહિં

એટલા વખતની અંદર કુતરા ઉપર કપિલને માયા પણ બેસી ગઈ હતી વિગતનો નિસાસો નાખીને તે બોલ્યો-" હાશ-નિરાંત થઇ-કુતરૂં હવે મ્હારૂં જ થવાનું"

૩.

પાંચ મહિના ચાલ્યા ગયા છે શીયાળો વીતીને વસન્તમાસ આવ્યો છે હવે રોજને રોજ એ વૃષ્ટિ થતી નથી, એ બરફ પણ પડતો નથી, એ ધુમ્મસપણ હોતું નથી દિવસને વખતે ઘરમાં હવે દીવા સળગાવવા પડતા નથી ઝાડે ઝાડે નવા પાંદડા આવવા લાગ્યા છે, બાગે બાગે ફુલ ફુટવા માંડ્યા છે સૂર્યદેવ હવે દર્શન-દુર્લભ નથી

કૃષ્ણચરિત્ર કિં ૧-૮-૦ એન એમ ત્રિપાઠી, એન્ડ કંપની, મુંબાઇ

કુતરૂ આ પાચ મહિનામા રહેજ રહાજ મ્હોટુ થયુ છે—તોપે જાત ન્હાની એટલે વધારે વધ્યુ નથી તો અત્યારે માસ ખાવાને મળે છે શિકારી થયુ છે રસોડામા જઇને ઉંદર મારવાને માટે બેસી રહે છે ઉંદર નજરે પડતા જ તેને પકડવાને દોડે છે વચ્ચે વચ્ચે એકાદ બે પકડી પણ લે છે બાગમા રાબિન પખીનુ ટોળુ આવીને બેસતા, ટૅબિ ધસી જાય છે તેઓ ચીચીઆરીઓ પાડતા પાડતા ફર્ ફર્ કરતા ઉડી જાય છે

તે દિવસે રવિવાર હતો બપોરના બે વાગ્યાને વખતે કપિન ડિનર પૂરૂ કરીને પોતાની રૂમમા જઇને બેઠો ગૃહસ્થ ઘરોમા બીજા દિવસોએ ડિનર સાંજ પછી જ ખાવાનુ હોય છે, ફક્ત રવિવારે જ તેમ નથી હોતુ રવિવારે સાંજને વખતે ચાકર ચાકરડીઓને છૂટી આપવામા આવે છે તેઓ મરજીપ્રમાણે હરી ફરીને ફરી તે જ રાત્રે દસ વાગતાને સમયે ઘેર પાછા જાય છે તેથી જ રવિવારે સાજને વખતે રસોડાના ચૂલા સળગતા નથી, રાત્રે લોકો ટાઢુ જ ખાવાનુ ખાય છે

પોતાના રૂમમાં સોફા ઉપર અઢેલીને પાઇપ તાણતે તાણતે ઉંઘથી કપિલની આંખો ઘેરાવા લાગી ટૅબિ જાગૃત રહીને આખા ઘરમા ભટકવા ફરતો હતો એકાએક તે બારી ઉપર કુદકો મારીને બહાર કંઇ જોઇને ભક્ ભક્ કરીને ભસવા લાગ્યો એના ભસવાથી કપિલની તન્દ્રા ઉડી ગઈ બહાર નજર કરીને જોયુ તો, એક કાકિ જતો હતો તેને જોઇને જ કુતરૂ ભસતુ હતુ બહાર તડકો સખત હતો

કપિલે ઉભા થઇને રૂમાલથી આંખ મ્હો લ્હોઇને કહ્યુ—"કેમ ટૅબિ, ફરવા આવીશ ?" પ્હેલા બે ચાર દિવસ ટૅબિ સાથે તે ઇંગ્રેજીમા બોલતો હતો પણ જ્યારથી બે જણ વચ્ચે ગાઢ સબધ થઇ ગયો હતો ત્યારથી કપિલ ગુજરાતી બોલવા લાગ્યો હતો મનની વાત માતૃભાષા વિના કઈ બીજામા કહી શકાય ? એટલે ટૅબિ હવે ગુજરાતી બરાબર સમજી શકતો હતો

ટૅબિએ કુદી કુદીને તેના આ પ્રસ્તાવને અનુમોદન આપ્યુ

કપિલે પછી કપબોર્ડ ખોલીને તમાકુનું ટિન બહાર કહાડીને, પાઇપ ભરી લીધી એક નવી દિવાસળીની પેટી લીધી અર્ધુ વાચેલુ એક નવલકથાનુ પુસ્તક બગલમા મારીને, લાકડી લઇને, ટૅબીની સાથે ફરવાને માટે તે બહાર ચાલ્યો

બહાર આવીને કપિલે રીજેન્ટસ પાર્કનો જ રસ્તો લીધો નોકરની સાથે સાથે એ જ પાર્કમા ઘણીવાર ટૅબિ ફરવા જતો હતો—ત્યાં જઇને રમવાનુ એને ઘણુ ગમતુ હતુ થોડેક દૂર સુધી શેઠની પાછળ પાછળ ચાલીને, પછી તેનાથી આગળ તે ચાલવા લાગ્યો કુતરાએ ચાલતુ જોઇએ શેઠની પાછળ પાછળ, એવો સુસભ્ય કૂતરાની જાતનો દસ્તુર અથવા 'ઍટિકેટ' છે તે ટૅબિ સારી રીતે જાણતો હતો, છતાં આનન્દના આવેશમા તે આજ વધુ વખત 'ઍટિકેટ'ને સાચવી શક્યો નહિ—આગળને આગળ જ તે ચાલ્યો ગયો ટૅબિ આગળ આગળ દોડે અને વચ્ચે વચ્ચે પાછુ ફરીને જુએ કે શેઠ આવે છે કે નહિ એવી રીતે કેટલીક મીનીટ સુધી ચાલીને બન્ને રીજન્ટસ પાર્કની અદર આવી પહોચ્યા

દયારામનો અક્ષરદેહ. રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

એક તો રવિવાર હતો અને તેમાય કેટલાક દિવસ પછી આજ સૂર્ય ઉગ્યો હતો એટલે, પાર્કમા એળનારે મેળો ભરાઈ ગયો હતો સારા વેશમા સજ્જ થએલી ઘણી બાનિમ કિશોરી અને યુવતીઓથી સ્થાન ભરચક ભરાઇ ગયુ હતું ન્હાનાં ન્હાના છોકરા છોકરીઓ અનરના આનદથી દોડાદોડી કરતાં ફરતા હતાં ઘણાં જણ બેન્ચો ઉપર બેસીને વાતોચિતો કરતા હતા. ગાઇ ગાઈ ચોપડીઓ વાચતા હતાં

વચ્ચે વચ્ચે થોડીક જગ્યાને ઘેરી લઇને ફુલોનો ખેતર હતા કોઈ જગ્યાએ ફરગેટ-મી નૉટમ ફુટીને તે જગ્યા એળારાર તદ્દન જાબુડીઆ જાબુડીયા થઇ રહી હતી કોઇ જગ્યાએ અસખ્ય લીના પાદડાંની અદર પ્રિમરોઝ વાયુના ડોલનથી મૃદુ મૃદુ હસતા હતા

ટૅમિને લઇને કપિને પ્હેલા તો થોડુ ક ચક્કર માર્યું સુદર કુતરાને જોઇને કોઈ કોઈ આદમી બાનટ બાનિકા તેને પકડવા આવ્યા ટૅમિ દોડીદોડીને તેમની સાથે રમત કરવા લાગ્યો.

કેટલાક વખત ફર્યા પછી કપિલ તેંજ બેચની પાસે આવી પ્હોચ્યો, જે જગ્યાએ ચાર અદિના ઉપર ટૅમિ તેને મળી આ યો હતો. બેચ ખાલી છે જોઇને કપિન ત્યા જ બેઠો-કુતરૂં પણ ફરી પડીને તેની પાસે બેઠુ

કપિને ખીસ્સામાથી પાઇપ અને તમાકુ બહાર કહાડીને પાઇપ સળગાવી તેની આગળ થઇને તઝેમેના આવેલા કેટલાક લોકો આવતા જતા હતા. રસ્તા તરફ જોઇજોઇને આગમ ની તે ધુમાડા તાણવા લાગ્યો

કેટલાક વખત પછી કપિએ જોયું કે એક જણી સારા કપડામા સજ્જ થયેલી વયોવૃદ્ધ સ્ત્રીની સાથે બાર તેર વર્ષની એક સુદર કન્યા, મૃદુમૃદુ પગલાં માડતી તે તરફ ચાલી આવે છે નજીક આવીને, તે બાનિકા કપિનના કુતરા તરફ એકદષ્ટિએ જોતી જોતી ચાલી ગઈ એ જોઇને કપિનને કઇ આશ્ચર્ય લાગ્યુ નહિ કારણ કુતરૂ દેખાવમા ઘણુ સુન્દર હતુ જાણીને વણુંકા અને તેમાય ખાસ કરીને બાનિકાઓ, તેની તરફ જોઈ રહેતાં હતા.

એ બેઉ કપિનને મુકીને થોડેક દૂર આગળ જતા, બાનિકાએ તે વૃદ્ધાને કંઈક કહ્યુ બન્નેએ તે જગ્યાએ ઉભા રહીને પાછુ વાળીને જોયુ કઇક વાત કરવા લાગ્યા તેઓ બન્ને જણા, કાકરાને રસ્તેથી ઘાસમાં ઉતરીને, ધીમે ધીમે કપિનની બેચની નજીક આવી પ્હોચ્યાં. વૃદ્ધા કપિનના તરફ જોઇને સ્મિતમુખે બોલી, "કુતરૂ ઘણુ સુદર છે"

કપિન તરત જ ટોપી ઉતારીને ઉભો થયો બોલ્યો, "*I am glad you think so.*" (આપ એવુ માનો છો, એમ જાણીને મ્હને આનદ થયો )

વૃદ્ધાએ કહ્યુ, "અમે અહિ થોડો વખત બેસીએ ? કુતરાને થોડાક વખત રમાડના દેશો ?"

કપિએ કહ્યુ, "*O! certainly Nothing would give me greater plea-sure* (જરૂર, બેશક, એના કરતાં મ્હને બીજુ કશુ વધારે આનદ આપી શક્શે નહિ )—

કહેતે કહેતે કપિલે હાથમાંની પાઇપ ઉંચી કરીને બેંચ ઉપર ઠોકી. થોડીક અડધી બળેલી તમાકુ ઘાસ ઉપર પડીને ધુમાડો કહાડવા લાગી

શેઠને ઉભો રહેલા જોઇને કુતરું પણ બેન્ચ ઉપર ઉભું થઇ ગયું હતું વૃદ્ધ સ્ત્રી બાલિકાની સાથે બેન્ચ ઉપર બેઠી–કપિલ પણ બેન્ચને એક છેડે બેઠો વૃદ્ધાએ કુતરાને ખોળામાં લીધો છોકરી તેના શરીરપર મુગી મુગી હાથ ફેરવવા લાગી

ટૅમિ વૃદ્ધાના ખોળામાંથી ઉઠીને શેઠપાસે જવામાટે સ્હેજ ઉતાવળુ થઇ રહ્યું વૃદ્ધા તેને જોરપૂર્વક પકડી રહી ટૅમિ પ્રશ્નપૂર્ણ નયને કપિલ તરફ જોવા લાગ્યો–તેનો ભાવ જાણે એવો હતો કે,–"આ લોકો કોણ છે? મ્હને આમ કેમ કરે છે? ઉતરવા દેતા નથી!–મઈ ભસ્યા કરતું કે એક બચકુ? એ તો કદાચ અસભ્ય લાગશે–નહિ? કંઇ બોલતા કેમ નથી?"

છોકરીએ એટલામાં કુતરાનો ડાબો કાન પકડીને, તેની ટોચના વાળ આઘા ખસેડીને કહ્યું, "મા જો" વૃદ્ધા વાંકી વળીને જોવા લાગી. કપિલે પણ જોયું કે, કાન તે જગ્યાએથી એ આનીની જેટલો કાપેલો છે વાળમાં ઢંકાયેલો હોવાથી તે દેખાતો ન્હોતો વૃદ્ધા કન્યાના મ્હોસામુ જોઇને મૃદુ સ્વરે બોલી, "બરોબર"

બાબત શુ છે, એ કપિલ કશુ પણ સમજી શક્યો નહિ તેના મનમાં સહજ શંકા જ ઉઠી–ત્યારે શુ આમનુ જ આ કુતરુ હશે?

ટૅમિને ખોળામાંથી ઉતારીને વૃદ્ધાએ ઘણા વિવેકથી પુછ્યુ, "આપ શુ હિંદુસ્થાનના વતની, વિદ્યાર્થી છો?"

કુતરૂ ગુમાવવાની આશંકાથી કપિલનુ મ્હો સુકાઈ ગયુ તેણે જવાબ આપ્યો, "હા"

"શુ ભણો છો તમે?"

"કાયદાનો અભ્યાસ કરૂ છુ"

"ક્યા? લિનકન્સ ઇનમાં? ત્યા મ્હારો એક ભત્રીજો ભણે છે"

"ના. હું ગ્રેઝ ઇનમા ભણુ છુ"

"ઠીક ઠીક કેટલા દિવસથી આ દેશમા છો? તમને આ બધુ પુછુ છુ તેથી કંટાળતા તો નથીને?"

"ના ના કંટાળાની વાત શી! મ્હારા સમન્ધી તમે જીજ્ઞાસુ થયા છો એ તો મ્હારે ગૌરવની વાત હું આ દેશમા અઢાર મહિના ઉપરથી છુ"

વૃદ્ધા કેટલોક વખત મૂગી રહી કપિલ વિચાર કરવા લાગ્યો હવે હુ ધારૂ છુ કે કુતરાની વાત નકકી પુછશે!

વૃદ્ધાએ પુછ્યુ "ઠીક આ કુતરાની ઉમ્મર કેટલી છે?"

"તે તો બરોબર ખબર નથી વરસેકનુ હશે એમ લાગે છે"

સંસાર-પંથ. (નાટક) રૂ ૦–૧૨–૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ.

"કુતરૂ પણ શાન્ત છે! ઠીક એને તમે વેચાતું લીધુ હતું કે કોઇ એક મિત્રે તમને ભેટ આપ્યુ હતુ ?"

કપિન સમજ્યો, હવે વખત આવી પોચ્યો છે ઘડી એકને માટે તેના મનને લાગ્યુ થઇ કે,–જુઠ જ કહી દઉં કે એ વેચાતુ લીધુ હતુ—એમા મ્હને પકડનાનુ કોણુ હતુ ?

પણ એ પ્રવૃત્તિ તેને ન થઇ તે બોલ્યો, " એ કુતરો મ્હને જડી આવ્યો હતો '

બાનિકાએ અત્યાર સુધી કપિલની સાથે કાંઈ પણ વાત કરી ન હોતી આ વખતે આગ્રહ સાથે બોલી ઉઠી, ' તમને એ કયાથી જડયો હતો ?"

કપિન ગભીરતાપુર્વક બોલ્યો, " આ જગ્યાએથી જ આજ બેન્ચ ઉપર, પાચ મહિના થયા, કુતરૂ બેઠુ હતુ તે વખતે ઝુપ ઝુપ કરતો બરફ વરસતો હતો કુતરૂ આજ બેન્ચ ઉપર બેઠેલુ હતુ, પાસે કોઇ પશુ કે બીજો જનપ્રાણી કોઈ હતુ નહિ હું કુતરાને ઘેર લઇ ગયો હતો— નહિ તો આ ઠેકાણે જ તે દિવસે તે મરી જાત "

કપિન મુગો રહ્યો, તેનો શ્વાસ ઘણા જોસથી ચાલતો હતો તેના મનને થયુ કે જાણે પોતે ચોરીના ગુન્હાનો અપરાધી થયો છે–કોર્ટમા જવાબ આપે છે બાનિકા અને તેની માતાએ અર્થપૂર્ણ દૃષ્ટિથી એક બીજાની સામે જોયુ

કપિન પછી તરત જ બોલ્યો, " મ્હેં એને ઘેર લઇ જઇને આગની આગળ રાખીને, તેને ખાવાનુ આપીને, તેનો પ્રાણ બચાવ્યો બીજે દિવસે " ડેલિ ટેલિગ્રાફ " નામના ન્યુસ-પેપરમા જાહેરખબર આપી ત્રણ દિવસ ઉપરાઉપરી તે જાહેરખબર છપાઈ હતી અનેક કાગળો પણ મ્હને મળ્યા હતા પણ જેનો એ કુતરો હશે તેની કંઈ પણ તપાસ મળી નહી "

કપિનનુ મ્હો આ વખતે ફીકકુ પડી ગયુ હતુ વૃદ્ધા તેના મુખ તરફ થોડીવાર જોઈ રહીને બોલી, " કુતરાના ગળામા કૉલર ન્હોતો, નહિ ? "

કપિને કહ્યુ, " ના કૉલરમાં જો કદિ કુતરાના માલિકનુ નામ ઠેકાણુ લખેલા હોત તો, તેને માટે મ્હારે ન્યુસપેપરમા જાહેરખબર આપવી પડત નહિ "

બાલિકા બોલી " કુતરૂ સાકળીથી બાધેલુ હતુ ? કૉલર સ્હેજ ઢીલો હતો ?"

કપિને કહ્યુ, ' ત્યારે, આ કુતરૂ શુ આપનુ જ છે?"

વૃદ્ધાએ કહ્યુ, " હા મ્હારી કન્યાનુ જ એ કુતરૂ છે ફક્ત ચહેરો જ જોઇને એ હુ કહેતી નથી પણ જ્યારે કુતરો ખોવાયો' હતો, તેના બે મહિના ઉપર એક બિલાડીએ તેના ડાબા કાન ઉપર બચકુ ભર્યું હતુ અને ત્યા ઘા પડયો હતો છેવટે Vet–ની પાસે મોકલવો પડયો હતો એ કાન તેમણે કાપી નાખ્યો હતો—આ જુઓને" કહીને ટૅમિના કાન ઉપરથી વાળ આઘા કરીને, તે જ બેઆની જેટલો કાપેલો ભાગ તેણે બતાવ્યો

વૃદ્ધાએ કહ્યુ " કુતરૂ ખોવાયા પછી " Times "માં મ્હે એક અઠવાડિયા સુધી જાહેર-ખબર આપી હતી પણ કુતરાના કશો પણ પત્તો મળ્યો નહોતો ત્યાર પછીથી કુતરૂ પાછુ

કવિતાપ્રવેશ, રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

મળવાની આશા મુકી દઇને અમે દક્ષિણ ફ્રાંસ તરફ ચાલ્યા ગયા હતા એક અઠવાડિયુ જ થયુ ફકત ત્યાંથી અમે અહીં પાછા આવ્યા છીએ "

કપિને કહ્યું "મ્હે "*Times*" ન્હોતુ જોયુ "

વૃદ્ધાએ કહ્યુ "નક્કી જ, આપે તે જોયુ નહિ હોય કદાચ જો જોતુ હોત તો, તો તેજ વખતે કુતરૂ અમને પાછુ મળી શકત હવે કુતરૂ શુ—"

કપિને કહ્યુ, "બેશક જો ખરેખર કુતરૂ તમારૂ જ હોય તો તમે એને લઈ જાવ"

વૃદ્ધાએ કહ્યુ, "પણ-આપે-કુતરાનુ આ પાચ મહિના પોષણ કર્યું છે એની ઉપર નિશ્ચય આપને માયા બેસી ગઇ હશે એવે વખતે, કુતરૂ આપની પાસેથી પાછુ લેવુ એ તો, અમને યોગ્ય લાગે નહિ કેમ શુ કહે છે ફ્રેનોરા?"

ફ્રેનોરા કુતરાને છાતી સરસો ચાપીને વ્યાકૂળ નેત્રથી કપિનના મ્હામુ જોઈ રહી ઉલટે બોલી, "કુતરાને છોડતા આપને શુ ઘણુ દુખ લાગશે મહાશય? એમ જો ન હોય તો અમને આપો એને ઘણુ જ વ્હાલી હતી આ પાચ માસ થયા એને માટે મ્હારા મનને દુઃખ થયુ છે"

વૃદ્ધાએ કહ્યુ "એ તો ખરી વાત છે કુતરૂ ખોવાયા પછીથી બે દિવસ સુધી તો એણે કઇ ખાધુ પણ નથી તે જ વખતથી જ્યારે ને ત્યારે એ કુતરાની જ વાતો કર્યા કરે છે આજ સ્વપ્નામા પણ—"

કપિને કહ્યુ 'ઠીક, તો એ કુતરૂ આપ લઇ જાવ."

વૃદ્ધાએ કહ્યુ, "પણ ફ્રેનોરા—એ શુ ઉચિત કહેવાને? આ કુતરૂ આટલા દિવસ સુધી એમણે પોષ્યુ છે બને તે એ જ એને રાખે હુ તને ઘણુ સરસ બીજુ કુતરૂ લઇ આપીશ—આનાથી પણ ઘણુ સરસ"

ફ્રેનોરાની આખો અશ્રુથી ભરાઇ ગઇ તે બોલી 'ના મા, બીજુ કુતરૂ મ્હારે નથી જોઇતુ આ કુતરૂ જ મ્હારે તો બધા કરતા સારૂ છે એ તો આપણને આપે તો એમને કઇ પણ દુખ નહિ થાય, એમ એ કહે છે કેમ નહિ મહાશય?"

કપિને કહ્યુ, "ના, એમાં દુખ શાનુ? તમારૂ કુતરૂ તમે જ લઈ જાવ"

વૃદ્ધા પછી મીઠા વચનથી કપિનને અનેક ધન્યવાદ આપવા લાગી પોતાના ઠેકાણાનુ એક કાર્ડ બહાર કહાડી તેણે કપિનને આપ્યુ કપિનની સાથે કાર્ડ તો હતુ નહિ એટલે તેનુ નામ ઠેકાણુ વૃદ્ધાએ લખી લીધુ છેવટે "કહ્યુ તમે અત્યારે કોઇ કામમા રોકાયલા છો શુ?"

"ના"

"*Will you do us a very great favour*" (અમારી ઉપર આપ એક મ્હોટો ઉપકાર કરશો?)

'*I am at your service*" (હુ તમારી સેવામાં છુ)

"અમને જો ઘરસુધી પ્હોંચાડી દો તો મ્હોટો ઉપકાર."

"ઠીક તો જ્યારે ઠહેરો ત્યારે"

"ત્યારે ચાલો અમારી 'કાર' બ્હાર ઉભી છે"

ફ્લોરાએ કુતરાને ખોળામાથી નીચે ઉતાર્યું પછી બધા દરવાજા તરફ ચાલ્યા

મ્હાનો હાથ ઝાલીને કપિલે તેને મોટરકારમા બેસાડી ત્યાર પછી ટેમિને મ્હડા યો પણ તરત જ તડુક ઠરનોઠને તે નીચે કુદી પડયો બીજી વાર કપિલે તેને પકડતા જ, તે આકળ વિકળ કરવા લાગ્યો—ક્રોધ પણ રીતે તે આવે નહિં આકુળચિત્તે તે કપિનના મુખ તરફ જોઇને જાણે ઠટેવા લાગ્યો, "ક્યા મોકનો છો તમે મ્હને ?"

મ્હાએ—એનુ નામ મિસિસ્ કૉનન્સ હતુ—કહ્યુ, "મીસ્ટર મહેતા ! તમે બેસી જાવ, એ એની મેળે અંદર આવશે"

કપિન પછી 'કાર'મા બેઠો ટેમિ પણ તડુક કરતો અને કુદીને પગથીઆ ઉપર ચડયો. પગથીઆ ઉપરથી અંદર જઇ, પોતાના શેઠના પગની આગળ ભરાઇને બેસી રહ્યો

મિસિસ્ કૉનિન્સે કહ્યુ, "રસ્તે એક જગ્યાએ એક મિનિટને માટે સ્હેજ કામ છે" કરીને શોફરને એક ઠેકાણુ કહી દીધુ

ગાડી ચાલી કેટલીક વખત પછી એક ઘરની સ્હામે તે ઉભી રહી—બ્હાર સાઇન બોર્ડ હતુ

*Mr George Randall*
*Veterinary surgeon*

—ચાલુ

---

# ચંદ્ર અને તારા.

લેખક—રા કંચનલાલ જગજીવનદાસ માસ્તર.

આકાશમા ઉદ્યાનમા તારા શિશુઓ ખેલતા,
ચન્દા ભગિની શ્વેત પટકૂળ પ્હેરીને આવી ત્યહા,
બન્ધુઓ રમતા રમતે નિજ બ્હેન સાથે પ્રીતથી,
ચન્દા ચતુરી અભ્ર તરની ઓથમાહીં છૂપતી

આ વ્યોમના વારિધિમા ચન્દા રૂપેરી માછલી,
ઘડીવાર જલપર આવતી, ઘડીવાર જલમા ડૂબતી,
તારા શિશુઓ ખેલતા સાગર મહીં મસ્તી કરે,
તે માછલી રૂપેરી સાહ વ્યય યાનો આદરે

આ વ્યોમના મેદાનમા તારા શિશુઓ ખેલતા,
ચન્દા રૂપી કન્દુકને અહીં તહીં કરે ઉછાળતા
મેદાન પાસેના પયોધરકુંજમા જઈ તે પડે,
અન્તે લીનોત્સુક બાલુડાંને શોધતા નક્કી જડે

---

૧ સંતા કુકડી' નામની એક જાતની નાના છોકરાઓની રમત. (Hide and seek)

# મનુષ્યજીવનનો મર્મ.

લેખક—રા. પુષ્કરરાય વામનરાય મહેતા, એમ એ એલએલ બી.

અગીઆરસનો દિવસ હતો પૂર્વજોના વખતની રૂઢિ મુજબ એ દિવસ હું હમેશા પવિત્ર ગણુતો સવારમા સ્નાન સધ્યા કરી, આખો દિવસ ઈશ્વરનુ સ્મરણુ કરી, તેનામા જ ધ્યાન રોકી મનન કરવાના ઈરાદાથી હું એક ઉંચી ટેકરી ઉપર ચડી ગયો હતો. શિખર ઉપર પહોચી આસપાસની સૃષ્ટિસોંદર્યતા નિહાળતો, મનુષ્યજીવનની અસારતા વિશે તર્કો કરવામા સરી પડ્યો હતો, એવા વિચારો કરતો હું એ જ નિર્ણય ઉપર આવ્યો કે મનુષ્યમાત્ર એક મિથ્યા માયા છે–જીવન માત્ર એક નિરર્થક સ્વપ્ન છે પાસેના એક શિખર ઉપર દૃષ્ટિ ફેરવતા ત્યા મેં એક ભરવાડને ઉભેલો જોયો તેના હાથમા એક વાસળી હતી મેં તેના તરફ જોયુ એટલે તેણે વાસળી વગાડવા માડી આહ ! શુ મધુરો ધ્વનિ ! આવુ સુસ્વર સગીત મારી આખી જીદગીમા મે કોઈવાર સાભળ્યુ નહોતુ સતજનોના આત્મા સ્વર્ગદ્વારમા પ્રવેશે તે સમયે તેમના કષ્ટોને દૂર કરવા જે દૈવી સગીત થતુ વર્ણવામા આવે છે તેનુ જ ખરેખર મને અત્યારે સ્મરણ થયુ બ્રહ્માનદનો જ મને અનુભવ થયો.

આ ટેકરી ઉપર કોઈ દેવતાનો વાસો હતો એમ કહેવાતુ હતુ ઘણાકોએ તેનુ સગીત સાભળ્યુ હતુ, પરતુ કોઈએ તે સગીત કરનારને મૂર્તિમત જોયો નહોતો આશ્ચર્યચકિત થઈ હું તે દેવતાઈ પુરૂષને નિહાળી રહ્યો હતો, તેવામા તેણે ઈસારો કરી મને તેની પાસે તેડ્યો પૂર્ણ માનસહિત હુ તેની આગળ ગયો, આનદથી મારૂ હૃદય છેક જ પિગળી ગયેલુ હોવાથી મેં તેના પગ આગળ પડી નમસ્કાર કર્યા અને પછી રડી પડ્યો તે દેવતાઈ પુરૂષ એવી સૌજન્યતા અને અનુકપા ભરી દૃષ્ટિથી મને નિહાળીને હસ્યો કે હુ તેના તરફ વધારે આકર્ષાયો અને મારી બીક તદ્દન જતી રહી તેણે મને હાથ ઝાલી ઉભો કર્યો અને કહ્યુ "માનવી, મે તારા અતરના વિચારો જાણ્યા છે મારી પાછળ આવ" તેણે મને એક ઉંચા શિખરની ટોચે ચડાવ્યો ને કહ્યુ "પૂર્વ તરફ દૃષ્ટિ ફેરવ અને જે દેખાય છે તે કહે"

મેં કહ્યું "હું એક અતિ મોટી ખીણ જોઉં છુ, જેમાં થઈને એક બળવાન પાણીનો પ્રવાહ પૂર જોસથી વહ્યો જાય છે"

"એ ખીણ" તેણે કહ્યુ "એ વિપત્તિ અને ક્લેશની ખીણ છે અને પ્રવાહ તે અનન્તતાનો પ્રવાહ છે'

મેં પૂછ્યું "તે પ્રવાહ અતિ ગાઢ અન્ધકારમાથી શરૂ થાય છે અને તેવા જ ભયભીત અન્ધકારમાં અદૃશ્ય થાય છે તેનો અર્થ શુ ?'

"પ્રવાહનો જે ભાગ તને દેખાય છે" તેણે ખુલાસો કર્યો "તે અનન્તતાનો એક અશ છે જેને આપણે કાળના નામથી ઓળખીએ છીએ અને સૂર્યની ગતિથી માપીએ છીએ બન્ને બાજુએ અધકારથી છવાયેલા આ પ્રવાહનુ તુ હવે બારીકાઈથી નિરીક્ષણ કર અને તને શુ માલુમ પડે છે તે કહે"

ચુનારામગિરીનો ગજબ ( સચિત્ર વાર્તા ) રૂ ૨–૦–૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

મેં કહ્યું, "પ્રવાહની મધ્યમાં હું એક પૂલ ઉભેલો જોઉં છું"

"એ પૂલ" તેણે કહ્યું "તે મનુષ્યનું જીવન છે એને ધ્યાનથી તપાસી જો"

બારીકાઇથી તપાસતાં મને જણાયું કે તે પુલ એકંદર એકસો કમાનોનો બનેલો હતો જેમાંની સીત્તેર આખી હતી અને બાકીની ભાંગેલી હતી. હું કમાનો ગણતો હતો તે વખતે તે દેવતાઇ પુરૂષે મને કહ્યું કે "આ પૂલને મૂળ એક હજાર કમાનો હતી, પરન્તુ રેલ આવવાથી ઘણી ખરી કમાનો ઘસડાઈ ગઈ અને બાકીનો પૂલ હાલની જીર્ણ અવસ્થામાં ટકી ગયો પણ એ પૂલ ઉપર તને શું દેખાય છે?"

મેં કહ્યું "લોકોના ટોળા ને ટોળા એના ઉપરથી જતા જોઉં છું બન્ને છેડે ઘોર અન્ધકાર છવાઇ ગયો છે" વધારે ધ્યાન આપીને તપાસતાં મને જણાયું કે પુલમાં ઘણાં છટકીયાં મૂકેલાં હતાં જેના ઉપર લોકો પગ મૂકતા કે તરત જ નીચે વહેતા જોસમ. પ્રવાહમાં પડી ગરક થઈ જતા હતા આ છટકીયાં અદૃશ્ય હતાં પુલની શરૂઆતમાં આવાં છટકીયાં ઘણાં અને પાસે પાસે મૂકેલાં હતાં જેથી લોકોના ટોળાં અંધકારમાંથી પૂલ ઉપર ધસી આવતાં કે તરત જ તેમાંનો મોટો ભાગ નીચે જતો પુલના મધ્યભાગમાં છટકીયાં થોડાં અને મોટા અન્તરે મૂકેલાં હતાં, પરન્તુ આખી કમાનોનો અન્ત આવતો હતો તે જગ્યાએ વળી વધારે અને પાસે પાસે મૂકેલાં હતાં ઘણા જ થોડા લોકો પડતા આખડતા ભાંગેલી કમાનો ઉપરથી ચાલતા દેખાતા હતા તેઓ પણ આટલી લાંબી મજલના પરિશ્રમથી થાકીને આખરે પ્રવાહમાં પડી ઘસડાઈ જતા હતા કેટલાકો પૂર આનંદમાં નિર્ભય-પણે ચાલતા ચાલતા અણચિન્તવ્યા છટકીયાંમાં સપડાતા હતા, કેટલાકો આકાશ તરફ દૃષ્ટિ રાખી વિચારગ્રસ્ત સ્થિતિમાં ચાલતા ચાલતા નીચે પડતા હતા, ઘણાએ તેઓની આગળ ઉડતા પરપોટાઓની પાછળ દોડતા, પ્રવાહમાં પટકાઈ પડી ગરક થઈ જતા હતા, આ લોકોમાં કેટલાક હાથમાં નગ્ન કટારો લઇને તો કેટલાક દવાની બાટલીઓ લઇને પૂલ ઉપર આમતેમ દોડાદોડ કરતા હતા અને સલામત જગાએ ચાલતા લોકોને છટકીયાં ઉપર ધકેલી દઈ પ્રવાહમાં ઝંપલાવી દેતા હતા.

આવો ખેદજનક દેખાવ જોતો આશ્ચર્યમાં ગરકાવ થઈ વિચાર કરતો હું ઉભો હતો તેવામાં પેલા દેવતાઇ પુરૂષે મને કહ્યું "હવે એ પૂલ ઉપરથી તારી દૃષ્ટિ ખસેડ અને કહે કે તને સમજણ પડે એવું કાંઇ તારી નજરમાં આવે છે?"

ઉંચે નજર કરી મેં પૂછ્યું "પૂલની ઉપર આ બધાં પક્ષીઓના ટોળાં આમતેમ ઉડ્યા કરે છે તેનો અર્થ શું? પક્ષીઓમાં ઘણાં ગીધો, કરઢોંકો, સમડીઓ અને કાગડાઓ પણ છે"

"આ પક્ષીઓ" તેણે ખુલાસો કર્યો "તે મનુષ્યજીવનના શાપરૂપ કામ, ક્રોધ, લોભ, મોહ, ઇર્ષા, મદ આદિ વિકારો છે"

મેં એક ગાઢ નિ:શ્વાસ મુકયો "અરે!" મેં કહ્યું "મનુષ્યજીવન કેવળ જ નિરર્થક છે— અસાર છે! કષ્ટ અને મૃત્યુ સિવાય તેને કશું મળતું જ નથી જીવનપર્યંત કષ્ટ વેઠી મૃત્યુના મુખમાં ગરક થઈ જાય છે!"

---

૧ આરતોદય ને સ્વાસ્થ્ય રૂ ૦-૮-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

પેલા દેવતાઇ પુરૂષને મારી દયા આવી હશે તેથી તેણે કહ્યું 'માનવી, અત્યાર સુધી તેં, અનન્તતામાં પ્રવાસ કરતા મનુષ્યના જીવનની પ્રથમ ભૂમિકા જ જોઇ હવે તેના ઉપરથી દૃષ્ટિ દૂર કર મનુષ્યોને ઘસડી લઈ જતો પ્રવાહ જે ગાઢ અન્ધકારમાં અદૃશ્ય થાય છે તેના ઉપર નજર કર"

ફરમાન પ્રમાણે મેં દૃષ્ટિ ફેરવી અને તે દેવતાએ મારી ચક્ષુઓમાં દૈવી તેજ મૂક્યું હોય તેથી કે તે અંધકાર દૈવિશક્તિ વડે તેણે આછો કર્યો હોય તેથી, મેં અત્યાર સુધી દેખાતો અંધકાર દૂર થયેલો જોયો, ત્યાં એક સમુદ્ર પથરાયલો મને જણાયો સમુદ્રની વચમાં ઉભેલો અને તેને બે ભાગમાં વહેંચી નાખતો એક મોટો ખડક હતો તે ખડકના એક બાજુના ભાગ ઉપરનો અંધકાર હજી જેવોને તેવો જ હતો પરંતુ બીજા ભાગના દરિયામાં ફળફૂલાદિથી છવાયેલા અનેક ટાપુઓ જણાતા હતા મનોહર પોષાકમાં સજ્જ થયેલા અને પુષ્પહારથી શણગારાયલા અનેક લોકો તે ટાપુઓ ઉપર હરીફરી અને પુષ્પોના ઢગો ઉપર વિશ્રાન્તિ લઇ આનન્દ મેળવતા જણાતા હતા દૈવી સંગીતનો મધુરો ધ્વનિ અને કલ્લોલ કરતા પક્ષીઓનો કલરવ પણ મારે કાને આવતો હતો આવો આલ્હાદજનક દેખાવ જોઇ મારૂં અંતઃકરણ પ્રફુલ્લિત થયું, પાંખ હોત તો ઉડીને તરત જ તે ટાપુઓ ઉપર જઇ બેસત એવી ઇચ્છા થઇ પરન્તુ મારી ઇચ્છા પારખી જઇ પેલા દેવતાઇ પુરૂષે જણાવ્યું કે 'પેલા પુલ ઉપર જણાતા મૃત્યુ દ્વારમાં પેઠા શિવાય આ સુંદર ગાન્ધર્વ વનમાં જવાનો બીજો રસ્તો નથી આ સુંદર ટાપુઓ તું દેખે છે તેટલા જ ફક્ત નથી કરોડો એવા બીજા ટાપુઓ છે કે જ્યાં તારી દૃષ્ટિ તો શું પણ કલ્પના પણ પહોંચી શકે એમ નથી આ ટાપુઓ ઉપર સત્ પુરૂષો તેઓના સદ્ગુણો અને સત્કર્મોને લઇને વસે છે, કરેલા સત્કાર્યોના પ્રમાણમાં વધતા ઓછા સુખદાયક ટાપુઓ તેઓને વસવા મળે છે એ દરેક ટાપુ સ્વર્ગ જ છે માનવી, આવા સ્વર્ગ પ્રાપ્ત કરવા યોગ્ય નથી શું! આવાં પરમ સુખના ધામ પ્રાપ્ત થઈ શકે એવાં કર્મો કરવાના યોગ જેમાં પગલેને પગલે મળી આવે છે એવું મનુષ્યજીવન શું તને ક્લેશદાયક અને આપત્તિગ્રસ્ત લાગે છે? આવાં દૈવીજીવનનો રસ્તો ખુલ્લો કરી આપનાર મૃત્યુનો શું તને ભય લાગે છે? નહિ, માનવી, વિચાર કર આવી અનન્તતા જેને માટે નિર્માણ કરેલી છે તેવું મનુષ્યજીવન નિરર્થક છે તેવો ખ્યાલ ફરી કદિ કરીશ નહિ"

કેટલીકવાર સુધી આ સુંદર દેખાવ હું એકચિત્તે જોઇ જ રહ્યો પછી મેં કહ્યું 'પેલા ખડકની બીજી બાજુએ અંધકારમાં અદૃશ્ય રહેલું ચિત્ર હવે મને કૃપા કરી દેખાડો" કાંઇ જવાબ નહિ મળતાં હું તે દેવતાઇ પુરૂષ ઉભો હતો તે બાજુ ફર્યો તો તે અદૃશ્ય થયેલો જણાયો મેં પાછી પેલા શિખર તરફ નજર ફેરવી તો પેલી ખીણમાં પ્રવાહ, પુલ અને સુન્દર ટાપુઓની જગ્યાએ ગાયો ને બકરા નિશ્ચિન્ત જીવે ચરતાં દેખ્યાં'

---

૧ સુવિખ્યાત અંગ્રેજ લેખક એડીસનના વિઝન ઓફ મીરઝા ઉપરથી

ઉદ્યાનન્ત (સચિત્ર નવલકથા) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ)

લેખક—રા રોઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

(ચાનુ સચિત્ર ઐતિહાસિક વાર્તા)

પ્રકરણ ૧૯ મુ

### રાત્રિનો જાસુસ.

"અંખીઆં લાગીરે કઉ કયા જાણે દરદીયા—અંખી
જીસ તન લાગે વારી, મોહી તન જાણે, બે દરદીઆ બના જાણે દરદીયા—અંખી

---

"હય સાપકો સીનેમે લગાના અચ્છા, બીછુકો મુઠીમે દબાના અચ્છા,
સબ દહેશતકા કામ કરના અચ્છા, લેકીન ઓરતમે યકીન લાના નહીં અચ્છા"

---

"ચાહે જફાએ જોર કરે યા વફા કરે,
રાજી હે હમ ઉસીમે જો કુછ દિલરૂબા કરે —ચાહે
દિલસા રફીક જીસકા જુદા હો ગયા હો યાર,
વોહ અપની બેકસીપર રોવે તો કયા કરે —ચાહે
જીસને હમારે યારકુ હમસે જુદા કીયા,
વોહ ભી મુરાદ અપની ન પાવે ખુદા કહે —ચાહે
કહેતા મોઈનુદીન હે તુમ્હે મેરે દોસ્તા,
આસા સખીકી મુશ્કેલ મુશ્કેલ કુશા કરે —ચાહે
મોઈનુદીન—

*"A soul exasperated in ills, falls out
With everything, its friends itself"*

*—Addison*

---

**સ**કવાર બાઈ સાસુને મળવાના હેતુથી નીચે આવી બેઠકખાનામા ઉભી સ શાંત હતુ રાત્રિની શાંતિ પ્રસરી હતી સાવિત્રીબાઇના બેસવાના ખંડમા કોઇ માણસો ધીમે અવાજે વાતો કરતા હોય એવો તેને ભાસ થયો અર્ધે ધાસ્તી અને અર્ધ સાવધતાની લાગણીથી પોતાના હાથમા પકડેલ બત્તી તેણે ફુક મારી ઓલવી નાખી અને ધીમે ધીમે

ઈંગ્લંડનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

સાવિત્રીબાઈના ખંડ તરફ આગળ વધી, તે ખંડના દ્વાર પાસે જઈ નીચે બેસી જઈ દ્વારને કાન અડકાડ્યા તે બેઠી હતી તેનાથી થોડે છેટે અંદર કોઇ લોકો બોલતા હતા. સકવારબાઇ જરા પણ હાલ્યા ચાલ્યા વગર, ધબકારા મારતા, તેને ગુંગળાવી નાખતા ધડકતા હૃદય સાથે તે દરવાજા પાસે સાંભળતી બેસી, અને આ ઘરમા અત્યારે શું ચાલતુ હતુ તે જાણવાની અને બની શકે તો જોવાની પણ જિજ્ઞાસા થઈ ઇશ્વર તેની જિજ્ઞાસા તૃપ્ત કરવા સાનુકૂળ હોય તેમ તેણે ધીમેથી હાથ અડકાડતાં એક દ્વાર ખુલતુ લાગ્યુ અને ઘણુ થોડુ તેણે ઉઘાડ્યુ પણ ખરૂં આ પગલુ સાહસિક અને હિંમતવાળુ હતુ દરવાજો અંદરથી બંધ ન હોવાથી તે ઉઘડવા લાગ્યો—જરાક એક આગળ જેટલો ઉઘાડ્યો અને ધીરેથી તે ઉઠી, તેમાંથી અંદર નજર કરી તો ગત પ્રકરણમા વર્ણવેલો પ્રસંગ તેની નજરે પડ્યો તે વચ્ચે બેઠેલા તેજસ્વી તરૂણને ઓળખી શકી નહી, તેમ બીજા બે તરૂણોને તે ઓળખતી ન હોતી ધીમે અવાજે "મહારાજ, સરકાર," આ શબ્દો બોલાતા અને તે તેજસ્વી તરૂણ પ્રત્યે માનથી સર્વ બોલતા સાંભળી એ શિવાજી હોવો જોઇએ એ કલ્પના તરત થઇ તે ચેતી વધુ સાવધતાથી સાંભળવા લાગી તેનો સશય—બાદશાહત સામે કાંઈ પણ કાવતુ રચાય છે તે સશય દૃઢ થયો તેણે તુટક તુટક સર્વ સાંભળ્યુ એટલામા સામેની બારીમા કોઇ ભયકર સાધુની મૂર્તિ તેને દેખાઇ તેને જોઇ અને આશ્ચર્યથી એ મૂઢ બની નગ્દુર સ્વામી તે જ એમ અંદરથી તેના નામ સાથે કાંઇ ઉચ્ચારેલા શબ્દોપરથી તે જાણી ગઈ અને તે પ્રત્યે બોલાતા માન ભરેલા શબ્દો તથા તેમા શિવાજીએ એ મ્હારો રક્ષક છે મિત્ર છે, એવા માન સહ ઉચ્ચારેલા શબ્દોથી તેના ક્રોધની અવધિ થઈ પછી બાબરો પોતાના દીયરને સોંપાયા અને સામેના છુપા ભંડારીયામા તે કાગળો તેણે મૂક્યા, એ સર્વ જોયુ, અને તેઓ છૂટા પડવાનો વખત આવ્યો જાણી તરત ઉતાવળે પણ દબાતે પગલે એ પાછી હઠી અને બાજુના દરવાજામાથી બીજા ખંડમા જતી રહી. તે ગઇ એટલી જ વાર, અને દ્વાર ખુલ્યા અંદરની બત્તીનો ઉજાસ બેઠકખાનામાં પ્રસર્યો અંદરના ગુપ્ત મત્ર કરનાર અને તેને મન બંડખોરો બાહર આવ્યા અને ચાલતા થયા તે પછી સાવિત્રીબાઇ અને મુધોજી આવ્યા અને ઉપર ચઢવા લાગ્યા પુન સર્વત્ર શાંતિ પ્રસરી ઝડપથી તે તે ખાની ચર્ચેના ખંડમા દાખલ થઈ, દરવાજા અડકાવ્યા

તેણે જે જોયુ અને સાંભળ્યુ તેથી વધારે શુ જોઇએ? તેના પિતાએ તેને જે છુપા બનાવો છુપી ટોળીઓ માટે ચેતવી હતી—વારવાર કહ્યુ હતુ તે જ આ બંડખોર ટોળી—બિજાપૂરના બાદશાહની આ બંડખોર કૃતઘ્નિ પ્રજા—ખુદ બાદશાહત સામે, તેના સુબા અફઝલખાનને કેદ કરવાનું ભયંકર કાવતુ રચાતું હતુ—તે હવે સમજી કે તેના પિતાનો તેમના પ્રત્યેનો તિરસ્કાર કેટલે દરજ્જે સત્ય હતો તેમા નગ્દુર સ્વામીની મૂર્તિ જોઇ તે પ્રત્યે માનના શબ્દો અને વળી ખુદ શિવાજીના મુખમાથી—આ નગ્દુર તે જ પોતાના વ્હાલા સરદારનો કરપીણ ખુની—આ સર્વ ખુનીઓ—તેના અગમા ક્રોધના દ્વેષના અગ્નિના ભડકા ઉઠવા લાગ્યા આમ પોતે

સાક્ષરજીવન રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

લીનેના મોગર પળે પળે તેને યાદ આવ્યા વૈરની જબરી ધુનમા એ સર્વ ભૂલી આ અર્જખાન સામે કાવતુ રચાતું હતુ અને તે પણ વળી રોહિડખોરાના દેશમુખના ઘરમા–તેમા લગભગ હજાર-બારસો લોક સામેલ હતા જે ખબર જોઈતી હતી તે આપોઆપ મળી પછી પુછવુ શુ ? તે અહગ ભડારીયા તરફ વધી આ બનાવ વખત તે ખરેખર બેભાનપણે જ વર્તી એક ક્ષણ માત્ર પણ વિચાર કરવા અટકી નહી એક શક્તિ જે તે પોતે વર્ણવી શકતી ન હોતી તેનાથી અત્યારે તે ખેચાતી હતી તે શક્તિ અધ નૈસર્ગિક બુદ્ધિ–આજ્ઞાંકિતપણુ–એ હતી આજ્ઞાંકિતપણામા તે જન્મી અને ઉછરી હતી, તેના પિતાને તેના બાદશાહને પૂર્ણ માનથી અપગ્રહાથી માનવુ, એ જ તેની પવિત્ર ફરજ સમજતી હતી પોતાના ન્હાનાના શબ્દ સનિદથી પિતાપાસે પોતાના બાદશાહ માટે પોતાના પિતૃકુટુ મ માટે હમેશા વર્તવા આનના પોતાના શત્રુપર વેર લેવાની પ્રતિજ્ઞા કરી હતી અત્યારે વખત આવ્યો હતો કાઇ પણ ખોટી શરમ કે પ્રશ્ન વગર પોતાની આ પવિત્ર ફરજ બજાવવાનો વખત આવ્યો હતો એવુ તે માનતી અને તે પ્રમાણેનુ તેનુ અત્યારે વર્તન પણ હતુ આ અત્યારે સાભળેલ તથા જોયેલ પ્રકાર બાદશાહતને ઘણો ઉપયોગી હતો શિવાજી અત્યારે વેલસરમા હતો તેનો રક્ષક નરહરસ્વામી પણ ત્યા જ હતે આ શાહત સામે ભયકર કાવતુ રચાતું હતુ વેલસરમા ખાન આવવાનો હતો, તેનાપર છુપી રીતે હલ્લો કરી તેને કેદ પકડવાનો હતો, તે કાર્ય માટે હજાર બારસો માણસો શુમરીને તૈયાર થયા હતા આના છુપી રીતે એકઠા થવાના સૈન્યથી ખુના મરણી અને લોહી રેડાયા વગર બીજુ શુ થવાનુ હતુ ? તેમના નામો આ સામેની અલમારીમા હતા વધુ શુ જોઇએ તેની આખો હોય વૈરથી, ચમકી પલભર અટકી–આસપાસ ભયથી જોયુ–વખત જવા ન દેવો, હાથ કુદરતી રીતે છુપી ચાપ તરફ દોરાયો આખ મીચાઈ હાથ ચાપપર દબાયો ક્ષણમાત્રમા અલમારી ખલી ગઇ હાથ અદર ગયો, અદરના કાગળો લીધા તરત પોતાની કમ્મર ખોસી દીધા બીજી ચાપ દાબી– અલમારી બધ થઇ આખે શરિરે પસીનો પસીનો થઈ ગયો તે પાછી ફરી–તીસામો લેતા ધડકતી છાતીએ પાસે પડેલ ગાદીપર બેસી ગઈ

તેનુ બેસવુ અને સામેથી દ્વાર ખુલવા એ બેઉ એકી વખત થયા તેણે દ્વાર સામે ભયથી ધડકતી છાતીએ જોયુ હસતો હસતો પોતાનો પતિ અદર આવી પોતાની સામે આ બનાવથી ઉભેલો નજરે પડ્યો, તે ચમકી, એણે પોતાનુ આ કૃત્ય જોયુ તો નહી હોય ? જો એમ હોય તો થઇ રહ્યુ એક પળભર ગભરાઈ તે હાલી કે બોલી શકી નહી તે અત્યારે રીસ યાતની લાગતી હતી તેના ધ્રુજતા અવયવો, તેનો ચ્હેરો, તેના હાથ છાતી, તેની આંખ સારી જેવા જ સદ્દત દેખાતા હતા, આ ધીમા પડતા બત્તીના ઉજાસમાં તેના કાળા ચમકતા નેનો કિચિત્ ભયથી ભરેના ઉશ્કેરણીથી ચમકતા હતા

બાજીરાવે આશ્ચર્ય ન દાખવતા, હાસ્ય કરતા પૂછ્યુ –" રેવિ, અત્યારે આ ખડમા તમે ક્યાથી ? "

Marriage forms under Ancient Hindu Law As 12, N M Tripathi&Co Bombay.—

મુઝ્તા પણ ત ત દ* થતા અવાજે તે બોલી —" હુ આપને મળવા આવી હતી, પણ તે તો ન હોતા, તેથી વિચારોમા મુઝાતી અહીં બેસી ગઇ–" પણ તેના પગ થરથરતા બધ ન થયા

" માતાજી તો નિદ્રામાં પડ્યા હશે ચાલો, હું તમને તમારા ખ મા મૂકી આવું "

'કૃપા થઇ, પણ હુ મ્હારે એકલી જઇશ ' એમ કહી ઉઠી પણ તે તો ત્યાથી ખસ્યો નહી તેની સન્મુખ એમ જ ઉભો રહ્યો સકવારમાઈ પોતાનુ જોર એકઠુ કરતી તેની સામે હિમ્મતથી ઉભી કોઇ ગૂઢ કારણથી સકવારબાઇને અત્યારે તેનો જરા ભય લાગ્યો તે પોતાનો પતિ છે, તેની પોતાપર દુરસ્તી રીતે સત્તા છે, જેનો તે ચાહે તો અમલ કરી શકે છે કાને દરે સિરનળ જવુ હોઇએ પણ તેની આજ્ઞાની જરૂર છે એ પરાધીનતા—એ વિચાર ક્ષણભર તેના મનમા બીજા વિચાર સાથે આ વ્યો

" સ્વામિ, આટલી મોડી રાત સુધી બહાર રખડવા હુ જાણુ છુ કે તમે મોટના મિત્રો સાથે ભમો છો હુ એકલી મુઝાઉ–આ રીતનુ વર્તન મને ઘણુ દુ સહ થશે"

' તમે શુ કહેવા માગો છો તે હુ સમજી શકતો નથી આનુ કારણ તમે પોતે છો "

"હું! હું શાની! એક ત્યજાયલી સ્ત્રી તરીકે આ ઘરમા રહેવા હુ માગતી નથી તમા! સગાઓ– લોકો મ્હારી તરફ હેમની નજરથી વિચિત્ર રીતે જુવે–આજ વેતમનમા જાહેર છે કે તમે પરણ્યાને બીજે જ દિવસે તમારી વહુને ત્યજી જુગારખાનાઓમા રઝળીને ત્યા આખો વખત રખડ્યા છો " ક્રોધથી હલેહાયલી વાઘણ પેઠે ભાન ભૂલતી સકવાર બોલવા લાગી

"પણ બાઇસાહેબ તમે પોતે જ એકાત માંગતા હતા તે મેં આપી એમા મ્હારો શો દોષ? કાલ રાત્રિનુ તમારુ વર્તન અને અત્યારે જ તમારા શબ્દો પણ સૂચવે છે કે મ્હારો સહવાસ તમને ગમતો નથી રાત્રિના જ મેં તમને ખુલ્લુ જણાવ્યુ છે કે તમને મને ચહાતા શીખવીશ ત્યા સુધી આપણે દૂર રહીશુ તે ભૂલી ગયા ?"

"કાલ રાત્રે હુ ઘાડી થાકી ગઈ હતી અને હું ક્ષમા માગવા તૈયાર હતી પણ તમે તો એવિન બેરહમ એક મ ચાલ્યા ગયા અત્યારે હા, અત્યારે તમારો સહવાસ પ્રિયકર નથી કેમ કે આખો દિવસ નીચ હલકટોની સગતમા મોજમજાહ માના આવ્યા વાગ્યુ ખૂબ ચઢાવી તમારા હોઠોની ચડતતા તે જાહેર કરે છે તેનો સહવાસ—'

ને વધુ શબ્દો બોલતા અટકી પોતાની આ હિમત માટે તેને પોતાને આશ્ચર્ય લાગ્યુ તે ગમે તે રીતે અત્યારે એકલી રહેવા માગતી હતી બાલ્ગવ આ સાભળી કોઇ ન બગતા ખડખડ હસી પડ્યો —'વાહવાહ એ પણ ખૂબ–આ પણ નવી વાત–હુ પીધેલો હુ–સરવાર, આ તને સ્વપ્ને પણ કેમ આવ્યુ ? વાહ વાહ–હુ પીધેલ–ઓ ઇશ્વર! આવો ફાસ પણ કેવા થયો છે?

'તમારા મનથી તો શરમ પણ અહીં દૂર જાય છે–હું તમારે ત્યા આવી બે દિવસમા દુખી દુખી થઇ ગઇ બધી આખો જન્મારો કેમ નીતશે ? આ લગ્ન જોર જુલમથી મ્હારાપર બોજારૂપે નાખવામાં આવ્યા છે તમે મ્હારા દુ ખની મશ્કરી કરો છો!'

જરા નબીગાઇ ધરતો બાજીરાવ બોલ્યો –" સત્વાર, સકવાર! તુ શું મને એવો નીચ ધારે છે? હુ ખરા મનથી–અરે, ખરા પ્રેમથી તને ચાહુ છુ! હુ ઇશ્વરને–આમામાતાને સ્મરીને કહુ છુ કે તુ ધારે છે, બધા ધારે છે તેવો મોજીનો રંગીલો દારૂડીયો કે જુગારી હુ નથી હુ પ્રેમનો ભુખ્યો છુ ત્હારો સ્વામી છુ એ ત્હારે ભુલવુ ન જોઇએ હુ સ્વામી તરીકેની મ્હારી સત્તા ત્હારાપર બેસાડવા નથી માગતો ખરા પ્રેમથી તુ મને ચ્હાય એ ઇચ્છુ છુ અને એ શીખનીશ તુ મ્હારા સુખદુઃખની ભાગીયણ છે તુ મ્હારી મિત્ર થા મ્હારા ભાવિની દોરક–માર્ગદર્શક થા આર્યબાળાને એ જ છાજે છે–આર્યધર્મ એ જ શીખવે છે–ખરુ શુ કહુ?"

તે આ સાભળતી શાંત રહી આ પુરૂષ તરફ પૂજ્યભાવની લાગણી ઓચિંતી તેના હૃદયમા ઉભરી આવી. તેને માટે તે મનમા દિલગીર થઇ, પોતાની માફક આ લગ્ન માટે તેને પણ ઇચ્છા ન હોય તે સ્વાભાવિક છે એટલામા તેણે તેનો હાથ પકડ્યો, અને ધીમેથી પણ જરા જોરથી તેને નીચે ગાદીપર બેસાડતો બોલ્યો –"જરા બેસ, મ્હારી સાથે વાત કર ત્હારા થાકેલા મનના વિચાર હુ જાણી ગયો છુ ત્હારા મનમાં ત્હારા પિતાપાસે જવાની ઇચ્છા થઇ છે, નહી?"

તે ના પાડી શકી નહી "હા" એટલો જ શબ્દ ધીમેથી તેના મુખદ્વારે બ્હાર પડ્યો

"આ ત્હારી ઇચ્છા તે મ્હારે મન આજ્ઞા છે સવારના પાનખી તૈયાર કરાવીશ, અને હુ પોતે તને મુકવા શિરવળ આવીશ"

"તમે પોતે, તમે—!"

"હા, હુ પોતે ત્હારી સેવામા હાજર છુ શિરવળ કાઇ દૂર નથી!"

"જેવી તમારી ઇચ્છા" તે ગણગણી આના હૃદયનો ફેરફાર એવો જ છે એક પળ માત્રમા હવે અહીંથી ન જવુ એવુ તેના મનમા આવ્યુ બડખોર મડળ તેમના પુરાના–ખૂની–સર્વ વાત વીસારે પડી અને અહીંથી ન જવાની ઇચ્છા થઇ, અને તેને આધિન થતી તેના બરમા બોલી —

"કાંઇ નહી, એટલી કાંઈ ઉતાવળ નથી તમારે કંઈ પણ અડચણમા પડવાની જરૂર નથી"

"અડચણ, અડચણ શાની? તમારી જોઇએ તેવી ઇચ્છા પાર પાડના ઇછ પણ અડચણ આવે એમ નથી"

"મ્હારે હજી સરસામાન બાધવો—"

"તેની ચિંતા નહીં અમારી દાસી આનદી તેમા મદદ કરશે આનદી પાછળથી સામાન સાથે ગાડાપર આવશે કાર રાત્રે શિરવળ પહોચવુ હોય તો સવારે આપણે વહેલા નીકળવુ જોઇએ બધી વ્યવસ્થા થશે"

"એટલી બધી ઉતાવળ નથી"

| | | | |
|---|---|---|---|
| નોક | નાક | લુણ | લુણ |
| પાની | પાની, પાણી. | પત્ત | હસ્ત |
| પી | પી | સુણ | સુણ (સાંભળવું) |

આ સસ્કાર વગરની ભટકતી પ્રજાએ પોતાની પાસે લખેલુ સાહિત્ય નહિ છતા પોતાની મૂળ ભૂમિની ભાષાના ઘણા શબ્દો કાર્ડિક જમાના વીત્યા છતા જાળવી રાખ્યા છે એ ખરે નવાઇ જેવુ છે જિપ્સી લોકો હિંદુસ્તાનમાથી નિકળી પશ્ચિમ તરફ જતા ઇરાન, આર્મીનિઆ અને ગ્રીસમાથી થઇ આગળ ગયા અને એ ભ્રમણકાળમા એ દેશોની ભાષાના શબ્દો પણ તેમણે વીણી લીધા અને તે છતા હિન્દુસ્તાનમાની ભાષાના શબ્દો તેમની બોલીમા ઘણા રહ્યા છે જિપ્સીઓ પોતાને "રોમ" કહે છે અને પોતાની ભાષાને "રોમાની" કહે છે યુરોપના જુદા જુદા ભાગોમા મળીને જિપ્સી અથવા રોમાનીની આશરે ચૌદ બોલીઓ બોલાય છે જુદા જુદા દેશમા વસતા જિપ્સીઓની બોલીમા તે તે દેશની ભાષાના અંશ આવેલા માલમ પડે છે, અને, ઘણી વાર તો એક દેશમાના જિપ્સીઓની બોલી બીજા દેશમાના જિપ્સીઓ સમજી શકતા નથી આમ છતા, આ બધી બોલીઓમા હિન્દુસ્તાનના શબ્દો અવશ્ય માલમ પડે છે તેથી જિપ્સીઓનુ મૂળ વતન હિન્દુસ્તાન હતુ એનો બહુ મજબુત પુરાવો મળે છે અને આ પુરાવો કોઈ રીતે ખામી ભરેલો ગણી શકાય તેમ નથી હિન્દુસ્તાનમાથી આવ્યા સમધી જિપ્સીઓમા પોતાનામાં કાઇ દતકથા ચાલતી નથી યુરોપમા તેઓ પ્રથમ આવ્યા ત્યારે તેમનામા કેટલાકે એમ કહેલું કે અમે ઇજિપ્તના ખ્રિસ્તી છીએ, અને ઇજિપ્તમા સેરેસન લોકોના જુલમથી અમે ખ્રિસ્તી ધર્મ મુકી દીધેલો, પણ તે પછી પશ્ચાત્તાપ કરતા કરતા સાત વર્ષની યાત્રા કરવા અમે અહીં આવ્યા છીએ કેટલાકે એમ કહેલુ કે પેલેસ્ટાઇનથી હીરોડના ભયથી જોસેફ અને મેરી બાળક ઇસુને લઇને ઇજિપ્ત નાસી આવ્યા ત્યારે અમે તેમને આશરો આપેલો નહિ તેની સજા ભોગવવા અમે નિકળી આવ્યા છીએ આ માત્ર ખ્રિસ્તી પ્રજાઓની સહાનુભૂતિ મેળવવા જોડી કહાડેલી કહાણી હતી.

જિપ્સીઓ ભટકતા નિકળ્યા ત્યારે હિન્દુસ્તાનના કયા ભાગમા વસતા હતા એ વિશે મત બાધવાના કે કલ્પના કરવાના કાંઇ સાધન નથી હિન્દુસ્તાનમાં બોલાતી આર્ય ભાષાઓના શબ્દોચ્ચારના બંધારણમા કાળક્રમે ઘણા ફેરફાર થઈ ગયા છે, અને, એ ભાષાઓમાં ફારસી અને અરબ્બી સરખી પરદેશી ભાષાઓના અનેક શબ્દો દાખલ થઈ ભળી ગયા છે તેમ જ વળી, જિપ્સીઓ પોતાની સાથે જે ભાષા લઇને હિન્દુસ્તાનમાથી નિકળ્યા તે અશુદ્ધિઓથી ઘણી રીતે ખડિત થઇ ગઈ છે અને જે જે દેશોમા તેઓ રહેતા તે તે દેશોની ભાષાઓનું મિશ્રણ તેમની ભાષામા થયુ છે

પરંતુ, જિપ્સીઓની ભાષાનુ પૃથક્કરણ કરતા અને હિન્દુસ્તાનની ભાષાઓ સાથે સરખામણી કરતાં એ અનુમાન નિકળે છે કે જિપ્સીઓના પૂર્વજો પશ્ચિમાભિમુખ થઈ હિન્દુસ્તાનમાથી નિકળ્યા તે સમય ઇસ્વી સનની ૧૦૦૦ ની સાલથી પછીનો હોવો ન જોઈએ.

---

[1] પતિવ્રતા સતિઓ (સચિત્ર) રૂ ૩-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

જિપ્સીઓની ભાષાનુ વ્યાકરણ તપાસતા તેમા હિન્દુસ્તાનની હાલની આર્ય ભાષાઓને એટલા નિકટપણે મળતા આવતા વિશેષ અંશ માલમ પડે છે કે એ અંશો સાથે સાથે બંધાતા ગયા છે એમ માન્યા વિના ચાલે તેમ નથી ઉદાહરણ તરીકે જિપ્સી અને હિંદી ભાષાને સરખાવતા આપણને માલમ પડે છે કે એ બન્ને ભાષામા શબ્દોની વિભક્તિઓ એક જ ધોરણ ઉપર રચેલી છે એ બેમાની એકે ભાષામા ખરેખરી જૂની વિભક્તિ નથી એ બન્નેમા વિશેષણો નામ તરીકે વપરાય છે ત્યારે જ વિશેષણોના વિભક્તિવાળા રૂપાન્તર થાય છે હવે સામાન્ય રીતે એ વાત સ્વીકારવામા આવે છે કે આ અર્વાચીન રૂપો આખા અગીઆરમા સૈકા દરમ્યાન ધીમે ધીમે ધીમે ઉદ્ભવ પામ્યા છે એ સૈકા દરમ્યાન સંસ્કૃત ભાષાનુ પ્રત્યયવાળુ સંયોગમય પ્રાચીન બંધારણ ભાગી ગયુ અને તેમા ગુચવાડો થયો, પણ એ બંધારણ તદ્દન નાશ પામ્યુ નહિ એ પ્રત્યયોને ઠેકાણે જે સાહાય્યકારક ક્રિયાપદો અને અવ્યયો હાલ વપરાય છે તે એ વેળા પૂરેપૂરા સ્થપાયા ન હોતા તેથી, જિપ્સી લોકો દશમા સૈકા પ્હેલાં હિન્દુસ્થાનમાથી નિકળ્યા હોય એવો સંભવ ઘણો ઓછો છે તેઓ દસમા સૈકા પ્હેલા નિકળ્યા હોત તો ભાષાના નવા બંધારણના હિન્દુસ્તાનની ભૂમિપર ફૂટેલા અને ઉગેલા આ અંકુર પોતાની વાણીમા લઈને જાત નહિ ( મી ગ્રીરીઅેટ-સ્મિથ કૃત 'જિપ્સીઝ" માથી "જીપ્સીસ પાસ્ટ' મા કરેલો ઉતારો ) પ્રાકૃત ભાષાઓ સંસ્કૃતમાથી વિકાર પામીને ઉત્પન્ન થઈ ત્યારે પ્રાકૃત ભાષાના આન્તર બંધારણમા સંસ્કૃત રૂપો ઘણા ખંડિત થઇ ગયેલાં છતા સંસ્કૃત ભાષાનુ બહારનુ ખોખુ એ ભાષાઓમા કાયમ રહેલુ પણ, આગળ જતા પ્રાકૃત ભાષાઓમા એથી વધારે ફેરફાર થવા લાગ્યો, અને એ સ્પષ્ટ ફેરફારને લીધે હિન્દુસ્તાનમા હાલ બોલાતી ભાષાઓ ઉદ્ભવ પામવા લાગી હાલની ભાષાઓના એ જન્મકાળનો સમય પ્રવર્તમાન હતો તે વેળા જિપ્સીઓ હિન્દુસ્તાન છોડીને બહાર નિકળેલા હોવા જોઈએ એમ તેમની ભાષાનુ બંધારણ આ રીતે જોતા ફલિત થાય છે ઇસવી સનના ચૌદમા સૈકાની શરૂઆત પ્હેલા જિપ્સીઓ યુરોપમા આવેલા જણાયા હોય એવી ખાતરીલાયક હકીકત માલમ પડતી નથી, તેથી જિપ્સીઓના નિર્ગમનકાળ વિશેના આ અનુમાનને પુષ્ટિ મળે છે જિપ્સીઓ હિન્દુસ્તાનમાથી નિકળેલા ત્યારે અમુક દેશમા જવુ છે એવી ધારણા કરી નિકળેલા નહિ, અને, યુરોપ જઈ પ્હોચતા તેમને ત્રણસે વર્ષ થયેલા એમ જણાય છે કે જીપ્સીઓના બે ટોળાં એક પછી એક હિન્દુસ્તાનમાથી નિકળેલા અને એમાનુ બીજુ ટોળુ ઇજીપ્તમા થઈને ગયુ તેથી એ લોકો ઇજીપ્તના વતની છે એમ મનાયુ એ રીતે આ ભટકતી પ્રજાનુ 'જિપ્સી' નામ 'ઇજીપ્ત' પરથી પડેલુ જણાય છે એ લોકોને રશિયામા 'ઝિગેની' કહે છે, બલ્ગેરીઆમા અને બાલ્કન દ્વીપકલ્પના બીજા ભાગોમા 'અતઝિન્ગેન' કહે છે, જર્મનીમા 'ઝિગેનેર' કહે છે, તુર્કસ્તાન અને ઇરાનમા 'ઝિંગેરી' કહે છે, સ્પેનમાં 'ઝિન્કેલી' કહે છે. એ લોકો પોતે પણ કેટલીક વાર પોતાને 'ઝિન્ગેરો,' 'ઝિંકેલી,' કે 'સિન્ત,' કહેવડાવે છે આ શબ્દોની વ્યુત્પત્તિ 'ઝન્દ-હિન્દ-ઇન્દ' એ શબ્દોપરથી થયેલી કેટલાક માને છે

સરસ્વતીચન્દ્ર ભાગ ૧ લો. રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુ

કેટલાક 'સકર' પરથી એ શબ્દની વ્યુત્પત્તિ કરે છે, અને એ પ્રજાનુ વર્ણસંકરપણું દર્શાવના એ શબ્દ યોજાયેલો એમ માને છે આ કલ્પનાઓ માટે કાઇ મજબુત આધાર જડતો નથી. ફ્રાન્સમા એ લોકોને 'બોહીમિયન' કહે છે, કેમ કે ત્યા એ લોકો બોહીમિયાથી આવેલા મનાયેલા એ લોકો પોતાને જિપ્સી કહેવડાવતા નથી એ લોકો પોતાને 'રોમ' કહેવડાવે છે તે શબ્દનો અર્થ તેમની ભાષામા 'પુરુષ' અથવા 'પતિ' થાય છે એ શબ્દની વ્યુત્પત્તિ સસ્કૃત 'રામ' શબ્દ ઉપરથી અથવા હિંદુસ્તાનમાની ડોમ' કે 'ડોમ' નામની ગાનારી જાત ઉપરથી થયેલી માનવામા આવે છે, પણ, એ બધી માત્ર અટકળ છે જિપ્સી લોકો ભૂત (પિશાચ) ને 'બેંગ' કહે છે તે શબ્દ અ ર તેને મળતો એ અર્થનો શબ્દ હિન્દુસ્તાનમા વસતી કોઇ જાતની ભાષામા વપરાતો માલમ પડે તો જિપ્સી તે હિન્દુસ્તાનમાની કઇ જાત હતી તે નક્કી કરવામા સહાયતા થાય એ શબ્દની વ્યુત્પત્તિ સસ્કૃત 'ભેક' (દેડકો) ઉપરથી થયેલી કેટલાક માને છે પણ તે ખરી લાગતી નથી નરકને જીપ્સીઓની ભાષામા 'બેંગાકો તાન' (=ભૂતનુ સ્થાન) કહે છે જિપ્સીથી ઇતર પ્રજાઓને એ લોકો 'ગોર્જિઓ' ('ગર્જો'–'ગર્જો'–'ગોર્જે') કહે છે એ શબ્દનો અર્થ (પોતાની પેઠે તબુમા નહિ પણ) ઘરમાં રહેનાર થાય છે, એ શબ્દ સસ્કૃત 'ગૃહ' પરથી ઉત્પન્ન થયેલો જણાય છે

જિપ્સીઓની ચામડીનો વર્ણ પિંગળ અને બદામી હોય છે તેમના વાળ કાળા કે ભુખરા હોય છે તેમની આખ ભરેલી અને કાળી હોય છે, અને તેમાં તેજ ઘડી ઘડી મારતુ જણાય છે તેમનુ નાક નમણુ હોય છે, દાત ધોળા ચળકતા અને સરખા બધારણના હોય છે હાથ પગ ન્હાના હોય છે ગાલના હાડકાં ઉંચા હોય છે તેમના શરીર પાતળાં હોય છે, પણ વધારણ આવતા કદરૂપા થઇ જાય છે તેઓ સુથારનો, લુહારનો, કસારાનો, ઘોડાના સોદાગરનો, નાચનારનો, ગવૈયાનો વગેરે ઘણા પરચુરણ ધધા કરે છે જિપ્સી પુરુષો અને સ્ત્રીઓ જાદુનો અને ધતરમતરનો ધધો પણ કરે છે, અને, સ્ત્રીઓ નસીબ જોઇ આપવાનુ કામ વિશેષે કરીને કરે છે જિપ્સીઓ યુરોપમા ગયા ત્યારથી તેમની આળસુ પ્રજાની, સ્ત્રીઓ અને પુરુષોની, ન્હાની ન્હાની ઠગાઇઓ અને ચોરીઓ કરનાર તરીકે છાપ પડેલી છે, અને તે માટે તેમને બહુ સજા થતી તેમનું કુટુંબપણ ગુણુમા ઉત્પન્ન કરતુ, પણ, હવે ઓછુ થયુ છે

જિપ્સીઓ જે દેશામા ગયા તે દેશના ધર્મના આચારનુ તેમણે અનુસરણ કર્યું છે, પરતુ ખ્રિસ્તી કે મુસલમાની ધર્મના અશ પાળનાર જિપ્સીઓમા પણ તેમના ધર્મના મૂળ ચિહ્ન રહેલા જણાય છે તેઓ ઇશ્વરને તેમ જ આકાશને 'દેવલ' કહે છે, ઇશુ ખ્રિસ્તના ક્રોસને 'ત્રશૂલ' કહે છે જિપ્સી સ્ત્રીઓ પ્રસુતિ પછી અશુદ્ધ પાળે છે

સસ્કૃતમાથી ઉદ્ભવેલી હિન્દુસ્તાનની કોઇ ભાષા લઇને જિપ્સીઓ નિકળેલા, અને હિન્દુસ્તાનમા હાલ બોલાતી આર્યભાષાઓ પ્રાકૃત ભાષાઓમાથી નિકળીને ચાલતી હતી તે વેળા જિપ્સીઓએ આ દેશમાથી પ્રયાણ કરેલું એ બે પ્રકારની વસ્તુસ્થિતિ ઉપર કહી તે

—જ્ઞાનાનની ફરતેના રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની,

લક્ષમા લઇ આગળ વધતા એ તપાસ કરવા જેવી છે કે જિપ્સી બોલીઓમા રહેલા હોય એવા કોઇ અંશ હિન્દુસ્તાનમાંની હાલની કોઇ ભાષામા તેના તે ખાસ અંશ તરીકે વિદ્યમાન છે કે કેમ આ અન્વેષણમા માત્ર શબ્દકોશ તરફ દષ્ટિ કર્યાથી આપણુ કાવે નહિ સરે, કારણ કે પ્રાકૃતમા થઈ આવેલા સસ્કૃત શબ્દો હિન્દુસ્તાનની બધી આર્ય ભાષાઓમા, અર્થાત્ બગાળી, હિદી પજાબી, સિધી ગુજરાતી,મરાઠી અને ઓરીયા (ઉડિયા)એ સાત મુખ્ય ભાષાઓમા અને તેમના પેટાની ભાષાઓમા વર્તમાન છે તેથી, જિપ્સી ભાષા સાથેના સામાન્ય અંશ પકડી કહાડવા હોય તો વિભક્તિના રૂપ, શબ્દોને છેડે મુકાતા અવ્યય, મૂળ ધાતુઓ, વિભક્તિના પ્રત્યયને બદલે વપરાતા શબ્દો, પ્રાકૃતમાથી નિકળ્યા પછી બહુ રૂપાતર પામી અમુક વર્તમાન ભાષામા ખાસ રીતે બધાયેલા શબ્દો અને રૂપો એ સર્વ તરફ દષ્ટિ કરવી જોઇએ, કેમકે જરૂરની સરખામણીના સાધન એવે સ્થાનેથી મળશે અલબત્ત, આવા કેટલાક વિશેષ લક્ષણ એવા હશે કે તેમાના થોડા ઘણા ઉપર કહેલી અર્વાચીન ભાષાઓમાની પ્રત્યેકમા પોતપોતાના જુદા ખાસ લક્ષણ તરીકે વર્તમાન હશે અને તે જિપ્સી ભાષામા પણ હશે અને એમ હોવુ જ જોઇએ, કારણ કે એ બધી ભાષાઓ વચ્ચે સગપણ છે પરતુ, જ્યા આવા સામાન્ય અંશનો વિશેષ જથ્થો માલમ પડે ત્યા બધારણના એ સરખાપણામા કાંઇ વિશેષતા રહેલી છે એમ માની શકાય માટે, જિપ્સી ભાષા સાથે સામાન્ય અંશનો એવો જથ્થો હિન્દુસ્તાનની કઈ ભાષામા છે કે કેમ તેની તપાસ કરવી જોઇએ અને, એ સામાન્ય અંશ કોઇ મૂળ સામાન્ય પ્રાકૃત ભાષામાથી ઉતરેલા છે કે કેમ તે પૃથક્કરણ કરી જોવુ જોઇએ કે આકસ્મિક સમાનતાથી ભ્રમ ન થાય

હિન્દુસ્તાનની જે ભાષાઓના સમૂહને ડૉ ગ્રીઅર્સને "રાજસ્થાની સમૂહ"નું નામ આપ્યુ છે તે ભાષાના પ્રદેશની એક બાજુએ હિન્દી ભાષા બોલાય છે અને બીજી બાજુએ ગુજરાતી ભાષા બોલાય છે હિન્દી અને ગુજરાતી વચ્ચે આટલું અન્તર છતા એ બેમા પ્રવર્તમાન ઘણા સામાન્ય અંશ એવા છે કે તે હિન્દુસ્તાનની બીજી ભાષાઓમા વિદ્યમાન નથી રાજસ્થાની ભાષાઓનો મ્હોટો ભાગ ગુજરાતી ભાષાનો ઉપપ્રકાર છે, અને, થોડો ભાગ હિન્દી ભાષાનો ઉપપ્રકાર છે તેથી, વાસ્તવિક રીતે ગુજરાતી અને હિદી નજીકના પ્રદેશની ભાષાઓ છે આ કારણથી જિપ્સી ભાષાનુ કેટલુંક રૂપ હિદીને અને ગુજરાતીને બન્નેને બહુ મળતું જણાય એ સ્વાભાવિક છે ઉદાહરણ તરીકે જર્મન રોમાનીમાંનું 'મીરો બરો દેવલ દેના બર્સિન્દો' એ વાક્ય હિદીમાં 'મ ા બ ા દેવ દેવ બરસાત' એના રૂપમાં જેવુ નજીકનું લાગે તેવુ જ ગુજરાતીમાં "મારો વ ો દેવ દે વ સા ." એવા રૂપમા નજીકનુ લાગે પરતું, ગુજરાતીમા એવા કેટલાક વિશેષ અંશ છે કે જે હિદીમાં નથી જેમ કે, 'ઘોડો', 'ચુનો , 'ભાલો' એવા નરજાતિનાં સાધારણ ઓકારાન્તરૂપ ગુજરાતીમા છે ત્યા હિન્દીમા 'ઘોડા' 'ચુના , 'ભાલા', એવા આકારાન્ત રૂપ છે સિ ધીમાં પણ કેટલીક રીતે આ ઓકારાન્ત રૂપ છે આ ઓકારાન્ત રૂપનું મૂળ જુની ગુજરાતી ભાષામાં ઉકારાન્ત હતું, અને જે શબ્દો સસ્કૃતમા અકારાન્ત નથી

સાહિત્યવિલાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તેમનુ પણ એનુ ઉકારાન્તરૂપ હતું આ રીતે "મુગ્ધાવબોધ ઔક્તિક" નામે ઇસવી સન ૧૩૯૪ મા જુની ગુજરાતી ભાષામા લખાયેલા સસ્કૃત વ્યાકરણમા 'ધમ્મુ', 'સસાર,' 'વિવેકીઉ', 'પ્રમાદીઉ', એવા રૂપ નજરે પડે છે રોમાની ભાષામા પણ એક સ્વરના શબ્દોસિવાયના ઘણાખરા શબ્દો નરજાતિમા ઓકારાન્ત હોય છે, જેમ કે 'ગેરો' ( માણુસ ), 'રકલો' ( છોકરો ) આ ઓકારાન્ત શબ્દનુ' નારીજાતિરૂપ ઇકારાન્ત થાય છે, 'રકલી' ( છોકરી )

જુની ગુજરાતી ભાષામા છઠ્ઠી વિભક્તિ દર્શાવવા શબ્દને છેડે સબધ વાચક 'કેર' શબ્દ વાપરવામા આવતો હતો, અને હાલ પણ ગુજરાતી કવિતામા તે વપરાય છે ઇસવી સન ૧૧૫૨ મા લખાયેલા હેમચદ્રકૃત પ્રાકૃત વ્યાકરણમા કહ્યુ છે કે અપભ્રશ નામની પ્રાકૃત ભાષામા 'કેર' અને 'તણુ' સબધી સાથે વપરાય છે (સિદ્ધહેમચદ્ર, ૪-૪૨૨) ગુજરાતી ભાષા અપભ્રશમાથી ઉદ્‌ભવેલી છે, અને તેથી ગુજરાતીમા 'કેરો,' 'કેરી' 'કેરૂં' એ શબ્દો સબન્ધદર્શક વિશેષણુ રૂપે વપરાતા આવેલા માલમ પડે છે જિપ્સી ભાષામા પણ આ 'કેર' શબ્દ 'એસ્કોરો' 'આકોરો' વગેરે આકારમાં વપરાતો માલમ પડે છે ઉદાહરણાર્થ, તુર્કી રોમાનીમાં 'દરવિસેસકેરી રકલી' પદનો અર્થ ગુજરાતીમા 'દરવિસોકેરી છોકરી' થાય, અને જેમ 'દરવિસકેરી' એ છોકરીનુ વિશેષણુ છે તેમ 'દરવિસેસકેરી એ 'રકલી' નુ વિશેષણુ છે અલબત્ત, જિપ્સી ભાષાઓમાં હિન્દી પેઠે 'કા' પણ છઠ્ઠી વિભક્તિ દર્શાવવા વપરાય છે જેમ કે 'કાલીકા પાનુ (=કાળીનો પ્યાલો, શાહીનો ખડીઓ) એ 'કા' નુ મારવાડી પેઠે 'કો' રૂપ પણ થાય છે, જેમ કે વેલ્શ રોમાનીમા 'સોને કસ્કો મોસ્ટો' (=સોનાની પેટી ) એવુ રૂપ વપરાય છે પરતુ, 'કેર' શબ્દના વપરાશની જે વિશેષતા ગુજરાતી ભાષામા જ છે તે જિપ્સી ભાષાઓમા 'કોરો,' 'કેરી' વગેરે રૂપમા વિદ્યમાન છે

જિપ્સી ભાષામા રકલો' 'રકલી' એ શબ્દો ગુજરાતી ભાષાના એ જ અર્થના 'છોકરો 'છોકરી' શબ્દોને ઘણા મળતા છે

ગુજરાતીમા ' છોકરો ' એ શબ્દના અર્થનો ' છૈયો ' એવો વિશેષ શબ્દ છે સસ્કૃતમ ' શાવ ' શબ્દનો અર્થ જાનવરનું બચ્ચુ થાય છે ' શાવ ' પરથી પ્રાકૃતમા ' છાવો ' થાય છે ( સિદ્ધહેમચદ્ર ૧-૨૬૫ ), અને તેઉપરથી આ 'છૈયો ' શબ્દ બનેલો છે જિપ્સીમા પણ 'ચાવો' નો અર્થ 'છોકરો થાય છે વેલ્સ અને તુર્કી રોમાનીમાં 'ચાવો' નુ બહુવચન 'ચાવે' થાય છે, તે ગુજરાતી 'છૈયા' ને મળતું છે 'છૈયો' 'છૈયા એ શબ્દો હિદુસ્તાનની બીજી ભાષાઓમા માલમ પડતા નથી અને, માણુસના બચ્ચાને સ્નેહોક્તિમા 'શાવ'-છૈયુ કહેવુ એ ગુજરાતી ભાષાની વિશેષતા છે

યુરોપ અને એશિયાની આર્યભાષાઓમા પુરુષવાચક સર્વનામોમા એટલું બધુ સરખાપણુ છે કે એવા રૂપ જિપ્સી ભાષામા પણ માલમ પડે તે વાત મુદ્દાની ગણાય નહિ ઉદાહરણાર્થ, તુર્કી, વેલ્શ અને ઈગ્રેજી રોમાનીમા 'મી ' નો અર્થ 'હુ' છે, ' મન ' નો અર્થ 'મને' છે આને મળતા રૂપ સસ્કૃત ફારસી, લેટિન, ગ્રીક ઈગ્રેજી, હિંદી ગુજરાતી, મરાઠી વગેરે ભાષાઓમાં

સચિત્ર મુલાક્ષરના પત્તા રૂ ૦-૮-૦ એન એમ. ત્રિપાઠી અન્ડ કપની, મુ"

છે તેથી જિપ્સી ભાષાના એ રૂપ અમુક ભાષાનાં રૂપને મળતા છે એમ કહી શકાય નહિ, પરન્તુ, તુમેં વે શ અને ઇંગ્રેજી રોમાનીમાનાં કેટનાક પુરુષવાચક સર્વનામ ગુજરાતી રૂપના જ છે અને એ રૂપ પ્રાકૃત ભાષાઓમાથી રોમાનીમા તેમ જ ગુજરાતીમાં આવેલા કેવી રીતે માનમ પડે છે તે નીચે પ્રમાણે સ્પષ્ટ થશે

| રોમાની | ગુજરાતી | પ્રાકૃત | અપભ્રંશ |
|---|---|---|---|
| અમે | અમે | अम्हे | अम्हे, अम्हइं |
| તુ | તું | तु | तुहं |
| તુમેં | તમે | तुम्हे | तुम्हे, तुम्हइं |

બીજા કેટનાક સર્વનામમા પણ રોમાની અને ગુજરાતીની એકતા છે, તે પણ નીચે પ્રમાણે વ્યુત્પત્તિસાથે જણાશે

| રોમાની | ગુજરાતી | હિંદી | પંજાબી | અપભ્રંશ | પ્રાકૃત | સંસ્કૃત |
|---|---|---|---|---|---|---|
| સવ | સઉ, સૌ, સહુ, સાવ | सब | सम | सव्वु साहु साह | सव्व | सर्व |
| વવર | અવર | और | अर | अवर | अवर | अपर |

અહીં રોમાની રૂપો હિન્દી અને પંજાબી કરતા ગુજરાતી રૂપોને વધારે મળતા છે અને તેમ જ રોમાની અને ગુજરાતી રૂપો પ્રાકૃત રૂપોને જેટલા મળતા આવે છે તેટલા હિન્દી કે પંજાબી રૂપ મળતા આવતા નથી. ગુજરાતીમા, ( વિશેષે કરી કવિતામા ) 'અવર' શબ્દ 'બીજુ' ના અર્થમાં વિશેષણ તરીકે વપરાય છે તે જ રીતે રોમાનીમા 'વવર' શબ્દ વપરાય છે

જે ભાષાઓના બંધારણમાં સમાન અંશ હોય તે ભાષાઓના ક્રિયાપદના રૂપમા સમાનપણું ઘણું આગળ પડતું જણાઈ આવે ગુજરાતીમાં ક્રિયાપદના વર્તમાન કાળના પહેલા પુરુષના એક વચનનાં રૂપ 'સઉ,' 'કરું,' 'કરૂં' એવા 'ઉ' કારાન્ત છે તુર્કી અને વેલ્શ રોમાનીમા આ 'ઉ' ને ઠેકાણે 'વ' પ્રત્યય છે, અને એ અર્થના 'લાવ,' 'દાવ' 'કોવ' એવા રૂપ છે આ 'ઉ' પ્રત્યય મુખ્ય પ્રાકૃતમાં નથી પણ અપભ્રંશમા છે ( સિદ્ધ હેમ ચંદ્ર ૪-૩૮૬, ઉદાહરણ किज्जउ ) રોમાનીના 'વ' તે 'ઉ' નું પ્રતિસંપ્રસારણ છે મુખ્ય પ્રાકૃતમા મિ પ્રત્યય છે ( ઉ करेमि, जाणेमि ) તે એશિયાની રોમાની બોલીમા છે હિન્દીમા આ 'ઉ' પ્રત્યય છે પરતુ ગુજરાતી પેઠે હિન્દીમાં તે પછી 'છુ' એ હયાતી દર્શાવનાર સાહાય્યકારક ક્રિયાપદનું રૂપ ઉમેરાતું નથી. ગુજરાતીમાં વર્તમાન કાળનાં બધા રૂપ પછી એ સાહાય્યકારક ક્રિયાપદ ઉમેરાય છે આ રીતે સાહાય્યકારક ઉમેરાથી એ ક્રિયાપદ થાય છે, "હું કરું છુ"="હું કરું+હું છુ" "તે કરે છે"="તે કરે+તે છે" આ હયાતી દર્શાવનાર સાહાય્યકારક ક્રિયાપદો 'अच्छ्' ધાતુના રૂપ છે, અને પ્રાકૃત ભાષાના સહુથી પ્રાચીન વૈયાકરણ વરરુચિના મત પ્રમાણે अच्छ् તે સંસ્કૃત ધાતુ अस् નો શૌરસેની પ્રાકૃતમા

મારી વીસ વાર્તાઓ (સચિત્ર વાર્તાસંગ્રહ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની , ૫૪

આદેશ (બદલામાં મુકાતો શબ્દ) છે (प्राकृतप्रकाश ૧૦-૧૧) જિપ્સી બોલીઓમાં એ ધાતુ 'અસ્' 'ઇસ્' એવા રૂપમાં વિદ્યમાન છે અને તે પણ હયાતી દર્શાવે છે, અને વર્તમાન કાળના રૂપ પછી ઉમેરવામાં આવે છે, પણ, તેથી અર્થ કાંઇ જુદો થાય છે, ઉ "કેરાનસ" (=હું કરતો છું) નો "હું કરતો હતો" એવો અપૂર્ણ ભૂતકાળનો અર્થ થાય છે વેલ્શ રોમાનીમાં 'ગોમ્'= (હું) છું, 'શાન્'= (તું) છે, "સે"= (તે અથવા તેઓ) છે, એવાં રૂપ છે આમાં, 'શોમ્' ગુજરાતી 'છું' ને મળતું છે, શાન જુની ગુજરાતી 'છા' ને મળતુ છે, અને 'સે' ગુજરાતી 'છે' ને મળતુ છે વળી, ઉત્તર ગુજરાતમાં ગામડાંના 'સુ' અને 'સે' બોલાય છે તેને એ 'શોમ્' અને 'સે' વધારે મળતા છે રોમાનીમાના 'લેસ' (=તુ લે છે) 'શુણેસ' (=તું સાભળે છે), ગુજરાતના ગામડાના 'લેસ', 'સુણેસ' ના જ રૂપના લગભગ છે

વેલ્શ રોમાની બોલીના "સો સે તેરો બુતી" એ વાક્યનુ ગુજરાતી ભાષાન્તર "શો છે તારો વૃત્તિ" એવુ થાય, અને બન્ને લગભગ સરખા છે ફક્ત ગુજરાતીમાં 'વૃત્તિ' (=ધંધો, કામ) ની નારી જાતિને લીધે 'શો' અને 'તારો' ને બદલે 'શી' અને 'તારી' એ સર્વનામ મુકવા પડે, અને "શી છે તારી વૃત્તિ" એવુ વાક્ય થાય આ રોમાની વાક્યમાંનો 'સો' શબ્દ ખાસ ધ્યાન ખેંચે છે સંસ્કૃત किम् ના અર્થમાં ગુજરાતીમાં 'શું' શબ્દ વપરાય છે તેવા ઉચ્ચારનો શબ્દ હિન્દુસ્તાનની બીજી ભાષાઓમાં નથી સંસ્કૃત कीदृश ઉપરથી અપભ્રંશ कइछ, તેપરથી પ્રાચીન ગુજરાતી किसु અને તે ઉપરથી અર્વાચીન ગુજરાતી 'શું' એમ એ શબ્દની વ્યુત્પત્તિ થયેલી છે 'कीदृश' ના અર્થના હિંદીમાં कैसा શબ્દ છે અને મરાઠીમાં कसा શબ્દ છે, પણ 'શું' જેવો શબ્દ નથી તે અર્થનો હિંદીમાં क्या શબ્દ છે અને મરાઠીમાં काय શબ્દ છે, 'શો' 'શી' 'શું' એ ગુજરાતી સર્વનામ સાથે એ અર્થના જિપ્સી સર્વનામને એ રીતે ખાસ મળતાપણુ છે

ક્રિયાપદના આજ્ઞાર્થ બીજા પુરુષના એક વચનનું રૂપ પણ સરખાવવા જેવુ છે હિંદીમાં અને ગુજરાતીમાં આ રૂપમાં પ્રત્યય વિનાનું માત્ર ધાતુ વપરાય છે, ઉ 'આવ' 'કર' જિપ્સીમાં પણ એ અર્થમાં એવું જ રૂપ વપરાય છે, 'આવ તા બેશ તલે' એ યુરોપી રોમાની વાક્ય ગુજરાતીમાં 'આવ તો બેશ તળે' એવા રૂપમાં મુકાય એ બે વાક્યનું સરખાપણું સ્પષ્ટ છે હિંદીમાં 'આવ' અને 'બેશ' ને ઠેકાણે 'आ' અને 'बैठ' મુકાય, હિંદીમાં 'તલે' ને બદલે મુકાય એવો સંસ્કૃત तल ઉપરથી થયેલો શબ્દ નથી, અને એ અર્થમાં 'नाचे' શબ્દ મુકવો પડે ગુજરાતીમાં પણ 'તળે' ના અર્થમાં 'હેઠળ' શબ્દ ઉક્તિરૂઢિ (*idiom*) પ્રમાણે વપરાય, રોમાનીમાં 'તા' નો અર્થ 'અને' થાય છે અને એ શબ્દ 'તથા' ને મળતો છે ઉપર ઉતારેલા વાક્યમાં 'તા' એ માત્ર અર્થભારપૂરક (*expletive*) છે અને તે માટે ગુજરાતીમાં 'તો' વપરાય પ્રાકૃતમાં 'ता' એ અર્થમાં વપરાય છે

અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

કૃદન્ત રૂપો લેતાં, 'કેદન' (=અમે કર્યું ) એ પેલશ રોમાનીરૂપ ગુજરાતી 'કીધું' ને મળતું છે સંસ્કૃત કૃતમ પરથી થયેલા અપભ્રંશ કીદઉ ઉપરથી 'કીધું' -ઉત્પન્ન થયું છે હિન્દુસ્તાનની બીજી ભાષાઓમાં 'કર' ધાતુના ભૂતકૃદન્તમાં 'ત' કે 'દ' નથી એ ધાતુના ભૂતકૃદન્તનું રૂપ હિન્દીમાં (પ્રાકૃત 'કિઅ' પરથી થયેલું) 'કિયા' અને મરાઠીમાં કેટલીક વાર પ્રાકૃતમાં વપરાતા 'લ પ્રત્યય પરથી થયેલું કેલા છે એ 'લ' પ્રત્યયવાળું ભૂતકૃદન્ત ઇંગ્રેજી રોમાનીમાં 'મુવો' છે તે ગુજરાતી 'મુવેો'ને મળતું છે આ ગુજરાતી રૂપ હિન્દુસ્તાનની બીજી ભાષાઓમાં નથી

જિપ્સીઓની ભાષામાં નામવાચક શબ્દો બહુ ન હોવાથી તેઓ પોતાની ભાષામાંના નામ કે ક્રિયાપદને છેડે 'એન્ગ્રો' 'ગ્યુઅરો' અને મેસ્કો' એ પ્રત્યયો ઉમેરી લાક્ષણિક શબ્દો બનાવે છે જે શબ્દને છેડે એવો પ્રત્યય ઉમેરાય તે શબ્દમાં કહેલા લક્ષણવાળો કે તે શબ્દમાં દર્શાવેલી ક્રિયા કરનારો, એવો અર્થ આ રીતે રોમાનીમાં બતાવવામાં આવે છે 'એન્ગ્રો'નું નારીજાતિવાચક અને નાન્યતરજાતિવાચક રૂપ 'એન્ગ્રી' થાય છે એ પ્રત્યય પહેલાં સ્વર આવે તો તેના 'મેન્ગ્રો' (ઇંગ્રેજી *Monger* સાથે સરખાવવા જેવું રૂપ) અને 'મેન્ગ્રી' એવાં રૂપ થાય છે ઉદાહરણ, 'કાનએન્ગ્રો'=કાનવાળો=સસલો યાગ-એન્ગ્રો=આગ કરનાર 'દિક્ની મેન્ગ્રો'=દેખનાર=તપાસનાર 'માંગો-મેન્ગ્રો'=માગનાર=ભીખારી 'દૂર-દિકળ-મેન્ગ્રો'=દૂર જોનારું= દૂરબીન ચિંગા-ગ્યુઅરો=લડાઇ કરનાર=યોદ્ધો, ' બોરો બેશમેસ્કેગ્યુઅરો ' =મ્હોટો બેસનાર ન્યાયાધીશ, 'કામો-મેસ્કો'=કામ-પ્રેમ કરનાર=પ્રેમી 'નાશી-મેસ્કો =નાસનાર દોડનાર ગુજરાતીમાં 'ગરો 'ક' ગર' પ્રત્યયો આવી રીતે વપરાય છે જેમકે કનાઈગરો, કલાગરો વણકર, સૂડગર અનમલ, ગુજરાતીમાં અને રોમાનીમાં એનાએ ગબ્દોને આ પ્રત્યય લગાડવામાં આવતા નથી પણ એ પ્રત્યયોનો ઉપયોગ બન્ને ભાષામાં સરખા પ્રકારનો છે 'એન્ગ્રો નું વે શ રોમાનીમાં 'એન્ગરો'રૂપ છે તે પ્રત્યય વડે સીવનાર એટલે દરજીના અર્થનો 'સીવમેન્ગરો' શબ્દ થાય છે ગુજરાતીમાં એવો શબ્દ કરવો હોય તો 'સીવણગરો' થાય એ જ રોમાનીમાં 'બેગ્નિગરો' શબ્દનો અર્થ ખલાસી થાય છે ઇસવી સન ૧૦૦૩ પહેલાં લખાયેલા 'પ્રસેનજિતરાસ' નામના પુસ્તકની ભાષા હેમચન્દ્રના અપભ્રંશ કરતાં પણ હાલની ગુજરાતીને વધારે મળતી છે, તે કાવ્યમાં 'વેડી' શબ્દ 'હોડી' ના અર્થમાં વપરાયેલો છે (શાસ્ત્રી નજનાતકૃત ગુજરાતનો ઇતિહાસ, ૩ આવૃત્તિ પૃ. ૫૩ ) તે પરથી 'વેડીગરો' શબ્દ બનાવીએ તો તે રોમાની ' બેરિન્ગરો ' ને મળતો થાય. સરકૃત કર' પરથી આ પ્રત્યયો થયેલા છે

કેટલાક અવ્યયોમાં પણ સરખાપણું મળી આવે છે દાખલા રોમાની 'કઇ (=ક્યાં) તે ગુજરાતી 'કહીં ને મળતું છે, અને 'ઓવ' (=હા) તે ઉત્તર ગુજરાતમાં ગામડામાં વપરાતા 'હોવે' ને મળતું છે

ગુજરાતી અને જિપ્સી ભાષાઓમાંના સમાન અંશનું આ સંક્ષિપ્ત નિરૂપણ સમાપ્ત કરતાં એ સ્પષ્ટ રીતે કહેવું જોઇએ કે એમ કહેવાનો ઉદ્દેશ નથી કે જિપ્સીઓ ગુજરાતમાંથી

દયારામનો અક્ષરદેહ ૧-૪-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

નિકળેલા કે ગુજરાતી ભાષા લઇને નિકળેલા એવું આ સમાન અંશોથી ફલિત થાય છે એમ પણ હોય કે જિપ્સીઓ નિકળ્યા ત્યારે તેઓ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની ભાષાની કોઇ બોલી બોલતા હોય, અને તે વખતે એ રાજસ્થાનીથી ગુજરાતી એવી જુદી પડી ન હોય કે જુદી ભાષાનું રૂપ ગુજરાતીને પ્રાપ્ત થયું હોય અથવા, સને ૧૯૧૯ ના નવેમ્બર માસમાં પુણામાં મળેલી પ્હેલી ઓરીએન્ટલ કોન્ફરન્સમાં આ નિબન્ધ ઇંગ્રેજી ભાષામાં વાંચવામાં આવ્યો તે વેળા ચર્ચા કરતા પ્રિન્સિપાલ ગુન્તરે કહ્યું હતું તેમ જિપ્સીઓ હિંદુસ્તાનમાં હતા ત્યારે પણ તે ભ્રમણ કરનારી પ્રજા હોય અને તેથી હિંદુસ્તાનના જુદા જુદા પ્રાન્તોની ભાષાના અંશ તેમની બોલીમાં આવી ગયા હોય એમ પણ બને કારણ કે, ગુજરાત સિવાય બીજા પ્રાન્તોની ભાષા બોલનારને પણ એમ લાગે છે કે જિપ્સીઓની ભાષા અમારી ભાષાને મળતી છે પરંતુ, બીજો કાઇ જુદો ખુલાસો જડે ત્યાં સુધી હાલ તો એમ માનવાનું કારણ છે કે જિપ્સીઓ હિન્દુસ્તાનની જે ભાષા લઇને નિકળ્યા તેમાં એવા અંકુર હતા કે જે દિશામાં ગુજરાતી ભાષાના અનેક અંશ કાલક્રમે બંધાયા તે જ દિશામાં જિપ્સીઓની ભાષાના એ અંકુર બંધાયા, અને તેથી, એ બન્ને ભાષામાં એનાએ અથવા ઘણા સરખા બીજરૂપ અંશ હોવા જોઇએ *

---

* અમદાવાદમાં આ વર્ષના એપ્રિલ માસમાં મળેલી છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં રજુ કરેલો લેખ

સાક્ષરજીવન ૨ ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# આપણા દેશમાટે એક ભાષા.

લેખક–રા. સાકરલાલ અમૃતલાલ દવે, બી એ

આપણા દેશની હાલની દશામા આપણને અનેક દિશામાથી નાના પ્રમાણના મ્હેણાં સાભળવા પડે છે કેટલાક વિદેશી તેમ જ સ્વદેશી ભાઈઓ અનેક હેતુથી કહે છે કે, જ્યા સુધી હિન્દુસ્થાનમા એક ભાષા ન થાય ત્યાસુધી બધી પ્રગતિની વાતો વ્યર્થ જનારી છે અલબત્ત આ કથનમાં સત્ય છે તેટલું સ્વીકારવુ જ જોઇએ, અને તે વિષે આગળ વિવેચન કરવામા આવશે પરતુ પ્રથમ તો યૂરોપમા બનેલા એક મહત્ત્વના બનાવ તરફ ધ્યાન દોરવાની રજા લઉં છુ.

છેલ્લા ભયકર વિગ્રહને પરિણામે જે શાન્તિપરિષદ્ વર્સેલ્સમા મળી હતી, તેનો કાર્યક્રમ જોતા જણાશે કે સુધરેલી યૂરોપી પ્રજાઓ એક ભાષાને અભાવે પરસ્પર વ્યવહાર કરતી અટકી પડતી નથી અગ્રેજો તથા અમેરિકનો અગ્રેજીમા બોલતા હતા, ફ્રેન્ચો ફ્રેન્ચમા બોલતા હતા, અને જર્મનો જર્મનમા બોલતા હતા તે તે ભાષણોના અન્ય ભાષાઓમા ભાષાન્તર થતા હતા, અને એ પ્રમાણે પરિષદનુ કાર્ય ચાલતું હતું આ ઉપરથી એમ કહેવાનો આશય છે, કે હિન્દુસ્થાન જેવા વિશાળ દેશમા એક ભાષા ન હોય ત્યાસુધી સર્વ પ્રકારની પ્રગતિ અટકી પડશે એમ કહેનાર અર્ધ સત્ય જ બોલે છે જુદી જુદી પ્રાન્તભાષાઓદ્વારા તે તે પ્રાન્તોનું કાર્ય ચાલી રહ્યુ છે જ, અને તેટલે અંશે તો પ્રગતિ થાય છે જ વળી ઘણે ભાગે હિન્દુસ્થાનના જુદા જુદા પ્રાન્તોમાં થતુ કાર્ય સર્વ ક્ષેત્રમા લગભગ સરખા પ્રકારનું છે, અને તેથી પણ તેટલે અંશે પ્રગતિ તો થાય છે જ એટલે કે એક ભાષા સર્વવ્યાપક થાય નહિ ત્યાં સુધી આપણો ઉદ્ધાર થતો બધ રહે છે, એમ માનવામા કંઇક ભ્રમ રહેલો છે, એ અત્રે દર્શાવવાનો હેતુ છે

આ પ્રમાણે એક સામાન્ય ભ્રાન્તિનું નિરસન કરી આપણે મુખ્ય વિષય તરફ વળીએ જ્યારથી સ્વદેશાભિમાન અને સ્વદેશસેવાના મન્ત્રો પ્રજાના કાનમા ફૂકાયા, ત્યારથી હુ ધારું છુ કે એક ભાષાના પ્રશ્નને મહત્ત્વનું સ્થાન મળ્યુ આખો ભરતખડ એ મ્હારો દેશ છે, મદ્રાસી તેમ જ પજાબી એ મ્હારો ભાઈ છે, કાઠિયાવાડમા કે બગાળમા ભૂખે મરતાને સહાયતા કરવી એ મ્હારો ધર્મ છે—આવી વૃત્તિ જ્યારથી આપણા હૃદયમા ઉદ્ભવી, ત્યારથી આખા દેશ માટે એક સામાન્ય ભાષા જોઇએ એ વિચાર આખ આગળ તરવરવા લાગ્યો. એવી એક સામાન્ય ભાષાને અભાવે અનેક મુશ્કેલી ઊભી થાય છે, એમ સ્પષ્ટ જણાવા લાગ્યુ

એ સામાન્ય ભાષા તે કઇ હોવી જોઇએ ? કઇ ભાષામા એવા સ્વાભાવિક ગુણ છે, કે તે સામાન્ય ભાષાનુ પદ વાજબી રીતે લઇ શકે ? કઇ ભાષા હાલની હિન્દની સ્થિતિમા સામાન્ય ભાષા થવાને સૌથી વધારે લાયકાતવાળી છે ? આવા આવા પ્રશ્નો ઘણા વિચારશીલ મગજમા સ્ફુરવા લાગ્યા. સૌને પોતાની ભાષા પ્રત્યે મમત્વ હોય જ, પરતુ તેટલા પરથી

મ્હારી પોતાની જ ભાષા સામાન્ય ભાષા થવાને યોગ્ય છે એમ દરેક પ્રાન્તવાળો યોગ્યતાથી ન જ કહી શકે એમ થાય તો પરિણામ માઠુ આવે એ સ્પષ્ટ છે માટે અખિલ ભરતખંડનું હિત વિચારીને પ્રશ્નનો નિર્ણય કરવો ઘટે છે એક ભાષાનુ પદ આપણી પોતાની ભાષાને ન મળી શકતુ હોય, તો તેટલા ઉપરથી આપણી ભાષાભક્તિ શિથિલ થઈ જશે એવો ખોટો ભય રાખવાની ચિન્તન જરૂર નથી આવો ભય આપણામાના કેટલાક શિક્ષિત જનોને છે, માટે જ અત્રે તેનુ નિરસન કરવાની જરૂર પડે છે આપણી ભાષા એવા ગૌરવને યોગ્ય અનેક કારણોથી ન હોય, તો ઉલટુ ખાસ જરૂરનુ છે કે આપણે આપણી ભાષાભક્તિ વધારે દૃઢ કરી, ભાષાની ને સાહિત્યની વધારે સેવા કરી, તેવુ ગૌરવભર્યું પદ આપણી ભાષાને અપાવવા યત્ન કરવો જોઇએ સામાન્ય વ્યવહારમાં, તેમ સાહિત્યના ક્ષેત્રમા પણ, દ્વેષબુદ્ધિને અવકાશ હોય જ નહિ

હિન્દમા બગાળી, હિન્દી, મરાઠી, ગુજરાતી વગેરે આર્ય દેશીભાષાઓ સારી રીતે ખેડાએલી છે તેમા કઈ ભાષા આખા દેશને માટે સામાન્ય ભાષા તરીકે સહેલાઇથી પ્રચલિત થઇ શકે એ વિચારવાનું છે તેમાં નીચેના મુદ્દા ખાસ જોવા જોઇએ —

( ૧ ) સાહિત્યનું ખેડાણ, ( ૨ ) ભાષાનું બળ,

( ૩ ) ભાષાનો દેશમા વિસ્તાર, ( ૪ ) ભાષાની કઠિનતા

આ ચારે રીતે તપાસતા ઘણા એમ કબુલ કરે છે, કે ઉપર ગણાવેલી દેશી ભાષાઓ પૈકી હિન્દી જ સામાન્ય ભાષા થવાને સુયોગ્ય છે સાભળ્યા પ્રમાણે બગાળી સાહિત્ય હિન્દી સાહિત્ય કરતા ઘણું વધારે વિશાળ અને રસાળ છે, પરતુ એકદરે જોતા બગાળી સર્વ-સામાન્ય થાય એ સભવતું નથી બીજી અનેક રીતે હિન્દી બગાળીથી ચઢી જાય છે આપણા સૌનો અનુભવ છે, કે અજાણ્યા દેખાતા મનુષ્ય સાથે આપણે ભાગ્યુતૂટ્યુ પણ હિન્દી બોલીએ, તો આપણો વ્યવહાર નભે છે ઉત્તર હિન્દુસ્થાનમા તો હિન્દી એટલી સર્વ સાધારણ થઇ પડેલી છે, કે હિન્દુ કે મુસલમાન કોઈ પણ તે સમજી શકે છે વળી હિન્દી ભાષામા જે બળ છે, જે જોમ છે, તે તો જેણે પ્રખ્યાત હિન્દી વક્તાઓના ભાષણ સાભળ્યા હોય તે જ સહેજે સમજી શકે છે તેની મીઠાશ પણ ઓર છે સમર્થ વિચાર સમય ભાષાએ કરીને વધારે પ્રકાશે છે માત્ર એક જ સૂચન કરવાની રજા લઉં છુ, કે હિન્દી અતિશય સસ્કૃત કે ફારસી શબ્દોથી ભરપૂર થઇ જતી ન જોઇએ સસ્કૃતમય હિન્દી વિદ્વાન્ હિન્દુઓને સારી લાગે છે, તેમ ફારસી-અરબી શબ્દોથી ભરપૂર હિન્દી ( અથવા ઉર્દૂ ) વિદ્વાન્ મુસલમાન ભાઇઓને પ્યારી લાગે છે પરતુ જ્યા દેશ સમસ્તને માટે એક રાષ્ટ્રીય ભાષાનો વિચાર કરવો હોય, ત્યા લોકસમૂહના મ્હોટા વર્ગને રુચિકર થઈ પડે એવી યોજના થવી જોઇએ એટલે સામાન્ય જનવર્ગને દરરોજ ખપ લાગે એવી હિન્દી રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારાશે એમ સભવ છે

એ રાષ્ટ્રભાષા હિન્દી કઈ લિપિમા લખાવી જોઇએ એ પ્રશ્ન થશે દેવનાગરી કે અરબી ? હિન્દુ મુસલમાન બેઉ કોમનું હિત વિચારી અને સરળતાની વાતપર ખાસ ભાર મૂકી,

આ પ્રશ્નનો નિર્ણય થવાની જરૂર છે મ્હને તો એમ સ્પષ્ટ લાગે છે કે પ્રચારની વિશાળતા જોતાં રાષ્ટ્રભાષા દેવનાગરી કે બાળબોધ લિપિમાં લખાશે અરબી લિપિ સ્હામે વિરોધ છે એમ કહેવાનો ઉદ્દેશ નથી પરંતુ દેવનાગરી લિપિનો વિસ્તાર આજે હિન્દમાં જેટલો છે તેટલો અરબી લિપિનો નથી, અને થાય તેવો સંભવ ઘણો ઓછો દીસે છે છતાં આ લિપિનો પ્રશ્ન કાળબળને સોંપવો વ્યવહાર રીતે ડહાપણભરેલો લાગે છે જે લિપિમાં વધારે સરળતા હશે તે વિજય પામશે એમ શ્રદ્ધા રાખી એ પ્રશ્ન ઊંચો મૂકવો જોઇએ

હિંદી રાષ્ટ્રભાષા થાય તેની વિરૂદ્ધ એક મહત્ત્વની દલીલ માત્ર દક્ષિણ હિન્દુસ્થાનની રહેશે પરંતુ મદ્રાસ ઇલાકામાં પણ ધીમે ધીમે હિન્દીનો પ્રચાર વધતો જાય છે એ શુભ ચિહ્ન છે મૂળ સંસ્કૃતમાંથી નહિ નીપજેલી એવી દ્રાવિડી ભાષાઓ—તામિલ તથા તેલગૂ—મદ્રાસ ઇલાકામાં પ્રચલિત છે એ વાત વારંવાર રજુ કરવામાં આવે છે પરંતુ લોકસમૂહમાં હિન્દીનો વિરોધ જેટલો નથી, તેટલો મદ્રાસના શિક્ષિત વર્ગમાં દેખાય છે આખા રાષ્ટ્રના હિતપ્રસંગે થોડાને કંઈક સહન કરવું પડે એમાં નવાઇ નથી મદ્રાસી બન્ધુઓએ વધારે મહેનત કરી હિન્દી શીખી લેવું એટલો જ ઉપાય જણાય છે

કેટલાક અંગ્રેજી બન્ધુઓ અંગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવવાના સ્વપ્નમાં દેખાય છે, પરંતુ એ વાત જેટલી અશક્ય છે તેટલી જ ઉપહાસપાત્ર છે તેથી તે વિરૂદ્ધ અત્રે લાંબી દલીલ રજુ કરવાની જરૂર લાગતી નથી. હિન્દના ઘરેઘરમાં અંગ્રેજી પેસે એ જેટલું સ્વમાનને હીણુ-પ આપનારૂં છે, તેટલું જ અસંભવિત છે થોડા વખત ઉપર મુંબઈમાં વ્યાખ્યાનદ્વારા ચર્ચા થઈ હતી કે હિન્દની ભાષાઓ રોમન લિપિમાં લખવાથી ઘણા ફાયદા થશે! આ જાણી જેટલું આશ્ચર્ય થયું હતું, તેટલું જ અંગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવવાના વિચારથી પણ થાય છે આ પ્રમાણે આ પ્રશ્ન ગૌણ હોવાથી તે ઉપર લક્ષ લેવાની બિલકુલ જરૂર નથી

હવે હિન્દીનો વિશેષ પ્રચાર શી રીતે થાય તેનો ઉપચાર કરવો રહ્યો એક સાધારણ વિચાર મ્હને સૂઝે છે તે અત્રે નોંધી દઉં દરેક શિક્ષિત મનુષ્યે સરસ્વતી જેવું કોઈ હિન્દી માસિક કે પ્રતાપ અથવા અભ્યુદય જેવું સાપ્તાહિક વાચવાનો નિયમ કરવો ધીમે ધીમે વાચવાથી હિન્દી એની મેળે સુગમ થશે, અને જેમ મ્હાવરો થશે તેમ વધારે મઝા પડશે જરૂર લાગે તો એક ન્હાનો હિન્દી કોષ સાથે રાખવો પણ આટલાથી કંઈ બધું પતે નહિ આપણી શાળાઓમાં ઐચ્છિક ભાષા તરીકે હિંદી દાખલ કરવાના યત્ન થવો જોઇએ દેશી રાજ્યો તરફથી આ દિશામાં પ્રયત્ન થાય છે એમ જાણ્યામાં છે વળી મ્હારો પ્રયત્ન તો આપણી સર્વ પરિષદોમાં—ખાસ પરિષદોમાં—હિન્દીને સ્થાન મળે તેમ કરવામાં રહેલો છે અંગ્રેજીને બદલે હિન્દીનો ઉપયોગ થાય તો સહેલાઈથી રાષ્ટ્રભાષાનું પદ હિન્દી લઇ શકે કેટલાક દેશભક્તોની તો એવી પણ ઉમેદ છે કે ધારાસભાઓ, અદાલતો, વગેરેમાં પણ અંગ્રેજીને બદલે હિન્દી જ વપરાવી જોઈએ પણ એમ થતાં ઘણો કાળ લાગશે બધો આધાર પ્રજામત ઉપર છે

અંતે, આ વિષયપરત્વે મહાત્મા ગાંધીજીના વિચારો નોંધી લેખ સમાપ્ત કરૂં છું

કવિતાગ્રંથ ? રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

"ભારતવર્ષમા પરસ્પર વ્યવહાર ચલાવવા વાસ્તે એક ભાષા હોવી જોઈએ, એ વિષે કંઈ સંદેહ નથી જો આપણે હિન્દી-ઉર્દુનો ઝગડો ભૂલી જઈએ, તો આપણે જાણીએ છીએ કે મુસલમાનભાઈઓની ઉર્દુ જ રાષ્ટ્રીય ભાષા છે આ વાત ઉપરથી આ સહજ સિદ્ધ થાય છે કે હિન્દી અથવા ઉર્દુ મુગલ લોકના વખતમા રાષ્ટ્રીય ભાષા બની રહી હતી આજે પણ હિન્દીની સ્પર્ધા કરી શકે એવી બીજી કોઈ ભાષા નથી હિન્દી-ઉર્દુ ભાષાનો ઝગડો છોડી દેવાથી ભાષાનો પ્રશ્ન સરલ થઇ જાય છે હિન્દુઓને થોડા ઘણા ફારસી શબ્દો જાણવા પડશે ઈસ્લામી ભાઈઓને સંસ્કૃત શબ્દનું જ્ઞાન સંપાદન કરવું પડશે આવી રીતે લેણ દેણ કર્યેથી, હિન્દી ભાષાનુ બળ વધી જશે, અને હિન્દુ મુસલમાનોની એકતા કરવા વાસ્તે આપણા હાથમા એક મ્હોટુ સાધન આવી પડશે "*

ગોધરા ભાદરવા }
વદિ ૯, ૧૯૭૫ }

---

# 'માળી' અને અન્ય કાવ્યો.

લેખક—અ સૌ સરોજીની નાનક મહેતા, બી એ

(૧)

દાસ—દેવી! ત્હમારા દાસ ઉપર દયા કરો

રાણી—સભા વિસર્જન થઈ છે અને મ્હારા સર્વ નોકરો જતા રહ્યા છે તું આટલો મોડો શા માટે આવ્યો છે?

દાસ—ત્હમે બીજા બધા સાથેનુ કામ પુરૂં કરો ત્યાર પછી જ મ્હારે આવવાનો વખત છે ત્હમારા છેલ્લા દાસને ભાગે શું કરવાનુ છે તે હું પૂછવા આવ્યો છું

રાણી—બહુ મોડું થઈ જાય ત્યારે શી આશા રખાય?

દાસ—ત્હમારી પુષ્પવાટિકાનો મ્હને માળી બનાવો

રાણી—કેવી મૂર્ખતા!

દાસ—હું મ્હારા બીજા સર્વ કાર્યો તજી દઇશ મ્હારી તરવાર અને ભાલા ધુળમા ફેંકી દઉં છું મ્હને દૂરના રાજદરબારોમા મોકલશો નહિ મ્હને નવા વિજય મેળવવા આજ્ઞા કરશો નહિ પણ ત્હમારી પુષ્પવાટિકાનો મ્હને માળી બનાવો

રાણી—તું શું કામ કરીશ?

દાસ—ત્હમારા આરામના વખતમા ત્હમારી સેવા

પ્રાતઃકાળે ત્હમારે ફરવાનો ઘાસવાળો રસ્તો હું લીલો રાખીશ—જે રસ્તા ઉપર ત્હમારાં ચરણને પગલે પગલે મરણોન્મુખ કુસુમો વધાવી લેશે

---

* છઠ્ઠી ગુજરાતી સાહિત્યપરિષદ માટે લખાયેલો લેખ

---

દયારામનો અક્ષરદેહ રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

સપ્તપર્ણ વૃક્ષની ડાળીએ બાંધેના હીંચકા ઉપર હું હમને જુનાઈશ—જ્યાં સન્ધ્યા કાલનો ચન્દ્ર પાન્ડાઓમા થઇને હમારા વસ્ત્રોને ચુમવા પ્રયત્ન કરને

હમારી શય્યા પાસે બળનો સુગંધિત તેલનો દીવો હું સંકોરીશ અને હમારો પગ મૂકવાનો બાજઠ ચન્દન અને કેસરથી ચિત્રવિચિત્ર ભાત પાડી ચીતરીશ

રાણી—અને કામના બદલા તરીકે શું જોઇશે ?

દાસ—હમારા કમળ સમ નાજુક હસ્ત પકડી હમારા કાંડા ઉપર ફુલની સેરો પ્હેરાવી દેવાની અનુજ્ઞા, હમારા પગના તળીઆ અશોકની પાખડીઓના રાતા રસથી રંગીને, કોઇક ધૂળની રજકણો ત્યા રહી ગઈ હોય તે ચુમી લેવાની અનુજ્ઞા

રાણી—મ્હારા દાસ ! ત્હારી ઇચ્છા પૂરી પડશે તું મ્હારી પુષ્પવાટિકાનો માળી થજે

(૨)

પ્રભાતમા મ્હેં સમુદ્રમા જાળ નાખી

સમુદ્રના અંધારા તળીઆમાથી વિચિત્ર દેખાવની અને વિચિત્ર શોભાવાળી અનેક વસ્તુઓ મ્હેં ખેંચી કાઢી એમાથી કેટલીક સ્મિત પેઠે પ્રકાશતી હતી, કેટલીક અશ્રુમાફક ચમકતી હતી, કેટલીક નવવધુના કપોલ જેવી સુહાતી હતી

આખા દિવસમા એકઠી કરેલી ચીજો લઇ હું ઘેર ગયો ત્યારે મ્હારી પ્રિયા ઉદ્યાનમા ફુલની પાખડીઓ તોડતી બેઠી હતી

એક ક્ષણ વિચાર કરીને એકઠું કરેલું સર્વ ધન મ્હેં તેના પગ આગળ મૂક્યું, અને હાખપણ બોલ્યા વિના ત્યા ઉભો રહ્યો

ત્હેણે એના તરફ જોઇ કહ્યું 'આ બધી કેવી વિચિત્ર વસ્તુઓ છે ! એનો શો ઉપયોગ ?'

મ્હેં લજ્જાથી માથુ નીચું નમાવ્યું, અને વિચાર્યું કે 'આ વસ્તુઓ માટે મ્હારે લ્હડવુ પડ્યુ નથી એ મ્હેં બજારમાથી વેચાતી પણ લીધી નથી એ આને ભેટ આપવા લાયક નથી'

પછી આખી રાતમા મ્હેં તે સર્વ ચીજો એક પછી એક રસ્તામા ફેંકી દીધી

સ્હવારમા મુસાફરો આવ્યા. ત્હેમણે બધી ઉચકી લીધી અને ત્હેને દૂરના પ્રદેશોમા લઈ ગયા *

(૩)

સુન્દરિ ! કવિઓની વીણામાંથી નીકળતાં ગીતોનું સર્વ માધુર્ય તું ત્હારા નેત્રના એક જ કટાક્ષથી હરી લ્યે

પરન્તુ તેમની સ્તુતિની ત્હને બીલકુલ દરકાર નથી અને તેટલા માટે હું ત્હારી સ્તુતિ કરૂં છું.

જગતના સૌથી ગર્વિષ્ઠ મસ્તકો તું ત્હારા ચરણ આગળ નમાવી શકે

પરન્તુ તું તો જેમને કોઇ ઓળખતુ નથી એવાં ત્હારાં સ્નેહીઓને જ આરાધે છે અને તેટલા માટે જ હું ત્હારી આરાધના કરૂં છુ

* રવિ ઠાકોર ટાગોરને યુરોપનું નોબલ પ્રાઇઝ મળ્યું ત્યારે જ હિન્દે ઓળખ્યા !

ત્હારી સુઘટિત બાહુલતાઓ સ્પર્શથી રાજર્ષિને પણ શોભાવે

પરન્તુ તુ નામીદુ વાળવામાં અને ત્હારૂં ગરીબડુ વગ સાર કરવામાં જ એ વાપરે છે અને તેથી જ મ્હને ત્હારે માટે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે

(૪)

સ્ત્રી જાતિ ! તુ માત્ર ઇશ્વરની જ કૃતિ નથી મનુષ્યોની પણ છે તેઓ ત્હને પોતાના હૃદયના સૌન્દર્યથી અર્પિત કરે છે

કવિઓ ત્હારે માટે કલ્પનાના સુવર્ણમય તંતુથી જાળ ગુંથે છે, ત્હારા સ્વરૂપને ચિત્રકારો દિનપ્રતિદિન નવું નવું અમરત્વ અર્પે છે

ત્હોને અલંકૃત કરવા, ત્હને આચ્છાદિત કરવા, ત્હને વધારે મૂલ્યવાન બનાવવા, સમુદ્ર પોતાના મોતી, ખાણો પોતાનુ સુવર્ણ અને ગ્રીષ્મના ઉદ્યાન પોતાના કુસુમ આપી દે છે

પુરુષોના હૃદયની આકાંક્ષાએ ત્હારા યૌવનને વિભૂષિત કર્યું છે

તુ અડધી સ્ત્રી છે, અડધુ સ્વપ્ન છે

(૫).

મધ્યરાત્રિએ સન્યાસ લેવા તત્પર થયેલો પુરૂષ બોલ્યો 'અત્યારે મ્હારૂં ઘર છોડવાનો અને પ્રભુને શોધવાનો વખત છે અહા ! અત્યાર સુધી મ્હને અહિં માયામાં કોણે બાંધી રાખ્યો હતો ?'

પ્રભુએ ધીરેથી કાનમાં કહ્યુ " મ્હે " પરતુ પુરૂષના કાન બંધ હતા

નાહના બાળકને વક્ષને તેની પત્ની શય્યામાં એક બાજુ ઉપર શાંતિથી ઉંઘતી હતી

પુરૂષ બોલ્યો, 'આટલો વખત મ્હને મૂર્ખ બનાવનાર ત્હમે કોણ ?'

તેના અવાજે ફરી કહ્યુ " એ લોકો પ્રભુ છે "

બાળક સ્વપ્નમાં રડી ઉઠ્યુ અને માતાની પાસે ભરાયુ

પ્રભુએ આજ્ઞા કરી, 'મૂર્ખ ! ઉભો રહે ત્હારૂં ઘર ત્યાગીશ નહિ પરતુ હજી પણ એણે સાંભળ્યુ નહિ

પ્રભુએ નિશ્વાસ મૂકી કહ્યુ મ્હારો દાસ મ્હને તજીને જ મ્હને શોધવા કેમ જાય છે ?'

---

* રવિન્દ્રનાથ ટાગોરના 'ધી ગાર્ડનર' માથી પાંચ કાવ્યો

મુદ્રણચરિત ૩ ૧-૮-૦ એન એમ. ત્રિપાઠી, એન્ડ કંપની, મુંબાઇ

# નિમન્ત્રણ.

લેખ.—ડા. કનુભાઈ બચાભાઈ દેસાઇ, એન એમ એન્ડ એસ

પધારો બન્ધુઓ!
આજના મહા ઉત્સવમાં!
ઉત્સવ?
પરતંત્ર—પરાધીન
પ્રજાનો ઉત્સવ કેવો?
પરાધીન—શક્તિહીન
નિઃશસ્ત્ર
કાયદાથી નમાલની
પ્રજાનો ઉત્સવ?
હા—બન્ધુ—હા
એ ઉત્સવમાં
આપણે નાગીનાના બાગ
ઉન્હા ઉન્હા
અને અન્તરની ગૂહાના
હીન્દીઓને થયેલા
અપમાનની એ સ્હવાર
આજ રાખવાના
ઉપવાસ એનાજની
દશ ઇન્દ્રિઓને અને
મનને સંયમમાં રાખી
કરવાની પ્રભુપ્રાર્થના
રાજ્યકર્તાના ન્યાયાસનથી પ
અનેક અંશે સમર્થ
મહાન પ્રભુની
ન્યાયની ગાદી પાસે
આપણે નોંધાવવાની
આપણી ફરીઆદ
અને એ પ્રાર્થનામાંથી જ
આપણે લેવાનો, આપણા
જીવનનો આદેશ
બન્ધુઓ! પુણ્ય પર્વ છે

# લગ્નની ભાવના.*

લેખક—ગ. નવલ-નવનીત.

પ્રિય સુહૃદ,

વસંતનું આગમન થતાં જ આમ્રવાડીયું કોયલના ઝીણા ઝીણા મધુરા ટહુકાથી ગાજી રહે છે શું એ વખતે એને આનંદ નહિ થતો હશે? સૂર્યના ઉદયે સરોવરમાં કમળો વિકસવા માંડે અને ચંદ્રના ઉદયે સાગરમાં ભરતી આવે. આપણા જીવનમાં એવો કોઇ પ્રસંગ આવે છે કે જ્યારે આપણા હૃદય-કમળનો વિકાસ થાય અને સ્નેહની ભરતીથી હૃદય ઉછળવા માંડે?

વર્ષાઋતુમાં આકાશ કાળી વાદળીઓથી ઘેરાઇ ગયું હોય અને તે જોતાં હર્ષમાં મયૂરો કેકારવ શરૂ કરે. આવો મધુરો કેકારવ આપણા હૃદય-કુંજે કોઇ વખત થાય છે ખરો? વાંસળીનો એક જ મનોહર સૂર નીકળતાં હરણાંના હૈયાં તે તરફ ખેંચાય અને તે તાનમાં ગુલતાન બની જતાં આખરે વીંધાય—એવો સૂર આપણી હૃદયવાંસળીમાંથી કોઇ વખત નીકળે છે ખરો? કૃષ્ણ-બંસીના નાદથી ગોપીઓ ગાંડી બની અને વિહ્વલ બની કૃષ્ણ સમીપ દોડી ગઇ. સ્નેહ-બંસીનો નાદ સુણી હૃદય વિહ્વલ થાય છે ખરું? કૃષ્ણ તો રાસેશ્વરી રાધા સાથે રાસ રમ્યા અને કૃષ્ણચંદ્રે ગોપીઓને પણ રાસ રમાડ્યા. હૃદયને પણ આવી રસેશ્વરી રાધા મળે છે અને આવા વરદના રાસમાં હૃદય રસમય બને છે?

તે જ સમય આજનો છે. આ મંગલ-શુભ-ઉત્સવનો દિવસ જીવનમાં એક જ વખત આવે છે અને આ ધન્ય ક્ષણ તો અદ્વિતીય જ છે. લગ્નની પવિત્રતા અને [illegible] નથી બ્રાહ્મણોના મંત્રોચ્ચારમાં કે નથી સુસ્વરે ગવાતાં કિન્નર કંઠીઓના લગ્ન-ગીતોમાં. તમારા ઉભયના આત્માના ઘેરા રંગ ગીતમાં જ આ પ્રણય-ધ્વનિ છે. એ સંગીતની તાનમાં જુદી

* નોંધ —એક સ્નેહીના લગ્ન પ્રસંગે તેમના મિત્ર તરફથી આ પત્ર લખાયો છે. લગ્ન એ આર્ય-સંસારમાં જીવનનો ગંભીર ને અતિ મહત્વનો પ્રશ્ન ગણાય છે. તે વેળાએ નવ વિવાહિત વધૂવરને લગ્નની ગંભીરતાનું અને દાંપત્યધર્મનું સૂચન કરવામાં આવે એવી રીતે આપણા પુરાણ શાસ્ત્રકારોએ લગ્નની વિધિ ઘડી કાઢી છે. વળી પતિપત્નીને કુટુંબના ગુરુજનો તથા મિત્રો તે પ્રસંગને ઉચિત ઉપદેશ કરે એવો સંપ્રદાય આપણે ત્યાં જુના કાળથી ચાલતો આવ્યો છે. હાલના જમાનામાં લગ્ન-ક્રિયાનું રહસ્ય કેટલેક અંશે વીસરી જવાયું છે, તોપણ જેમ બીજી કેટલીએક પાશ્ચાત્ય રૂઢિઓ આપણા જીવનમાં દાખલ થઈ છે તેમ શિક્ષિત વર્ગમાં લગ્નપ્રસંગે વર-કન્યાને અભિનંદન પત્રો લખવાનો રિવાજ ફેલાતો જાય છે. આપણી અસલની વરવહુને ઉપદેશ આપવાની પ્રથાનો ઉદ્દેશ આમાં જળવાતો હોવાથી એ પદ્ધતિ ઇચ્છવાજોગ છે—આ પત્રમાં જીવનમાં લગ્નની મહત્તા, દંપતીનું કર્તવ્ય તથા પતિપત્નીની પ્રત્યેની શુભેચ્છાદિ હકીકત કવિની [illegible] નાના લગ્નની ચોરીમાં રસિકતાથી વર્ણવી છે. તેથી આ અભિનંદન પત્ર પત્રલેખનની કળાના નમુનારૂપે હોવાથી પ્રસિદ્ધ કરવો વાજબી જણાય છે.

સંપાદક—

અમૃતલાલ માધવલાલ શાસ્ત્રી

સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો ના રૂ. ૨-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

જ છે એ ગીતનો આલાપ મેળવ અને તારો આજનો નવો મિત્ર–જીવનભરનો મિત્ર અરે અનંત જીવનનો મિત્ર–પોતાની હૃદયવીણામાં એ ગીત સારી પેરે ઉતારશે તું ઉસ્તાદ બની તાલીમ આપ અને જોઇ લે પછી આખા જીવનમાં એ સંગીતની મીઠી મોંઘી મઝા

તે જ સમય–દિવસ–આજનો છે કે હૃદય–કુંજે કોયલનો મીઠો ટહુકો સંભળાય, મોરલાની મધુરી કેકાયે સંભળાય અને હૃદય–સાગરમાં સ્નેહની ભરતીયે આવે આજે જ વીણાનો નહિં સાંભળેલો અપૂર્વ સૂર સંભળાય અને હૃદયને વિહ્વળ બનાવે કોઇ કહેશો કે એ સૂર ક્યાંથી આવે છે? અદૃશ્ય વીણાના તાર ઝણઝણે છે અને આત્માને થનથન નચાવે છે વીણાના તાર ઉપરનો કોમળ અંગુલીઓનો કોમળ સ્પર્શ પણ સંભળાય છે? રાસેશ્વરી રમે શ્વરીના આજે પ્રથમ દર્શન નથી થતાં? જીવનની 'ઉષા' આજે નથી ઉગતી?

લગ્ન કોનું? બે હસ્તોનું કે બે વસ્ત્રોનું? બે હાથોનું જોડાણ લગ્ન હોય તો મિત્રને નગરના શના દુર્જન–દુર્જન લગ્નમાં જ ગણાવા જોઇએ આત્માની–જીવનના હૃદયોની ગ્રંથિને આમ ક્યાંયે સ્થાન છે? સ્નેહની ગ્રંથિથી જોડાણું તે લગ્ન અને હાથોનું લગ્ન તે અંતરના સ્નેહ–લગ્નની માત્ર પ્રતિજ્ઞા કેમ ન હોઇ શકે? અને તે પ્રતિજ્ઞા એ જ છે કે આત્મના આત્મા સદ્ધર્મિ આ પ્રતિજ્ઞા ઉપર જ દામ્પત્યજીવનનો આધાર છે

તમારા પરસ્પર હૃદયના પ્રીતિયોગની વાત હું કેવી રીતે લખી શકું? લખવાને અધિકાર છે? દંપતીના પ્રેમવિષે તો એટલું જ કહી શકાય કે —

"हृदय त्वैव जानाति प्रीतियोग परस्परम्।"

તમારા પ્રીતિ–યોગનો મંત્ર તો એ જ છે કે —'મારા જીવનનો હર્ષ મારી જીવન સંગી ઝીલે અને મોહના રસ ગળાય નહિ પણ પરસ્પર વિનિમય થાય સ્નેહની લ્હાણો અપાય–લેવાય અને જીવન સુખદ બને" પતી–પ્રેમની ભાવના તો એ જ છે કે "સોઽહં સોઽહં' બની રટે, સાઽહં સાઽહં' કંથ, સેવે એક બીજા તણા, એ સહચાર અનંત" આ જ તમારા સ્નેહના અદ્વૈતભાવ એ અનુભવ તમે અનુભવો 'અનુભવનારૂં મળો કો આત્માના ઉદ્ગાર નું ગાનારૂં મળો જો તુજ હૃદયના વસતે" એવી મારી શુભેચ્છા આજે સફળ થાય છે અહિંથી જ 'પ્રાણ–વિનિમય' શરૂ થાય છે 'પ્રભુતામાં પગલાં' આજથી જ મંડાય છે અને એ પ્રભુતાને પામી પ્રભુને પામો જીવન પ્રભુ વિના સારૂં નિવડે? આ અસાર જગ-તમાં પ્રભુને પામ્યા વિના છુટકો છે?

વર–પત્ની તો 'સ્નેહ ને સૌજન્ય કેરી દેવી' કહેવાય, તો સ્નેહ અને સૌજન્યના દાન તમને નહિ મળે? એ દેવી–હૃદયની સ્નેહ રાશી–પનોતે પગલે તમારા ગૃહે પધારે તો તમે સ્વાગત નહિ કરો? આંગણે ફુલડાં વેરશો કે મોતીની માળાના તોરણ બાંધશો? અને તે નહિ મળે તો હૃદયના ઉમળકાથી ઉભરાઇ જતા હર્ષનાં અશ્રુ–બિંદુઓથી આંગણું નહિ છાંટો? તમારાં હૃદયમંદિરનું આંગણું તો એ મોંઘા આંસુઓના પવિત્ર જળથી જ શણગારજો અને આંગણે સ્નેહ–રંગના સાથીઆ પૂરજો, તમારી દેવી કે જેને તમે ભવિષ્યમાં

નીતિ-પણ રૂ. ૨–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

" त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयम्
त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे ।"—भवभूति

કી સમોરગો તેને સ્નેહના આટલાયે સ્વાગત નહિ હોય ?

એ હસીના સ્મિત-કુસુમ આગળે વૈરાગ્ય અને માધુરી સૌન્દર્ય ઉડી જ તો દેવોને પણ આ નન્દનવન જેવી ગૃહ-કુંજોમાં રમવા આવવાનું મન થાય તમને સ્નેહ-અમૃત-નું પાન કરાવે એ જ " રસિક ચતુર રમણી રજકણમાંથી રત્ન બનાવે " અને હૃદયને સાવે પછી કઇ જીવનમાં ઉણપ રહેશે ? આખું જ જીવન હસ્યા કરવાનું અને હસમુખીના વાત્સલ્ય પ્રભાવના પ્રવાહમાં સૌન્દર્યના દર્શન કર્યા કરવાનું અને તેના સ્નેહાળ-ઉદાર હૃદયના સ્નેહ-હિંડોળે ઝુલવાનું આ બધી સ્નેહ-યોગની જુદીજુદી વિધિઓ છે તમે એ બધું અનુભવો એટલે એ દામ્પત્ય-જીવનના મીઠા અનુભવોના સ્મરણો તમારી કવિતામાં ઉતરશે અને તમારી સ્નેહ-ગીતાના પાઠ સ્નેહ-યોગીઓ અહોનિશ વાંચ્યા જ કરશે

ત્યારે આજે તમને-ઉભયને શું આપવું ? વ્હાલસોયા હૃદયના ઉમળકા સારી લાગણીઓ અને સ્નેહીઓના હૃદયના અભિનન્દન એનાથી વિશેષ શું આપી શકાય ? તમારા ઉભયના જીવન પ્રભાતે ખીલતા સુંદર ગુલાબના ફુલો જેવા જ હસતા હો, અને જીવન એવા જ સુગન્ધવાળા બનો જીવનને ઇન્દ્રિયજન્ય વાસનાઓના સ્પર્શથી કરમાઇ જવા દેશો નહિ અને જગતની પામર વૃત્તિઓનો છાંયડો યે નહિ લાગે તે ધ્યાનમાં રાખશો. જીવન-કુસુમને પ્રેમના પ્રકાશમાં ખીલવતા રહો અને જીવનને સુંદર બનાવો તમારા જીવન-માર્ગો સ્નેહ-કુસુમોથી પથરાયેલા રહો આત્માના ઉંડા ગીતોથી તમારી હૃદય-કુંજો ગાજી રહો અને અમોઘ વૃત્તિવાળા દામ્પત્યજીવનનો આદર્શ મનાવો સ્નેહ અને વાત્સલ્યની મીઠી ભાવનાઓથી તમારા હૃદય પોષો અને ગૃહ-જીવન ઉજેરો કુદરતી સુખની પરિસીમા નરીપ ઝુંપડીમાંયે પણ અનુભવો આર્ય સંસ્કૃતિને શોભાવનારા ગૃહસ્થાશ્રમના અતિથિ ધર્મ-ભૂતદયા-પ્રાણીમાત્ર તરફ પ્રેમભાવ-તમે ભૂલી જશો ? દયા, દાન અને દીનતાના સંસ્કારો તમારા જીવનમાં સર્વને માટે ગુંથી દેજો આ મારી શુભેચ્છાઓનો સાક્ષાત્કાર તમો થાઓ અને તેને માટે પરમકૃપાળુ તમને દીર્ઘાયુ ભરી અખંડ સામર્થ્ય આપો इति शम्

---

કમળકુમાર. રૂ ૦-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# ટૅબિ.

લેખક—રા. હુમમનરાવ હરિલાલ ધ્રુવ.

( ચિત્ર —રા. રવિશંકર પંડિત )

( ગયા અંકથી અનુસંધાન )

અડધી મિનિટ પછી રૅન્ડૅન્ આવીને ટોપી ઉતારીને ઉભા રહ્યો

મિસિસ્ કૉન્સિએ ત્હેને કહ્યું, "મિ રૅન્ડન, તમોને યાદ છે કે, એક ન્હાનું ગલુડીઉં તમારી જોડે શીખવવા માટે મોકલ્યું હતું ?"

"હા યાદ છે, કેમ ?"

"ક્યારે, એ ?"

"ઘણું કરીને નવેમ્બર મહિનામાં "

મિસિસ્ કૉન્સિએ કહ્યું, "શું થયું હતું કુતરાને, કહો જોઈએ ?"

"કાનઉપર ઘા પડ્યો હતો તે વિષે સાંભળ્યું હતું કે, બિલાડીએ એને બચકું ભર્યું હતું કાન થોડોક ભાગ કાપી નાખ્યો હતો—આ જ કે તે કુતરૂં ?

"તમને શું લાગે છે ?"

"મ્હને તો એ જ લાગે છે બરોબર એવું જ આ દેખાવમાં છે—ત્હોયે અત્યારે એ જરા મ્હોટું થયું છે "

મિસિસ્ કૉન્સિએ કહ્યું, "હા, મિસ્ટર રૅન્ડન, એ જ કુતરૂં આ, ઠીક ઉપકાર થયો ગુડઆફટર નુન "

રૅન્ડને ફરી પાછી ટોપી ઉતારી

મિસિસ કૉન્સિએ સૉફરને હુકમ આપ્યો, "ઘેર " મોટર ફરી પાછી ચાલવા લાગી

કપિન આટલો વખત માથું નીચું કરીને બેઠો હતો હવે બોલ્યો "મિસિસ કૉન્સિસ આનું કંઈ જ પ્રયોજન ન્હોતું આપે કહ્યું હતું કે આપનું કુતરૂં છે એ જ યથેષ્ટ હતું,'

મિસિસ કૉન્સિએ કહ્યું 'બરાબર છે, તો પણ કોણ જાણે ગમે એટલું તોયે આમે તમારાથી તદ્દન અપરિચિત એમના માટે—"

મોટરકાર ઘેર આવી પ્હોંચી કપિને જોયું કે, રિજન્ટસપાર્કની ઘણું પાસે છે —

ડહાએ કહ્યું, "આજ અમે આપને ઘણી તકલીફ આપી મિસ્ટર મહેતા આવો ચ્હા પીતા જાવ."

કપિને પ્હેલા તો "ના" કહી પણ છેવટે સ્વીકાર કરીને, તે એમની સાથે ઘરની અન્દર ગયો

થોડી જ વાર પછી ચ્હા આવી ટૅબિ આટલો વખત કપિનની પાસે તેને અઢેલીને બેઠો હતો પારકાને ઘેર આવીને નવા માણસોની અંદર પડીને તે ઘણો ખસિયાણો પડી ગયા

સાસરજીવન ૨ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

હતો. રોજ ચ્હા પીતી વખતે કેટલી બધી એની કુદાકુદ—અને આજ અહિયાં તો તેમાંનું કંઇ જ ન્હોતું

કપિલ વચ્ચે વચ્ચે ટેબિના તરફ જોતો હતો અને તેનું હૃદય અંતરથી ધમક્ ધબક્ થયા કરતું હતું. નહિ જો પ્હેલેથી એ જાણી શક્યો હોત કે, "આ પાંચ મહિના પછી કુતરાનો એને પરિત્યાગ કરવો પડશે તો તો, એના ઉપર એ આટલી બધી માયા થવા દેત નહિ— પણ હશે, હવે ગઇ બાબતનો શોક કરવાથી શું થાય?"



કપિલ વચ્ચે વચ્ચે ટેબિના તરફ જોતો હતો.

મિસિસ્ કૉનિન્સ કપિલના મનનો ભાવ સમજી શકી હતી. ચ્હા પીવાનું પૂરૂં થયા પછી, છોકરીને બીજા ખંડમાં લઇ જઇને, ફરીને તેણે ઘણું કરીને સમજાવી પણ ફર્ગ્યુ... 

સંસારદર્પણ (નાટક) રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

કોઇપણ રીતે પોતાનો દ્રક છોડવાને રાજી થઈ નહિ એટલામા એજે ચેન્ અને કૉલર ખરીદવાને માટે નોકરડીને દુકાને પણ મોકલી દીધી હતી

ચેન્ અને કૉલર આવતામા જ ૨નોરાએ રેબિના ગળામાથી જુનો કૉલર ન્હાઢીને ન્પિનના હાથમા આપ્યો, નવો કોલર પ્હેરતા રેબિ ખૂબ દ્રઠ કરવા લાગ્યો પણ, ન્હાનું કુતરૂં! એવડી મ્હોટી છોકરીની સાથે તેનું જોર ક્યા સુધી ચાલી શકે? ૨નોરાએ તેના ગળામાં નવી ચેન્ અને કોલર પ્હેરાવ્યા મોકાના પત્ર સાથે તેને બાધી દીધુ

કપિન ઉઠીને ઉભો થયો તેણે કહ્યું "મિસિસ્ કોનિન્સ, હવે મારે વિદાય"

મિસિસ્ કૉનિન્સે કહ્યુ "હમણા જ જશો?"

રેબિ તરફ કપિન પૂઠ કરીને ઉભો હતો ૨નૉરાએ આવીને તેની સાથે શેકહેન્ડ કરીને કહ્યું, "તમારી દયા હુ કદિ પણ ભુલીશ નહિ કુતરૂં મ્હેં લીધુ છે એટલા માટે મ્હારો અપરાધ ના ગણશો હો, મિ મહેતા."

કપિને કહ્યુ "અપરાધ શાનો?" તેને ઇચ્છા થઇ કે, કુતરાને સભાળપૂર્વક રાખવાને માટે, ૨નૉરાને હું સ્હેજ ઓળભણુ દઉં પણ તેના અન્તઃકરણને [illegible] થવા લાગ્યુ મ્હોમાથી વાતને બહાર કરી શક્યો નહિ

મિસિસ્ કૉનિન્સે કહ્યુ "ગુડબાય્, મિ મહેતા! તમારા સૌજન્યથી હું ખુશ થઈ છુ તમને પ્હોચાડી જવાને માટે મ્હારી 'કાર' તમારી વાટ જુએ છે'

કપિને કહ્યુ, 'ઉપકાર થયો 'કાર'ની મ્હને જરૂર નથી ચાલતો જ ઘેર જઇશ અહિં નજીકમા જ છે ને ગુડબાય"

કપિન એ ખડમાથી બહાર આવતા જ, રેબિએ ઝડારૂપે ઝપાટો કરીને ચેનને આચકો મારીમારીને ઉંચે સાદે ચીસો પાડવા માડી સિડી ઉપરથી ઉતરતા ઉતરતા કપિનના પગ ધ્રુજવા લાગ્યા સિડિનો 'હૅન્ડ્રલ' પકડીને કોઇ પણ રીતે તે નીચે ઉતરવા લાગ્યો રૅબિની વ્યાકુળ ચીસો તેના કાનમા જાણે ગાજેના લોઢાની માફક પ્રવેશ કરતી હતી ત્રીજે માળની ત્રીજે માળ અને બીજે માળથી ભોયતળીએ આવીને, ટોપી અને લાકડી લેવાને માટે કપિન હૉલમાં જઇને ઉભો રહ્યો રેબિનો સ્વર હજી પણ તેના કાનમાં આવતો હતો

ઘરનો નોકર ટોપી અને લાકડી તેના હાથમા આપીને, બારણુ ઉઘાડીને, તેને નીચો નમ્યો. રાજમાર્ગ ઉપર આવીને ઉતાવળે પગને કપિન ઘર તરફ ચાલવા લાગ્યો

૪.

ઘેર પ્હોચીને, લેચ્-કીવતી બારણું ઉઘાડીને, ટોપી અને લાકડી હૉલમા રાખીને કપિને, બીજે માળ એકદમ પોતાના શયનખડમાં જઇને બારણા બધ કરી દીધા દર્પણમા એકાએક પોતાનુ પ્રતિબિમ્બ જોઇને તેણે ધાર્યું, "એની પણ સાથે મેળાપ ન થયો એ સારૂં જ થયુ" તેની આંખો ભેગી થઈ હતી,-આંસુથી ઉભરાયાં કરતી હતી એક બસ ધીરેધીરે ગ્રુજ્યા કરતાં હતા

કોટ અને ખમીસનો કૉલર ખોલી નાખીને, એક આરામ ખુરશીમાં કપિન ઢળી પડ્યો એમને ઘેર સિડી ઉપરથી ઉતરતી વખત, હૉલમાં ઉભા રહીને, ટૅબિનું તે હૃદય-વિદારક રૂદન તે સાંભળતો આવ્યો હતો, તેના જ ઉપરાઉપરી આઘાત પડઘા તેના કાનમાં સંભળાવા લાગ્યા થોડોક વખત આંખો મીંચીને કપિન ચરૂમાં પડી રહ્યો કલ્પનામાં તેણે જોયું કે, એમને ઘર ટૅબિને બાંધી રાખ્યો છે બેહો બેહો, "ઉ" "ઉ" કરીને આખો વખત તે બેસી રહે છે, કોઇ પણ રીતે તે છાનો રહેતો નથી વિચાર કરતા કરતાં કપિનની આંખમાંથી ટપ ટપ્ કરતા આંસુ ટપકવા લાગ્યા

એકાએક કપિયે રૂમાલ બહાર કહાડીને આંખમાંથી આંસુ લ્હોઇ નાખ્યા તેના મનને થયું—આ હું શું કરૂં છું!—રોઉં છું! પુરૂષ માણસ થઇને દુર્બળ સ્ત્રીની માફક રોઉં છું!—છિ છિ—

* * *

કપિન પછી એકદમ ચૅરમાંથી ઉભો થયો ખીસામાંથી પાઈપ અને તમાકુ બહાર કહાડીને બારીની પાસે જઇને તે ભરવા લાગ્યો જાણે કશું થયું જ નથી, એવો ભાવ મનની અંદર ઉત્પન્ન કરીને તે ગુણગુણ કરતો એકાદ ઇંગ્રેજી હાસ્યરસનું ગીત ગાતો ગાતો તાલે તાલે કાર્પેટની ઉપર પગ ઠોકવા લાગ્યો

પાઇપ તૈયાર થયા પછી, દીવાસળીને માટે કોટના ખીસામાં હાથ નાખતાં જ, ટૅબિનો કૉલર હાથમાં આવ્યો તે બહાર કહાડીને મેન્ટલ શેલ્ફ ઉપર રાખતાં રાખતાં, ફરી તેની આંખો આંસુથી ભરાઈ ગઈ તૈયાર કરેલી પાઇપ પાછી ટેબલ ઉપર નાખી દઇને, ચૅર ઉપર તે બેસી પડ્યો બે હાથે મ્હો ઢાંકીને ફરી પાછો તે રોવા લાગ્યો

અગ્રે સાડાસાતના શુમારે લેન્ડલેડિએ આવીને કપિનના શયન-ખંડનું બારણું ખખડાવ્યું તેણે કહ્યું, "મહાશય, તમારે માટે ખાવાનું લાવું કે?"

કપિયે પહેલેથી જ નક્કી કરી રાખ્યું હતું કે, ઘેર આજ ખાઇશ નહિ,—પીરસતી વખત લેન્ડલેડિ નકકી પુછશે કે, ટૅબિ ક્યાં ગયો, તેનું શું થયું, ઇત્યાદિ, તે વખત કદિ પોતે પોતાને વારી ન શકે તો?—લેન્ડલેડિની રૂબરૂમાં—એ મ્હોટી શરમની વાત હાલ પછી જે થવાનું હશે તે થશે તેથી જ કપિયે જવાબ દીધો—"ના મિસિસ જોન્સ—ના, હું હમણા જ બહાર જઉં છું ઘેર ખાવાનો નથી"

લેન્ડલેડિએ ધાર્યું, કદાચ બહાર કોઇ જગ્યાએ આમંત્રણ હશે ખાવાનું બચ્યું—તે ખુશી થઈ તેણે પૂછ્યું,"

"ટૅબિને માટે ખાવાનું કંઇ રાખું કે?"

"ના જરૂર નથી"

લેન્ડ લેડીએ ધાર્યું, ટૅબિપણ સાહેબની સાથે જવાનો હશે, ત્યાં ખાતો આવશે તેણે પૂછ્યું, "તમને પાછા ફરતા કેટલી રાત થશે, મહાશય?"

લલિતનાં કાવ્યો રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

' અગીઆર "

' ઠીક, ત્યારે મારણાની તાળુ નહિ મારૂં દ્દોનમાં મીણબત્તી સળગતી નાખી મુકીશ "

' ઉપકાર મિસિસ ન્યેન્સ "

મહા હાથ ધોઇને કપિન બહાર ચાલ્યો તેણે વિચાર કર્યો ચાલતો, હાઇડ પાર્કમાં જઇને બેસુ તે ત કે એક ઓમનિબસ જતી હતી કપિન કુદીને તેની અન્દર જઇ બેઠો રીજન્ટસ પાર્કની નજીક આવતા જ તેને કંઈક યાદ આવ્યુ ઓમનિબસમાથી તે ઉતરી પડ્યો મિસિસ કૉન્ન્સના ઘર તરફ તે ચાલવા લાગ્યો

તે ઘરની રહામે જઈને રસ્તાને બીજી બાજુએથી, રાત્રે જે ખ મા બેસીને તેણે ચ્હા પીધી હતી, તે જ બારણા તરફ તે જોઇ રહ્યો ખુલ્લી બારીમાં થઇને અજવાળુ બહાર પડતુ હતુ કોઈ પિયાનો વગાડતું હોય તેવો અવાજ કાનપર આવતો હતો ટેમિના રોવાનો અવાજ સંભળાતો ન હોતો

કપિને ધાર્યું, રોઇ રોઇને આખરે વખતે કદાચ એ ચુપ રહ્યો હશે. આખો વખત કોઈ કંઈ રોયા કરે? માણસ પણ રૂવે નહિ, તો આ તો કુતરૂં !

કપિન ધીમે ધીમે ઘરના બારણાની નજીક જઇને ઉભો રહ્યો બાજુએ ન્હાનેકુ વીજળીનુ બટન દબાવ્યુ

થોડીક ઘડી પછી એક નોકરડી બહાર આવીને ઉભી

કપિને પુછ્યુ, "આ ઘરમા એક નવો કુતરો આજે આવ્યો છે" તમે તે જાણો છો ?"

નોકરીએ કહ્યું "હા, જાણુ છુ"

' તે-પેહેના—મ્હારી જ પાસે હતો હું જ રહારે તેને સાથે લઇને આવ્યો હતો—'

નોકરડીએ તેને અટકાવીને કહ્યું 'ખબર છે મહાશય! આપને મ્હે જોયા છે હું જ સ્ટડ લાવી હતી '

'ઓહ—તમે? ઠીક, જુઓ—મ્હારા આવ્યા જતી વખત કુતરો ઘણું જ રોવા લાગ્યો હતો અત્યારે તો હવે એ રોતો નથીને?

'ના, હવે તો એ નથી રોતો તમારા ચાલ્યા ગયા પછી ઘણો વખત સુધી એ રોયો હતો મિસ ફ્લોરા તેને કેટલા લાડ કરવા લાગી કેક બિસ્કુટ એ બધુ ખાવાને આપ્યુ, પણ કાંઇએ તેણે ખાધુ નહિ થોડીવાર પછી તે ચૂપ રહ્યો ખરો—પણ વચ્ચે વચ્ચે હજી પણ કોઇ કોઇવાર "ઉ" "ઉ" કરીને રડી પડે છે"

મહા મહેનતે આંસુ રોકી રાખીને કપિને પુછ્યુ, "અત્યારે એણે કંઇ ખાધુ છે ખરૂં?

"તે તો હું જાણતી નથી, મહાશય તોયે મિસ ફ્લોરા રસોડામા આવીને થોડુક કૉ-ફ્રાઇડ અને થોડીક રાઇસ-પુડીંગ, આ થોડીક જ વાર થઇ લઇ ગઇ હતી આપ અંદર આવશો? મ્હારી મે બ્હેનને ખબર આપુ?'

કપિને એકાએક કહ્યું,"ના—ના—અત્યારે અંદર નથી જવું, બીજા કામે જઉ છુ ગુડ નાઇટ."

'ગુડ નાઈટ, મહાશય"—કહીને નોકરડીએ બારણું બંધ કર્યું. કપિન લાખો ફિ સામો નાખીને, ધીમે પગલે એક દરવાજામાં થઈને રીજન્ટસ પાર્કની અંદર દાખલ થયો. આ વખતે હાઈડ પાર્કમાં લોકોની સંખ્યા જેટલી મ્હોટી હોય છે તેવું અહિયાં ન હોતું. ત્હોયે દીવા સળગતા હતા.

અહિંયાં ના લોકો પણ ફરતા હતા. કપિન ખોળતો ખોળતો તે જ બેન્ચ ઉપર જઈને બેઠો. બેસીને વિચાર કરવા લાગ્યો. "આશ્ચર્ય! આ જ ઠેકાણે તે મળ્યો હતો, અને આ જ ઠેકાણે તેને ગુમાવ્યો "—રૂમાલ બહાર કહાડીને કપિલે આંખો લ્હોઈ.

બેઠો બેઠો કેટલીયે વાતના તે વિચાર કરવા લાગ્યો. આ પાંચ મહિનામાં ક્યારે કુતરાએ શું કર્યું હતું, એ બધું એકે એક તેને યાદ આવવા લાગ્યું. હમેશાં જ્યારે તે સ્હવાર—નો નાસ્તો લીધા પછી બહાર નીકળતો, ત્યારે ટૅમિ પણ તેની સાથે સાથે બહાર આવવા હઠ કરતો. જોરપૂર્વક તેને અંદર પુરીને બારણાં વાસી દેવાં પડતાં. રોજ સાંજે જ્યારે તે ઘેર પાછો આવતો, ત્યારે બારણું ઉઘાડતાં જ તે જોતો કે, હૉલમાં ટૅમિ ચૂપ કરીને બેસી રહ્યો છે. તે અંદર આવતાની સાથે જ ટૅમિને કેટલો આનન્દ—કેટલો ધમપછાડ! વગેરે ગાડાની માફકતે વતતો, મ્હાની વખતે બેઠો બેઠો બિસ્કુટ ખાતો. પ્હેલાં તો કપિલ ટૅમિને બજારમાં સસ્તી કિમ્મતના *Dog Biscuits* વેચાતાં લાવ્યો હતો. ત્યાર પછી એક દિવસ તેણે સાંભળ્યું કે, બિસ્કુટના કારખાનામાં દિવસ પૂરો થયે, બરણીથી ઝાડુ વડાડીને વાળી નાખતાં જે બધા ટુકડા અથવા ભુકો વિગેરે એકઠું થાય છે, તેમાંથી કુતરાનાં બિસ્કુટ બનાવવામાં આવે છે. તે વાત સાંભળ્યા પછીથી, ફરીને તે ડૉગ ટૅમિને માટે કુતરા-બિસ્કુટ વેચાતાં લેતો નહિ—વધારે કિમ્મત આપીને, માણસ જે બિસ્કુટ ખાય તે જ તે ખરીદતો. ડિનરને વખતે ટેબલની નીચે ટૅમિ ચુપ કરીને તેના પગ તળે બેસી રહેતો. પોતાનું ખાવાનું પુરૂં થતાં જ, કેવી રીતે તે જાણી શકતો—બહાર નીકળીને ઉભો થઈને પૂછડી હલાવ્યા કરતો. કપિન પછી ટૅમિને ખાવાની પ્લેટ નીચે મુકતો—ટૅમિ ખાતો. રોસ્ટ ચીકન તેની એક ભાવતી વસ્તુ હતી. નોકરડીએ કહ્યું છે, ફ્લૉરા તેને બાગે ઓઢામાંથી કાઢીને લઈ ગઈ હતી—પણ ટૅમિ, એ ખાશે, શું? શક પછીની વાત છે. એક દિવસની વાત યાદ આવી. તે વખતે એક મહિનાથી ટૅમિ આવ્યો હતો. કપિનને બહાર ડિનરને માટે નિમન્ત્રણ હતું. રાત્રે દસ વાગતે, જ્યારે તે ઘેર આવ્યો, ત્યારે લૅન્ડલેડિએ તેને કહ્યું, "મહાશય, તમારો કુતરો અદ્દભુત છે. અમ્હે ખાધા પછી પ્લેટ ભરીને ખાવાનું લાવીને ટૅમિને મુક્યું. તે અડક્યું પણ નહિ. ખાલી આખા ઘરમાં તમને શોધી શોધીને જ ફર્યા કરે છે. છેવટે તમારા બેસવાના રૂમમાં, ખાવાની પ્લેટ સાથે તેને પૂરી રાખ્યો છે. હવે જો ખાતું હોય તો. હું કહી શકતી નથી "—કપિન પોતાના બેસવાના રૂમમાં દાખલ થતાં ટૅમિ મ્હોટા કુદકા મારવા લાગ્યો. એકના કુદકા પછી જ નહિ—ઉલ્લાસની સાથે ચીચીઆરીઓ પાડીને પાછો કુદવા—જાણે તે કહે છે—" ક્યાં ગયા હતા, કહો! મ્હેં તો ખાધું હતું?—મ્હને

હમેશને માટે મુખીને તમે ચાલ્યા ગયા હતો—ફરીને હુ તમારૂં મ્હો સરખુ જોવા નહિ પામુ-આવેશથી કઇ કિ શાન્ત થયા પછી ટૅબિએ ખાવામા મન પરોવ્યુ પ્હેલાં તો એ અટકયો. સૂદ્રા એ ન્હોતો કપિને ફરીથી પાછા આસુ સાર્યાં

ઘડીઆળ કહાડીને જોયુ, રાતના લગભગ અગીઆર વાગવા આવ્યા છે અગિઆર વાગતે દરવાજો બધ થશે, કપિલ ઉઠયો

ઘેર જઇને તેણે પથારીમા આશરો લીધો ઉંઘ કઈ આવવા માટે છે? લગભગ આખી રાત તરફડ કરીને કેવટે સહવારની લગભગમા તે ઉઘી ગયો

બીજે દિવસે આઠ વાગતાને સમયે નિદ્રા ઉડી જતા રોજની ટેવ પ્રમાણે ઘરના ખુણામાં ટૅબિને સુવાની પથારી તરફ તેની નજર ગઈ આજ તે ખાલી છે! બીજા દિવસોએ તે જોતો કે, ટૅબિ તેની અદર ગુચપુટ થઇને ઉંઘે છે કપિલ બૂમ મારતો—" ટૅબિ-ટૅબિ-ટૅબિ-" ટૅબિ તેવો જ દોડીને પલગની નજીક આવતો, આગના પગ બન્ને બિછાનાની કોર ઉપર મુકીને દુસ દુસ કર્યા કરતો કપિલ તેને સ્હેજ લાડ કરતો આજ એ લાડ ભોગવવાને આવનાર હવે કોઈ નથી

લાંબો નિસાસો નાખીને કપિલ પથારીમાથી ઉઠયો હાથ મ્હો ધોઇને, લુગડા પહેરવા શરૂ કર્યા કોટ ઉપર ઠેકાણે ઠેકાણે ટૅબિના ધોળા રૂઆ લાગેલા હતા હમ્મેશા સ્હવારમા બ્રશ-વતી તે રૂઆ બધા ઝાડયા પછી કપિલ કોટ પ્હેરતો આજ પણ રૂઆ તે સાફ કરવા લાગ્યો. સાફ કરતે કરતે તેના મનને થયુ—" આજ જ છેલ્લો દિવસ છે—કાલથી હવે કોઇનાયે રૂવા સાફ કરવાના નથી "

૫.

આખો દિવસ કપિલે કેવી રીતે કહાડયો, તેનુ વર્ણન કરવાની જરૂર નથી ટૅમ્પલમાં જઇને કાયદાના લેકચર સાભળવા, લાઇબ્રેરીમા જઇને વાચવુ, કૉમન રૂમમાં જઇને વિશ્રામ લેવો, હમ્મેશના નિર્દિષ્ટ કરેલા બધાય કામો તે યત્રના પૂતળાની માફક કરી ગયો જ્યારે ઘેર જવાનો વખત થયો, ત્યારે તેને યાદ આવ્યુ કે આજ તો બારણુ ઉઘાડતા જ ટૅબિ મ્હારા શરીર ઉપર કુદી પડશે નહિ! તેથી જ ઘેર જવાનુ તેનુ મન ન થયુ એકાદ રૅસ્ટોરાંમા ચ્હા પીને હાઇડ પાર્કમા તે ફરવા ગયો

ત્યા પ્હોચીને, એક બેન્ચ ઉપર કેટલોક વખત તે બેસી રહ્યો કલાકેક રહીને તેને ઘણો જ કટાળો આવ્યો એકવાર વિચાર કર્યો ઘેર જાઉં—કાલ રાત્રે બરાબર ઉંઘ આવી નથી, જઇને ડિનર જમીને વ્હેલો વ્હેલો સુઇ જઉં, પણ તે પણ ઠીક લાગ્યુ નહિ આજ તો ખાતી વખત ટૅબિ આવીને તેના પગ તળે બેસી રહેશે નહિ!

ધીમે ધીમે કપિલ હાઇડ પાર્કમાથી બહાર આવ્યો. તે વખતે સાત વાગી ગયા હતા. દિવાલઉપર નાટકની એક જાહેર ખબર જોઇને તેના મનને થયુ કે નાટકમાં જઉં કલાક ત્રણેક ભૂલી જઇશ ત્યાર પછી કોઈ પણ રૅસ્ટોરામા કઇક ખાઇને, ઘેર જઇને સુઈ જઇશ

મારી વીસ વાર્તાઓ. રૂ ૧—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ *

'આજ મ્હારે પાંચ વાગ્યાને વખતે અમે કોઈ પણ ઘરમાં ન્હોતા ફ્રૉંગને લઇને હુ સેન્ટ જેમ્સીસ રોડમાં કોનનર્સ નામના ગર્લની હતી ઘેર આવીને જોયુ તો કુતરૂં નથી ચેન જેવી રીત બાંધેલી હતી તેવી જ બાંધેલી છે, પણ અડધી તે તોડી નાખેલી છે "

કપ્તિન બોલી ઉઠયો "ત્યારે હુ ધારૂ છુ કે મ્હારે જ ત્યાં એ ગયો હશે"—એટલુ કહેતા જ અનુશોચનાથી તેનું હૃદય બળવા લાગ્યું તેણે વિચાર કર્યો છિઃ છિઃ—શામાટે આ શબ્દો હુ બોલ્યો ? ન્હિં ગયો હોય તો ગયોયે હોય ! હમણા જ મને ફરીથી પાછો લાવવાને માટે આ લોકો માણસને ઘરે ભાગે તો મ્હારી સાથે જ મોકલશે !'

પણ મીઠી જ ઘડીએ તેનો તે ભાવ દૂર થઈ ગયો મિસિસ ફ્રૉનિગે કહ્યું, ' ના મિસ્ટર મહેતા, તમારે ઘેર એ નથી ગયો મ્હેં ત્યાં જણવાને તમારે ત્યાં માણસ મોકલ્યું હતુ "

કપ્તિને કહ્યુ "ત્યારે એ ક્યાં ગયો હશે ?"

મિસિસ ફ્રૉનિગ થોડીક વાર મૌન રહીને છેવટે બોલી, "મ્હને લાગે છે, કુતરો અત્યાર જીવતો નહિ હોય !'

કપ્તિન રૂંધાયલા શ્વાસથી બોલ્યો, "જીવતો નહિ હોય એ તમે કેમ કરીને જાણ્યુ ?"

"કેવળ કુતરાને બોલાવવા માટે જ તમારે જ ત્યાં મ્હેં માણસ મોકલ્યા હતા એમ નથી બીજે ચારે તરફ ખબર કઢાવવાને માટે પણ મ્હેં માણસો મોકલ્યા હતા તે લોકોએ પાછા આવીને કહ્યું કે, આજ આશરે છ એક વાગ્યાને વખતે એજવર રોડના નાકા આગળથી એક ગોરો કાળો કુતરો જતો હતો નજીકના એક કસાઇની દુકાનમાથી બે મ્હોટા મ્હોટા કુતરાએ દોડી આવીને તેને કરડીને મારી નાખ્યો સ્હામેની દુકાનના માણસોએ એને બચાવવાને માટે ઘણાએ પ્રયત્નો કર્યા હતા, પણ તે સફળ થયા ન હતા કુતરૂં ઘણી વાર ઘાયલ થઇને ત્યાં મરેલું પડ્યું હતું—પોલીસે આવીને તેના ગળામાથી કોઇ કૉલર નહિ જોઇને, કોનું કુતરૂં એ હશે એ કંઇપણ નક્કી નહિ કરી શકવાથી, મ્યુનિસિપાલિટિના માણસોને બોલાવીને તેને ખસેડાવ્યો હતો"

કપ્તિનથી બોલી શકાતું ન હતું ડાબે હાથે કપાળ દાબી રાખીને તે મ્હો નીચુ કરીને બેસી રહ્યો

મિસિસ ફ્રૉનિગે કહ્યું, "તમે આ ખબરથી અત્યન્ત દિલગીર થશો, એ હુ જાણતી હતી પણ તમને મ્હારે જણાવવુ જ જોઇએ, એમ મ્હને થયુ અભાગ્ય જ દોષથી એ થયુ છે મ્હારે ઉચિત હતુ કે, કાનેજ ફ્રૉંગને પાડી—આ કુતરૂં તેને લેવા ન દેવુ, પણ તે હુ કરી શકી નહિ કુતરાએ કાલ રાતે કંઇ પણ ખાધુ નહિ—આજ દિવસને વખતે પણ ફ્રૉંરાએ તેના મ્હોં આગળ ભરીને જાતજાતની ખાવાની વસ્તુઓ મુકી હતી તેને પણ તે અડક્યુ સરખુ નથી તે વખતે પણ મ્હેં કહ્યુ હતું—ફ્રૉંરા, કુતરૂં નહિ ખાવાથી મરી જશે, જેનુ કુતરૂં છે તેને પાછું આપી આવ—ફ્રૉંરા રોવા લાગી તેણે કહ્યું, "ના મા, ક્યાંસુધી એ હજુ નહિ ખાય ?—ભુખ નહિ સહેવાય એટલે જરૂર એ ખાશે કુતરો તો હુ આપવાની નથી—" તેની આંખમાં આંસુ જોઇને, ફરી મ્હારામાં કહેવાના, આવી કર્તવ્યના માર્ગથી દૂર જઈ

લલિતનાં કાવ્યો રૂ ૧-૦-૦ મેન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

મિસિસ્ ફૅાન્સિસ છાની રહી કપિન જેમ બેઠો હતો, તેવો જ રહ્યો કેટલેક વખત પછી મિસિસ ફૅાન્સિસ ફરી પાછી બોલી, "થવાનું હતું તે થઇ ગયું એનો તો હવે ઉપાય નથી તમે અમને માફી આપી શકશો કે નહિ, એ મ્હને મ્હોટી શંકા છે—પણ જાણજો કે, એને માટે હું ઉંડુ દુખ અને ભારે શરમ અનુભવુ છુ અમારા કુતરાનુ પાચ મહિના તમે પોષણ કર્યું હતું તેની ઓળખી તરિકે તમને પૈસા આપવાની વાત કરીને હુ તમારૂ અપમાન નહિ કરૂ તો પણ જો તમે અનુમતિ આપો તો તમારા દાનરૂપે પાચ ગિનિ હુ 'ડૅાગ્સ હોમ (કુતરાની પાંજરાપોળ ) મા મદદ અર્થે મોકલી આપુ "

કપિને આટલા વખત પછી મ્હો ઉંચુ કર્યું એક લાબો નિસાસો મુકીને તે બોલ્યો, "આપની જેવી ઇચ્છા હોય તેમ કરો."

મિસિસ ફૅાન્સિસે કહ્યુ, "રાત થઇ છે, હવે તમને વધારે વાર હુ નિંદ્રા નહિ કરાવુ, મિસ્ટર મહેતા, ગુડ નાઈટ્"

કપિન ઉઠીને ઉભો થયો, "ગુડ્નાઈટ્, મિસિસ્ ફૅાન્સિસ," કહીને ટૅક્ લ્હડેનાની માફક ડોલતે ડોલતે ત્હેણે વિદાય લીધી

દસ મિનિટનો રસ્તો ચાલીને આવતા તેને અડધો કલાક લાગી ગયો પગ હવે આગળ ચાલતા ન હતા એક ઠેકાણે તો એ પડવા જેવો થઇ ગયો હતો નજીકના એક ઘરના કમ્પાઉન્ડની દિવાલ હતી તેને ઝાલી લઇને તે બચી ગયો હતો

ઘેર પ્હોચીને, હૉલમા ટોપી અને લાકડી મુકીને, મીણબત્તી હાથમા લઇને તે ઉપર ગયો શયનખંડનુ દ્વાર ઉઘાડતા,—"આ શુ!"

આ તે સ્વપ્ન કે સત્ય?

ટૅબિ અક્ષત શરીરે રૂમની અંદર સુઇ રહ્યો હતો. કપિલને જોઇને, બેઠે બેઠે તે તેની પાસે જઇને પોતાની પુછડી હલાવવા લાગ્યો બે ત્રણ દિવસથી ખાધાપીધા વિના કુદાકુદ કરવાની શક્તિ હવે તેનામા ન હતી!

"ટૅબ્—ટૅબ્—મ્હારી ટૅબિ!"—કહેતો કહેતો વિસ્મયથી આનન્દથી ચારે બાજુનું ભાન ભૂલીને, કપિલે તેને છાતી સરસો લઇ લીધો અત્યારે પણ તેના ગળામાં એ જ અડધી તુટેલી ચેન્ લટકતી હતી

થોડીક નિરાત વળ્યા પછી કપિલ લેન્ડલેડીને ઉપરાઉપરી બોલાવવા લાગ્યો. ડ્રેસિંગ ગાઉન ઉપર ઉનની એક શાલ ઓઢીને લેન્ડલેડિ ઉપરથી નીચે આવી—બોલતી બોલતી આવી—"*Are you happy now, Mr. Mehta?* (મિસ્ટર મહેતા, હવે તમે ખુશી થયા?)

કપિને કહ્યુ, "આ બધુ કેવી રીતે બન્યુ, મિસીસ્ જોન્સ?"

મિસિસ્ જોન્સ તર્જની હલાવતી હલાવતી બોલી,—'એકવાર નહિ—બેવાર નહિ, ત્રણવાર, મિસ્ટર મહેતા–ત્રણવાર મ્હારે જુઠ્ઠી વાત કહેવી પડી છે સાડા પાચ વાગતાને સમયે,

સ્નેહમુદ્રા રૂ ૧-૦-૦, એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

બહાર જઉં કરીને જ્યા બારણું ઉઘાડુ છુ ત્યા તો જોયુ કે, ટૉમિ બહાર બેઠો છે ગળામા અડધી તુટેલી સાકળ છે, મ્હને જોઇને આનદથી એ પુછડી હલાવવા લાગ્યો હુ સમજી કે ચેન્ તોડીને એ નાસી આવ્યો છે કેટલી બધીવાર તમારી સાથે એ રિજેન્ટસ પાર્કમા ગયો છે! ત્યારે તો એ ઓળખે છે હુ એને રસોડામા લઈ ગઈ એક વાટકી દૂધ આપ્યુ ચપ્ ચપ્ કરતો કરીને થોડુ કેપુ પીધુ બાકીનુ બીજુ તેણે ન પીધુ પ્લેટ ભરીને માસ આપ્યુ તેને પણ તે અડક્યુ નહિ રસોડામા જ એને રહેવા દીધુ હુ જાણતી હતી કે, હમણા જ પેલે લોકોના માણસો તેડવાને આવશે થયુ પણ તેવુ જ, એકવાર તો શુ મહાશય, પણ ત્રણ ત્રણવાર એ લોકો આવ્યા હતા—ત્રણેવાર મ્હારે જુઠુ બોલવુ પડયુ હતુ—ના૨, કુતરૂ તો અહિ આવ્યુ જ નથી ”

કપિન હસતો હસતો બોલ્યો “ વાહ વાહ મિસિસ્ જોન્સ, તમે જુઠી વાત શા માટે કહી?’

તમારી સ્થિતિ શુ હુ નથી સમજી શકતી મહાશય? એ આજ સવારમા જ તમારૂ મ્હો જોઇને હુ સમજી શકી હતી શા માટે? એમનુ કુતરૂ એ શાનુ? એક પાઉન્ડ અથવા બે પાઉન્ડ આપીને એમણે વેચાતુ લીધુ હતુ એટલા માટે એ એમનુ કુતરૂ?—વાહ! પૈસા જ બધુ કે? હેત શુ કઈ જ નહિ?’

કપિને કહ્યુ ‘ત્યારે તો તમારો એવો અભિપ્રાય હશે કે, પૈસા આપીને મન ખરીદી શકાય”

“હા એવો જ નહિ તો બીજો શુ? એ જ મ્હારો મત છે અને જ્યા સુધી હુ જીવતી રહીશ ત્યા સુધી—ઈશ્વર કરો કે મ્હારે એ જ મત કાયમ રહો

“તથાસ્તુ હવે કહો કે, ઘરમા કઈ ખાવા બાવાનુ છે?”

“કેમ, તમે શુ ખાઇને નથી આવ્યા?’

‘ના ”

“ *My Goodness*’—આખો દિવસ અપવાસ જ કર્યો છે!—ઠીક હુ ખાવાનુ લાવુ છુ,’ કહીને મિસિસ જોન્સ નીચે ઉતરીને રસોડામા ગઈ

થોડીવાર પછી ઠડુ માંસ, આચાર ( *Pickles* ) અને ટોસ્ટ માખણ અને પનિર લઈ આવી.

કપિન ટેબલ ઉપર, ટૉમિ સ્ટૂલ ઉપર—એક સાથે જ જમવા લાગ્યા જમતા જમતા મિસિસ્ હૉકિન્સને ઘેર ગયા વિગેરેની પહેલેથી છેક સુધીની હકીકત કપિને લેન્ડલેડિને કહી.

લેન્ડલેડિએ કહ્યુ, ‘ત્યારે એ વાત સાભળીને તમે એટલા બધા ચિન્તાતુર કેમ થઈ ગયા હતા? ટૉમિ ચેન્ તોડીને નાશી આવ્યો છે, એના ગળામા ચેન્ પણ છે, કૉલર પણ છે, જે કુતરો મરી ગયો હતો તેના ગળામા કૉલર ન હતો એ સાભળતા જ તમારે સમજવાની જરૂર હતી કે એ કોઇ બીજાનો કુતરો હશે ધોળુ–કાળુ કુતરૂ શુ લડનમા આ એક જ ફક્ત રહે છે હે મહાશય?”

કપિલે કહ્યુ “બરોબર કહો છો મિસિસ જૉન્સ! એનો તો મ્હને ખ્યાલ જ આવ્યો નહિ ”

તે દિવસથી કપિન ટૉમિને હવે રીજન્ટસ પાર્કમા ફરવા લઇ જતો ન હોતો હાઇડ પાર્કમા જતો હતો કેન્સિંગ્ટન પાર્કમા લઇ જતો હતો, કયુ બાગમા ફુલગાર્ડન નેફ્ લઈ ગયો હતો—પરન્તુ રીજન્ટસ પાર્કની જમીન ઉપર ફરીને તેણે પગ મુકયો નથી.*

* પી. કે મુખરજી ના મૂળ ઉપરથી અનુવાદ.

અભિજ્ઞાન શાકુન્તલ (સ્વ. ઝવેરીલાલકૃત) રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુમ્બાઇ
૨૦

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ)

લેખક—ન ગોકુ પુરૂષોત્તમ નિથામ મારછ.

(ચાતુ અચિત્ર ઐતિહાસિ. વાર્તા)

પ્ર-૧૧ ૨૦ મુ

આરંભ

પ્રીતિ જુરિ પ્ર,નિ નમિવિ, વદ દુઃ પખ દુ ખ પાવ
ગ મી ગોરી સવ, મ્યા ારે કયો ખાવ

---

હમારી કુછ નહીં તકગીર લેકીન,
તુમ્હીકા સબ દહેગે બેતદા હય

---

તુમ્હારા દિન અગર હમશે રીતા હય,
તો બહેતર હય હમારા બી ખુદા હય

---

*We must in an evil land,*
*That is near to the gates of Hell,—*
*I wait for thy command,*
*To serve, to speed, or withstand,*
*And thou sayest, I do not well!*

*Oh, love the flowers so red,*
*Be only blossoms of flame*
*The earth is full of the dead*
*There is danger beneath & over head,*
*And I guard at thy gates in fear*
*Of peril & jeopardy,*
*Of words thou canst not hear*
*Of signs thou canst not see—*
*And thou sayest 't is ill that I came?*

'In shadow-land'"

**સા**યંકાળનો વખત થવા આવ્યો. આ ન્હાની ગંગા બારમા આવી, ત્યાંની ધર્મશાળાના ઉપર ઉપરના ભાગમા તેમને ઉતારો મળ્યો. ઉપ ઓરડાના આસપાસ ફિરતી

તિરસ્કારથી જેના આટનાપર એમના સન્તાપ્ભાઈ બોલી -", શુ અહીં રાત કાઢવી છે? આરી જ રામા?"

" હા, સધ્યાકાળ થવા આવ્યો છે રાત્રિના માર્ગમા જો છે તેમ રાતના શિબિરમા દાખલ થવા દેશે નહીં માટે રાત અહીં જ ગાળવી પડશે " આટલુ બોલ ખાતો બાળગર ઉષના શબ્દો જરા કડકાઈમા બોલ્યો

" ખબર હતી કે આજ રાતના શિબિરમાં પહોચવુ છે તો વ્હેલા કેમ ન નીકળ્યા? તમે જાણી જોઈને મને આ કગાળ જગ્યામા રાખવાના હેતુથી જ આ ઢીલ કરી છે, નહીં?"

' એમ તો એમ, " જરાક મશ્કરી ભરેલા તો જરા આનન્દી સ્વરમા ધીમેથી બાળગર બોલ્યો -" સુન્દરી, આ પગલાથી આખી રાત ત્હારી સાથે રહેવાની એકાંત મળશે એ ધારીને જ!"

" તે તમે હાવે જ કરી શક્યા હોત! આજ આમ શુ કામ કર્યું! મને જાણી જોઈ જ હેરાન કરવાની મતલબ, બીજુ શુ!

' કાન, હું મૂર્ખ હતો આજ શાણો થયો છુ "

" તે શાથી બદલાયા?"

" કાલ રાતના માતુ શ્રીના ખંડમા તમારા ટુંક સમયના સહવાસથી !'

તે ઉત્તરમા કાંઈ બોલી નહીં મુગી રહી સધ્યાનુ અજવાળુ તે ખંડમા ધીમો પ્રકાશ નાખતુ આવતુ હતુ-થોડી પળો વીતી અને પોતાનો ભય ટાળતી સહવાસ જરા કરડાઈમા અને જરા તિરસ્કારથી મશ્કરીયુક્ત અવાજથી બોલી -" આવા કેટના કેટલા હિચકારાભર્યા કૃત્યો તમે કર્યાં છે?"

તે હસ્યો ' શુ તમે મને એ કાર્યમા કુશળ સમજો છો?"

" તમને શરમ નથી આવતી?'

" શાની શરમ? એવુ મેં શુ કર્યું છે?"

' પગલે પગલે મ્હારૂ અપમાન કર્યું છે મ્હારી દાસી વગર અહીં એકલી મ્હારી ઈચ્છા વિરૂદ્ધ જાણી જોઈને રાખી એ અપમાન નહીં તો બીજું શુ? તમે ન્હાવરીતે તમારા વચનથી મને તમે નિહાળતા નથી એ દેખાડ્યુ છે-કાલ રાત્રે પણ "

" સ્ નાર, બકવાર! જેવી તુ ક્રુર છે તેવી આ હીનભાગી તરફ મારા, માયા-ભાવની લાગણીથી જૂવે છે? ને મ્હારા તરફ અત્યારસુધી દેખાડેલ તિરસ્કાર-, તિરસ્કાર શુ હુ સમજ શક્તો નથી "

" તે - રી! તિરસ્કાર! આ તે વળી "

" હા, એ- ટીબા! રીતે કમભાગે તમારી સાથે લગ્નગાંઠથી જોડાયો, તમારો સ્વામી બનાયો ને પ્રતિ તિરસ્કાર દેખાડો છો! હા ભાગે જે આપ્યુ અને ન સ્વીકાર્યું, ને મ્હારે માટે ન હોવુ આ તેવી આશિશા થાય, તેમ ઓગળી તમારા વિચાર, તમારૂ મન, ..

સ્નાનમાગિરિનોરાજ્ય ( મદિ નાર્તા ) ૧ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુમ્બાઈ.

તમારૂં બોલવું, તમારો સ્વભાવ, અમને ધિક્કારવાનો, અમારા અર્બસ્વોને તુચ્છ તણખલા સમાન ગણવાનો, અને વળી—"

"બસ કરો મ્હારા મનમાં એવું ક્યારે પણ ન હોતું હું અત્યારે સત્ય કહું છું લગ્ન થયાં તે મ્હારી મરજી વિરૂદ્ધ—લગ્ન થયાં તે વખતે મ્હારૂં હૃદય તુટી ગયું હતું તમે માઠું ન લગાડશો. એક અક્ષરે અક્ષર હું સત્ય કહું છું ખોટું ન લગાડશો અત્યારે હું મ્હારૂં અન્તર ખોલું છું લગ્ન થયાં તે અગાઉ એક ખુનીના ક્રૂરતાથી આ હૃદય તુટયું હતું હું સરફાજીને ન્હાન-પણથી ચ્હાતી હતી હાય, હું જાણું છું, કે, મ્હારે આ બધું ન બોલવું જોઈએ તે અયોગ્ય છે તે ક્રૂર છે, પણ હું તેને ચ્હાતી હતી અમારાં લગ્ન પણ થવાનાં હતાં ઉમેદ હતી ત્યાં આપણા બન્ને કુટુંબોના વચ્ચેના વૈરનું સખ્ય થવાના હેતુથી ખાનસાહેબે પિતાજીને સમજાવીને આ યોગ મેળવી આપ્યો 'દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય,' આમાં હું દોષિત નથી પણ હું પવિત્ર છું—સર્વ દેવોને—અબામાને સ્મરીને હું વચન ઉપર કહું છું કે હું પવિત્ર છું । તેને ખરે જ ચ્હાતી હતી અને તેનું ખુન થયું હાય, કોઈ પાપી નિર્દય, નિષ્ઠુર, અને દુરાત્માએ તેનું કમ્પીણ કૃત્ય કર્યું તેનું મૃત્યુ યુદ્ધમાં કે લ્હડીને થયું હોત તો મને આટલું ન લાગત પણ—પણ મારી જીભ ઉપડતી નથી રે, એક ખુનીએ અંધારામાં પાછળથી આ ભયંકર ઘોર કૃત્ય કર્યું તેનું ખુન કર્યું તેનું લ્હોહી તે પાષાણ હૃદયવાળા રાક્ષસે પીધું—રે પીધું આ અમનાના એક પુરા જીવન આધારનું ખુન કર્યું આ દુખી બાળા સામે જો કોઈ પ્રેમથી બોલ્યો હોય તો તે સરફાજી એક જ હતો તેનું ખુન—અને તે પણ તમારામાંના એક—શિવાજીના સાથીએ—હા, ક્રૂર દુરાત્મા સાધુના બાત્યામાં શેતાન નરહરે. — હા, હું જાણું છું, સારી રીતે જાણું છું કે આ કાવત્રાઓમાં તમે જોડાયા નથી તે પણ વફાદારી માટે નહીં પણ માન બેદરકારીને જ લીધે, આપણા પવિત્ર બાદશાહ સામે આ બંડખોરી, પ્રપંચામાં તમે કાંઇ પણ ભાગ લીધો નથી પણ તમે જ કહો કે તમારામાંના કોઇએ આ મ્હારા સગાનું ખુન કર્યું, ત્યારે હું એક અજ્ઞાન ભોળી બાળા તુટેલા હૃદય શિવાય કે તિરસ્કારની લાગણી શિવાય તમારામાં કેમ ભળાઇ શકું? તમે જ કહો ! મ્હારી લાગણીનો વિચાર કરો ! મેં મ્હારી ફર્જ—વૈર—કીનો મેનાની ફરજ બજાવવામાં તમારી મને અત્યંત ખાનેથી મદદ મળશે એવી આશા બાંધી હતી, પણ તમે તો પહેલેથી જ દૂર રહ્યા, બે દરકાર રહ્યા, તેથી હું પાછી ફરી 'પ્રથમ ગ્રાસે મક્ષિકા' પ્રમાણે મને થયું—હું તમારા ઘરમાં આશાભરી આવી મ્હારા આત્મા ભડક્યો હતો—મ્હારૂં હૃદય જે માગી રહ્યું હતું તે તમે આપી શક્યા નહી !"

"ઇશ્વર ક્ષમા કરો ! હા, તમે અમને બધાને કેવા ધિક્કારતા હશો ?"

"હું તમને ધિક્કારતી નથી તમે મ્હારા સ્વામી છો હું આર્યબાળા છું તમારો ભાઇ, તમારી માતા, મ્હારા તરફ સારી રીતે વર્ત્યાં છે, તેમના પ્રતિ મને માન છે તમે આ દગા ફટકા કાવત્રાઓ જેની મુખ્ય નેમ, ખુન, લૂંટફાટ, બંડખોરી શિવાય બીજી કાંઈ પણ નથી, તેમાં સામેલ નથી એ હું જાણું છું હા શિવાજી અને તેના સાથીઓ ! હા, આ ધિક્કારપાત્ર કંગાળ દુરાત્માઓ—જેઓને જે હાથ ખવડાવે તે જ હાથ કાપવા વખત આવે નજરે પડી રહે તેવા કૃતઘ્ન દુરાત્માઓ છે—તેમને હું ધિક્કારૂં છું"

---

કુસુમ નર્ગીસનો ગજરો (સચિત્ર વાર્તા) રૂ. ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

"નરાધમ!" વધુ ન ખમી શકાયાથી ક્રોધથી છેક તેની નજીક આવતો, પોતાના હાથમાં જોરથી તેના હાથ પકડતો ભેડાતો બાજી બોલ્યો, "ઘણું થયું ઇશ્વર ત્હારા આ શબ્દો માટે તને ક્ષમા કરો તું શું બોલે છે તે તું પોતે જ સમજી શકતી નથી. તું હિન્દુ છે–મરાઠાની પુત્રિ છે અને આ વિચાર? બાળા, બાળા તું જાણે છે, સમજે છે કે આપણે પણ માણસો છીએ તેમના જેવા માણસો છીએ–શું આપણને હૃદય નથી? શું આંખો નથી? આ આપણા દેશમાં આવી, આ પરદેશીઓ આપણી પવિત્ર ભૂમિપર સત્તા જમાવી આપણા જ લોકોને ત્રાસ આપે, જુલમ ગુજારે અને તે આપણે મુંગે મ્હોડે જોઈ રહીયે? શું મુસલમાનો પોતાપર કોઇ બીજો આવી રાજ્ય કરે, ક્રૂર વર્તાવે જુલમ ગુજારે તે જોઇ શકશે? આ પરતંત્રતાની બેડી અને ત્રાસ શું તે ખમી શકશે? આ બાદશાહ પોતાના મનસ્વી કાયદા, પોતાનો ધર્મ આપણાપર જોર જુલમથી બેસાડે, નાખે તે આપણે સાંખી રહીયે? આપણા શહેરો, ગામો લુંટાય, બાળી ભસ્મ થાય, આપણા બાળકો, સુવાનો ત્રહોના લોહી રેડાય, આપણી બાળાઓ ને સ્ત્રીઓની આબરૂઓ ધોળે દિવસે લેવાય–જુલમી સિપાઇઓ થયેરછ આપણી નજર સામે અનેક અત્યાચારો કરે, અને આપણે એ જોઈ રહીયે? સાંખી રહીયે? એ હાથ આપણને ખાવાનું આપે છે આપણા અન્નદાતા છે એમ ધારી સર્વ સહન કરીયે? શિવાજી અને એના સાથીઓએ આ સત્તા આ હાથ જે આવા જુલમો ગુજારે છે, આપણી ભૂમિ આપણો દેશ ખેદાનમેદાન કરે છે, ગૌબ્રાહ્મણનો નાશ કરે છે, મંદિરો તોડે છે, આપણા ગામો બાળી ભસ્મ કરે છે આપણી સ્ત્રીઓની છડે-ચોક લાજ લુંટે છે, આપણા સગાઓ ને આપણા જાનબાઇઓને રહેંસી નાખે છે આપણને કંગાળ હાલતને પહોંચાડ્યા છે, એ એ કરપીણ હાથ છે, અને તે હાથને તોડવા શિવાજીએ કમર કસી છે ઇશ્વર જરૂર તેમાં યશ આપશે જ! બાળા, આ સર્વ તું મોજશોખમાં ઉછરતી બાળા! આ મર્મ તું ક્યાંથી સમજે?"

"પણ મ્હારા કાકાનું ખુન થયું છે તે હું કેમ ભૂલું? હા, લાગ આવે તો એવી જ રીતે એ લોકો અફઝલખાનનું પણ ખુન કરે અને, મ્હારા પિતાનું પણ—' તે એકદમ નિશ્વાસ નાખ્યો બાજીનું બોલવું સાંભળી વિભ્રમમાં પડી ગુંચવાઇ શું સત્ય તે સમજી શકી નહી— મુગ્ધ–આજ દિવસ સુધી જે શિક્ષણ મળ્યું હતું, પિતાએ કહ્યું શીખવ્યું હતું તે ખરૂં કે અત્યારે આ સ્વામિએ કહ્યું તે! એ કાંઈ સમજી શકી નહી. થોડા વખત પછી પાછી બોલી—

"તમે અત્યારે જે કહ્યું તેમાં ઘણું સત્ય છે હું તે બરાબર સમજવા માગું છું ખરે, હું અજ્ઞાન છું–આ દુનિયાની મને ખબર નથી"

'દેવી, તમે આ અનુભવ ક્યાંથી જાણો? આ વિશાળ સૃષ્ટિમાં ઘણું શીખવાનું છે અને આપણે સાથે હોઈએ તો આ જીવનની ગુંચવણમાંથી એક બીજાનો હાથ પકડી તરી શકીએ

*As unto the bow a cord is,*
*So unto the man a woman is,*
*Each useless without the other*

—*Longfellow*

"ધનુષ્યને જેમ ગેરી છે, તેમ પુરુષને સ્ત્રી છે
એકવિના બીજું નકામુ છે"

આ ગીતના મોટના રડીમાજ રખડુ કહેવાતા માણસને આ પ્રમાણે બોલતો સાંભળી સકના માંહ આશ્ચર્ય પામી તેની ઝાંખી ચમકતી આંખો તેનાપર ટીકી પડી રહી—તે બોલતો તેની વધુ નજીક આવ્યો અને તેના બેઉ ખભાપર બન્ને હાથો મુક્યા તે મરનાર પૂર્વ પેઠે તિરસ્કારથી તરછોડ્યા નહી તેનુ બોલવુ કનાકાના કનાકો સાંભળ્યા કરુ એવુ તેના મનમા આવ્યુ તેનો અવાજ, તેનો દેખાવ, તેને અત્યારે તેના તરફ માન, પ્રેમ ખેચતો લાગ્યો. તે હવે તેને વ્હાલા લાગી હતી તે બોલ્યો —

"હૃદયેશ્વરી, જો તું ત્હારો આ સુકોમળ હાથ થોડો વખત મ્હારા હાથમા રહેવા દે તો ઇશ્વર પોતાના ખરા પ્રેમીને જે શીખવે છે તે આપણે સાથે શીખીય?"

"તે શુ?"

"વસંતમા જ્યારે સવ દીશાઓ આનંદાદ્ર હોય છે ત્યારે ગુનગુન પોતાના માનુકને જે શીખવે છે તે પ્રેમ!"

"પ્રેમ? આ દુનિઆમા મ્હારાપર હવે કોઇ તે રાખે તેમ નથી!"

"નથી કેમ? ત્હારી નજરના એક હૃદયમા ત્હારા પ્રત્યે નિર્મળ પ્રેમ છે તે હુ સત્ય કહુ છુ"

આ તે બોલ્યો અને ફરીથી સકનારના હૃદયમા તેની જાદુઈ અસર થઈ દુઃખી આફતની રાત્રિ ગઈ, પુન સુખની પ્રભાત-ઉષા જાગૃત થતી તેના હૃદયમા લાગી તેને ચુંબન સાથે ચાપતા બોલ્યો -

"મધુરાક્ષી, ત્હારા ઓષ્ઠો મને આપ, અને પ્રેમનો પહેલો પરિપાઠ હુ શીખવુ"

સકનર આ પ્રેમના પ્રથમ ચુંબનમા સર્વ ભૂલીગઇ પોતાની કહેવી અનિતા-સ [illegible] -પિતા સર્વ ભૂલી પણ આ સુખીસ્વપ્નમા ભંગ કરતુ બહાર નીચેથી મ્હોટા કોલાહલનો ધ્વનિ આ ઉભય પ્રેમીઓને ચમકારતો તેમને કાને અથડાયો જરા ધ્રુજતા સ[illegible]નાર છુટી પડતા બોલી -"આ શો કોલાહલ?"

"એ તો હમેશના બનાવમાંનો એક છે રસ્તામા એક સ્ત્રીનુ અપમાન, મિથ્યા અટકાવ, જુલમ, બળાત્કાર કે કદાચ ખૂન પણ—આજકાલ આ હિનભાગી માનળમા રોજને રોજ આવા આવા પ્રકાર બનતા રહે છે" એમ કહેતો બારી તરફ દોડ્યો તો આ પછીના પ્રકરણમાં વર્ણવેલો પ્રકાર તેની નજરે પડ્યો

---

## પ્રકરણ ૨૧ મુ

### આઘાત.

ગ્મ ભી જો મુરવ્વત કરો, ઇતને ન હો હટ-ધર્મ,
સર્વ આહ મર્યે ભરતા હુ, હુવે જાતે હો તુમ ગર્યે?

અ નાહસે શરમાવ, જો દુનિયાકી ન હો શર્મ,
પથ્થર ન બને જાવ, જરા ફિક્રો કરો નમ
ઇતનાભી કનેજા તો કોઇ સન ન હોગા,
તુમસાભી જહામે કોઇ બેપર્દ ન હોગા!
હાયે સમઝાના ન માના ફસ ગયા જજાનમે,
મુઝસે દેખાભી ન જાતા હરે આપમે હાનમેં
કરી હમે ઉમ્મીદ ઉસસે રીર દુરસ્તી હો કાહા?
જબ શીકન આ જાતી હમે કુછ ઇમનો એક બાનમેં
જો કોઇ ઉસકો બચાવે ઉસકા તાબેદાર હુ,
કુછ નહીં હયે ઉજર ઉસમે મુઝે જાનો માલમેં
અફસોસ ક્યા કહુ જો મેરે દીનકા હાલ હય!
હર લહજા એક દીન હય, મહીના હય, સાલ હય!
યહ યક ઘરી ગુજારની મુઝપર વબાલ હય,
ચાબુકકા ગમમે મેરાભી અબ ઇન્તિઝામ હય

આ ધર્મશાળાથી થોડે દૂર રસ્તાના નાકાપર એક મ્હોટો કુવો હતો તેપર બે ગરિબખેડુત સ્ત્રીઓ પાણી ભરતી હતી, એવામા બાજુની ગલીમાથી આઠદસ યુવાન મુસલમાન સિપાઇઓ જેઓ પોતાના યુવાન નાયક સાથે લહેરમા ત્યાથી પસાર થતા હતા, તેમની નજર આ સ્ત્રીઓપર પડી તેમને પાસે આવતા જોઈ આ સ્ત્રીઓ ગભરાઇ છેક સાયકાળનો વખત તે વખતે માર્ગપર પસાર થનારા લોકો વળી થોડા-એકની બે સ્ત્રીઓ, અને સામે આવતી મુસલમાનોની ટોળી તેઓ ગભરાઇ પાણીના બેડા માથાપર ઉચકી બિચારી લાજ અને ભયની મારી સંકોચાઇને ઉભી રહી, તેમા એક તદ્દન યુવાન સુદર દેખાવની હતી અને બીજી તેનાથી મ્હોટી પ્રૌઢ હતી તે યુવાન બાળાપર નજર પડતાં એક મુસલમાન સિપાઇ બોલ્યો –

"અરે યાર જો, જો કેવી વીજળી ચમકે છે તે! વાહ ખુબસુરત, ખુબસુરત! જો, જો બીજાએ તેના તરફ જોઈ પ્રથમના જેવા જ ઉદ્ગાર કાઢ્યા ત્રીજાએ વળી કાંઇ મશ્કરી ભર્યા શબ્દો ઉચ્ચારી પ્રશ્ન પુછ્યો અને સૌ મ્હોટેથી ખડખડ હસ્યા, એટલામાં ત્યાથી પસાર થતા ત્રણચાર યુવાન મરાઠાઓએ આ પ્રકાર જોયો આ મુસલમાન સિપાઇઓની ટોળી પનઘટ સામે ઉભી તે સ્ત્રીઓ તરફ જોતા સ્પષ્ટરીતે તે વિષે અને વિશેષત તે ગરીબ સુદરી વિષે પોતપોતામા અટકચાળુ કરતા હતા, તે જોઈ તેમને અતિસતાપ થયો અત્યારે વચ્ચે પડીએ તો આટલા બધામા પોતાનુ કાંઈ ચાલશે નહી પણ તેથી માત્ર ફાયદો એ થશે કે કંઇ પણ ન થતાં ઉલટુ આ ગરીબ પનીયારીઓને આ દુષ્ટો વધુ વિટબના કરશે આવો વિચાર મનમા લાવી તેઓ મુગા રહ્યા આ ચડાઓ અમારી મરાઠા સ્ત્રીઓની આવી રીતે મશ્કરી કરે અને અમે તે મુગે મ્હોએ જોતા રહીયે તો આના કરતાં વધારે દુર્ભાગ્ય બીજુ કયુ?

એફીકન એરટ્રોનો સ રૂ ૩---૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

આવો વિચાર મનમા આવી તેમનુ મન અતિ ક્ષુબ્ધ થયુ હતુ તથાપિ સંતાપાગ્નિને દાબી જ્યાં તે ઉદ્દભવ્યો ત્યાં જ દાબી દઇ તેઓ એક ખુણામાં ભરાઇ શુ થાય છે તે જોતા ઉભા. એટલામાં એક શિપાઇ બોલતો સંભળાયો —

"હાય હાય, ક્યા ખુબસુરત રૂપ ! યા અલ્લા, ક્યા મુખડા ! આ બેઆબરૂ તેને ઘસેટી જાય છે ! વાહ, ધકાથી થતી તકલીફ દૂર કરવાની તજવીજ કરૂ છુ દોસ્તો, જુવો. હવે કેવી ગમ્મત થાય છે તે ! "

આટલુ બોલી તે નીચે ગયો અને હાથમા એક પથ્થર લઈ તે બિચારી ગરિબ સુંદરીના ઘડાપર માર્યો અને પથ્થર ફેંકતા આ શબ્દો તેના મુખમાથી બહાર પડ્યા, " આટલો વખત વીજળી ચમકી, પણ હવે વરસાદ કેવો પડે છે તે જુવો ! " ઘડો ફુટ્યો, તે બાઇનુ સર્વાંગ પાણીથી ભીંજાયુ "બીજા મ્હોટેથી " વાહ યાર, બ્હોત ખુબ !" એમ કહી મ્હોટેથી હસ્યા ગુપ્તપણે આ ખેલ જોનારાઓની આંખો સંતાપથી લાલ લાલ થઇ ગઈ તેમનો ક્રોધ હવે હદ ઓળગી ગયો અને વ્યાઘ્ર પેઠે તેઓ કુદ્યા એક ધસીને પથ્થર મારનારને કમ્મરમાથી ઉંચક્યો અને જોરથી જમીનપર પટકી તેની છાતીપર ચઢી બેઠો અને ખૂબ જોરથી તેને મુકીઓ મારી ઠાર કરી તે નીચે મ્હોટેથી બૂમો પાડવા લાગ્યો બીજાઓ આ પ્રકારથી સ્તબ્ધ થઈ ગયા બીજા ત્રણ મરાઠાઓ એટલામા તો આ મુસલમાનોપર તુટી પડ્યા, અને કોલાહલ મચ્યો આ પ્રકાર સાર્જંટોએ બારીમાંથી જોયો અને તત્ક્ષણ પાછો ફર્યો તેની મુદ્રા ફરી ગઇ મલ-રાની સરદાર બોલી —

' ક્યા ગજબ હૈ ? "

" ખબર, રસ્તાપર—બોલી નથી, એક સ્ત્રીની લાજ લુટાવાનો પ્રસંગ છે ! "

" હમે એના શુ કરી શકશો ? મુસલમાન સિપાઇઓની ટોળી સામે "

" હા, પણ એકનો પણ મરાઠા છુ એક મરાઠા સ્ત્રીની આબરૂનો પ્રસંગ છે " આમ બોલતો ઝપાટા ભેર ચાલતો થયો

> *Curved is the line of Beauty,*
> *Straight is the line of Duty,*
> *Walk in the last, & thou shalt see,*
> *The other ever follow thee "*

તે ઉગ્ર સચિંત મુદ્રાએ બારીતરફ જઇ તે નીચે ગયો, અને સામે રસ્તાપર થતી મારામારીમા ભળ્યો ચાર મરાઠામા પાચ થયા રસ્તાપર ધમાચકડી જબરી ચાલી. મુસલમાનોની બીજી ટોળી પણ એટલામાં ત્યા આવી લાગી અને આમા સામેલ થઇ, એટલામા પાચ સાત બીજા મરાઠાઓ પણ આસપાસના ઘરોમાંથી બહાર પડી ભેળાયા, અને એક નાનકડુ હુલ્લડ મચી રહ્યુ મારામારી વધી વકીલની તે ટોળીઓ આ ધર્મશાળાના મકાન નજીક આવવા લાગી બુમો, ઘાયલ થયલાઓની ચીચીઆરીઓ, પ્રાર્થનાઓ, વીર હાકો,

ગુલામગિરીનો ગજબ ( સચિત્ર વાર્તા ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઇ

પડકારના અવાજો મકવારને કાને અથડાવા લાગ્યા તે ધ્રુજવા લાગી એટલામા બાજીરાવનો ગાજતો અવાજ કાને અથડાયો. તે મ્હોટેથી કોઇ હિંદીમા કોઈ મરાઠીમાં બોલતો હતો પહેલા ક્રોધાવેશનો તે અવાજ હતો, પણ પછી ધીમો પડતો આનંદમા આવતો મશ્કરીના અવાજમા ફેરવાયો અને સર્વ કોલાહલ એકદમ શાંત પડી ગયો દેખાયો કોઇ મ્હોટો મરાઠો અમલદાર કે સરદાર ત્યા આવેલો નજરે પડ્યો, અને બાજીરાવ તેની સાથે હસી હસી વાત કરતો હોય એમ જણાયુ અને લોકો વીખરાયા બાજીરાવ ધર્મશાળામા દાખલ થયો ઉપર આવ્યો તેના તરફ મકવાર જોઇ રહી તેના ડાબા હાથમાથી લોહી વહેતુ હતું, તે જોતા ભયથી બોલી ઉઠી—' તમે ઘવાયા છો ! "

"ના જરાક ! કાંઇ નથી" પણ એટલામા તેને ચક્કર આવ્યા જેવુ થઇ તે ભીંતને અઢેલીને ઉભો તે પાસે આવી, તેનો હાથ પકડી ખાટલાપર લઇ જઇ, બેસાડ્યો—" તમે વધારે ઘવાયા છો. હું ધર્મશાળાવાળી બાઇને પાણી લઇ આવવા કહુ છુ અને એટલામા તમારા ઘાને કપડાથી લુછુ" એટલું કહી નીચેથી ધર્મશાળાની રખેવાળ બાઇને બોલાવી સ્વચ્છ કપડુ પાટો બાંધવાને, થોડુક કાપુસ, તથા પાણી સત્વર લાવવા કહી પાછી ફરી

"અરે એ તો કાંઇ નથી—હાથપર પેલા શિપાઇની લાકડીનો અછડતો ફટકો વાગ્યો અને ચોડુ છોલાયુ છે બીજુ કાંઈ નથી '

"પણ મને જોવા દો" તે બોલી પણ તેણે તે દેખાડવાની આતુરતા દેખાડી નહી. તે ચિંતાથી ઝડપથી તેની પાસે જઈ જમીનપર ઘુંટણીયે બેઠી, અને પળમાત્રમા તેનો ડાબો હાથ પોતાના કોમળ હાથમા લીધો તેણે પાછો ખેંચવા પ્રયત્ન કર્યો પણ તેણે તે હાથ છોડ્યો નહી "તમારી આખી બાંહ લોહીથી ખરડાયલી છે"

' અરે કાંઇ, નથી કાંઈ નથી." પણ એટલામા તો ધીરેથી ચાલાકીથી તેણે તેના સદરાની બાંહ કોણી સુધી ઉંચે ચડાવી દીધી, અને કાંડાથી કોણી સુધી લંબાયેલો એક ઉંડો ઘા પ્રત્યક્ષ થયો

"અહા આ તો ભયંકર ઘા છે એ કાંઇ લાકડીનો અછડતો ઘા નથી પણ હજુ એ પાણી કેમ ન લાવી ?" ગભરાતી ઉતાવળી દેખાતી ખરી લાગણીથી મકવાર બોલી, અને વધારે બારિકાઇથી ઘા તરફ જોતી પોતાના પાલવથી લુછતી બોલી—" આ ઘા તાજો દેખાતો નથી હજુ પુરો રૂઝ્યો નથી હા, કોઈ પણ તેજદાર હથીઆર—ખંજરથી લાગેલો લાંબો ચીરો—તે પણ આજનો નથી પણ તરત થોડા દિવસની અંદરનો લાગેલો દેખાય છે હજુ પુરો રૂઝ્યો નથી લાકડીના ફટકાથી તે ફરીથી ખુલ્યો . અને હે હે '

વધુ શબ્દો તેના હોઠમા જ અટકી ગયા તે બોલતી હતી ત્યારે પણ પોતાપર ધીમે ધીમે મૃત્યુની ઠંડી છાયા પ્રસરાતી હોય અને તેના હૃદયને દાબતી પોતાના પંજામા પકડતી હોય એમ તેને લાગ્યુ ભયંકર બેશુદ્ધિ—તમ્મર તેને ઓચિંતા આવ્યા તેણે ઉંચે જોયુ હજુ બાજીરાવનો હાથ પકડ્યો હતો અને તેના મ્હોડાપર એક નજરે જોયુ તે પણ ફીકો ફચ

પાન પ્રેમગંધા રૂ ૦–૬–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

પડી ગયો હતો તેનો આખો ચ્હેરો મીણના પુતળા જેવો થઇ ગયો હતો, માત્ર તેના નેત્ર ચમકતા ફરતા હતા, તે અત્યારે અનન્ય ભાવો સાથે સરદારના ચ્હેરાપર અટક્યા સરદાર પણ તે ચ્હેરાપર જોઇ રહી આસપાસનું ભાન રહ્યું ન હોતું તે અત્યારે એક મહાભયંકર દૃશ્ય જોતી હતી એક અંધારો ભયાનક ન્હાનો ખંડ, તેના એક અંધારા ખુણામાં એક છુપાયેલી ભયંકર આકૃતિ–એક ખુની–શીકારની ગંધ જોતો ખુની–એટલામાં સરદારજીની મૂર્તિ–સુંદર, ભવ્ય, વીર મૂર્તિ–તેનો સગો–તેનો પ્રિયતમ ત્યાં કોઇ પણ સંકોચ ભય વગર દાખલ થતો દેખાયો પાછળથી આ ખુનીએ ઓચિંતો હુમલો કર્યો. ગોફણ સરદારજી પડતો દેખાયો, પડતા પડતા આ વીરે આ ભયંકર ખુનીપર કટારથી હુમલો કર્યો, તેના ડાબા હાથપર કોણીથી કાંડા સુધી ઉંડો ચીરો ઘા પાડ્યો અત્યારે આ દૃશ્ય તેના અંત ચક્ષુમાં ખડું થયું બાજીરાવની આંખો તરફ એકટસે જોતા આ દૃશ્ય દેખાયું અને અકસ્માત આ શબ્દો તેના મુખમાંથી બહાર પડ્યા જ " એ ત્યારે તમે કે ? "

બાજીરાવે હજુ પોતાના મનપરનો કાબુ ખોયો નહોતો તે ભયંકર પળ– જે પળે સરદારે ખરી બીના શું તે ધાર્યું તે પળથી તે સજ્જ જ હતો અને આ શબ્દો સરદારના મુખમાંથી પડવાની સાથે જ તરત તે નમ્રતાથી બોલ્યો —" સરદાર, જો, ઉતાવળી ન થા તે એક પક્ષનું સાંભળ્યું છે મ્હારૂં પણ સાંભળ "

" પણ એ તમે કે ? " એટલા શબ્દોએ કઠોરતાથી પુન બોલી તે મુંગો રહ્યો, નીચું જોઇ રહ્યો તે એકદમ ઉઠી, તેનો હાથ છોડી દીધો છેડાયલી વાઘણ પેઠે તેનું રૂપ–ઉગ્ર રૂપ થયું આગળા અગાળા થઇ ધિક્કારથી તેના તરફ જોઇ રહી પણ માત્ર–એટલામાં તેના સર્વાંગમાં ધ્રુજારી છુટી પગ થરથર્યા–અને જોરથી તિરસ્કારથી પાછી હઠી, ભીંત તરફ ગઇ–પણ ત્યાં પછી શું બન્યું તેનું તેને ભાન રહ્યું નહી તે મૂર્છિત થઇ ગઇ

" ઓ સિના અમે, રોગ, ઝન ટલ્યા નહીં
તરછોડ્યા તમે, મેણા ઝન કીધી, મારા "

\+　　　+　　　+　　　+　　　+

તે ઉઠી–તો પોતે ખાટલાપર પડી છે, પોતા પાસે એક યુવાન સુંદર બાળા પોતાની આગનાસ્વાગતા કરતી બેઠી છે આ પ્રકાર તેની નજરે પડ્યો " બાઇસાહેબને હવે ઠીક લાગે છે ? " તે બાળાએ માયાળુપણે પણ નરમાશ ચ્હેરે પ્રશ્ન કર્યો

" હા, ઠીક છે પણ મને શું થયું–હું ક્યાં છું ? અહીં ક્યાંથી આવી ? " તે અટકી, અને થોડા વખતપર બનેલા ભયંકર બનાવો પુન એક પછી એક તેની નજર આગળ ખડા થવા લાગ્યા, અને પુન બેશુદ્ધ થતી હોય એમ લાગ્યું

" મ્હારા કાકાએ સરદારસાહેબ માટે પાણી અને કાપુસ કપડા સાથે મને અહીં મોકલી આપ જમીનપર પડ્યા હતાં, હું ગભરાઇ સરદારસાહેબે પોતાના ઘાને તે તે પાટાપીંડી કરવા ફરમાવ્યું, મેં તરત તે પ્રમાણે કર્યું તેમણે આપને ઉંચકી આ ખાટલાપર

મારી વીસ વાર્તાઓ ( અચિંત્ય વાર્તાસંગ્રહ ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

સુવ ત્યા અને મને આપપાસે બેગી રહેના, આપ ફરમાવો તે કામ . ના ફરમાવ્યુ તેઓ ઘણો સખ્ત ધા લાગ્યો છે અને—"

'ચુપ, ચુપ છોકરી મુગી રહે ' એચિતી છાતી સ નાર બોલી ઉઠી તે ટોકરી ફુટી ગઈ તે જોના જરા નરમ થતા બોલી – 'નહી નહી હુ ત્હારા ત - વિ ા –ભાવ દેખા ની નથી પણ અ યાર તુ જુવે છે ના મ્હારી દશા જ એવી થઇ છે ચાન કરે પડી શુ કહુ !"

"તેમનો ઘા ઘણો ભય- ર છે તેઓ એક પડી એક પત્ર લખી દેતા મને કહ્યુ આ પત્ર લે બાઇ ને આપજે, અને આ પૈસા આટલુ કહી ચાનના થયા બાઇસાહેબ રાતનો વખત વળી વરસાદ પડતા હતો અને તેઓ તો થા ના—અને ગરીબ માણસ, અમારાથી તડ શુ પુછાય? . અહીં આપને શુદ્ધિમા નાનવા ઉપચારો કરવા નાગી'

"પણ પત્ર ક્યા છે?"

'આ રહ્યો " કહી તેના હાથમા પત્ર આપ્યો. તરત પત્ર ઉઘેડીને સકવાર ધ્રુજતે હાથે કપતી વાચવા લાગી —

"આ અજાણી જગા જ્યા મ્હારી મૂખાઇ તમને લઇ આવી ત્યા તમને આમ ત્યજી હુ જાત નહી, પણ તમાગ નેત્રોમા મને રજ માત્રેની જેઠ મ્હારી હાજરી તમને ધિક્કાર-પાત્ર જણાય છે હાય ! એ હુ સમજ્યો આ પત્ર તમે વાચશો તે પહેલા તો . કોશો દૂર ગયો હઇશ તમારો સામાન અને દાસીને અહીં આવવાની રચનામા મને મળશે એટને તાકિદ કરીશ કાન સવારે તમે રિરવળ જશો મ્હારા માણસોને હુ હુકમ આપી જાઉ છુ તમને તકલીફ કે અડચણ આવશે નહીં એ આ ગાડીવામા થયેન બનાવ તમાગ મગજમાથી ભુસી નાખવા કહેતુ એ તમને અપમાન કર્યા જેવુ હુ સમજુ છુ તમને કોઇ પણ રીતે અપમાન આપવુ કે તમારો તિરસ્કાર કરવો યા તો તમને દુ ખ આપવુ એ હુ મ્હારી ફર્જ સમજતો નથી મ્હારા તરફથી તમને ક્યારે પણ અપમાન કે માન–હાની થશે નહી હુ સર્વસ્વ તમારો જ છુ "

'ન અપનેસે જુદા કર મુઝકો, બસ યેહી કનાઇ હય
અગર ચાહે તો મુઝકો કત્લ કર 'ગરદન ઝુકાઇ હય."

વગેરે લખાણ હતુ તે પત્ર સકવારના ધ્રુજતા હાથમાથી પડી ગયો

*Is a less evil, but to part & live,*
*There—there's the torments*

—*Landsdowne,*

---

# ગ્રન્થાવલોકન.

**૧. કમળાના પત્રો.**

[ અંગ્રેજી ઉપરથી અનુવાદક રા શિવલાલ ઉત્તમરામ માલિક, મજ આ મેજી પ્રમતલ આર વે ન્ક મુબારક ગુજરાતી પ્રકાશક રા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી મુંબાઇ, પૃષ્ઠ ૩૦ ૨૫૦, ઇ સ ૧૯૧૯, મન્ય ૨ ]

શ્રીયુત ગોવર્ધનરામના પુત્ર રમણીયરામે થોડા સમય થયા જે સુન્દર તથા મહત્ત્વના પુસ્તકો પ્રકટ કરવા માંડ્યા છે તે ગુજરાતી વાચકને અજાણ્યા નથી એ પુસ્તકોમાંનુ પાંચમુ પુસ્તક તે "કમળાના પત્રો" છે ગુજરાતના રસિક વાચકોને આ પુસ્તકનુ નામ પણ અજાણ્યુ નહિ હોય, કારણ કે જે કાળમા હાલનુ માસિક "સમાલોચક" પન ત્રૈમાસિક રૂપમા જ પ્રકટ થતુ હતું તે કાળમા "કમળાના પત્રો" એમા પ્રકટ થવા માંડ્યા હતા અમે ભુલતા ન હોઇએ તો સન ૧૯૦૬ મા આ પત્રોનો પ્રથમ ભાગ પહેલી વાર છપાયો હતો, તે પછી કેટલાક કાળ સુધી આ પત્રો "સમાલોચક"માં પ્રકટ થયા કર્યા હતા, અને ગુજરાતી વાચક વર્ગ તરફથી એમને હોંશભર્યો આવકાર મળ્યો હતો પહેલા પત્રના પ્રકટ થયા પછી તેર વર્ષે બધા પત્રો એ ત્ર થઇ પુસ્તકાકારમા બહાર પડે છે એ મ્હોટા લાંબા ગાળાનુ કારણ લેખકનુ પોતાનુ "જીવન પ્રતિકૂળ પરિસ્થિતિમાં મૂકાવુ" એ મુખ્ય હોય તો પણ, બીજુ કારણ એક એ પ હોવુ જોઇએ કે સારા પુસ્તકોને પ્રકાશકો તથા વાચકો તરફથી જોઇએ તેવુ આતુર ઉત્તેજન ગુજરાતમા હજી પણ મળતુ નથી તેથી જ, જે કામ લેખક પ્રકાશક તથા વાચકના શુભ સહકારથી એક બે વર્ષમા થઇ જતુ જોઇતુ હતુ તે આપણે ત્યા તેર વર્ષે પણ થયુ—આખરે થયુ તો ખરૂ—તે માટે લેખકને તથા પ્રકાશકને અમે ધન્યવાદ આપીએ છીએ અને ખરેખર, આ પુસ્તક ગુજરાતી સાહિત્યમા તથા જનસમાજમા કેવુ ઉપયોગી થઈ પડશે તેનો વિચાર કર્યા પછી, પોતાની પ્રતિકૂળતાઓ જીતવાને માટે લેખકનો તથા ઉત્સાહથી આ કાર્ય પૂરુ કરવાને માટે પ્રકાશકનો નાગરવર્ગ જેટલો ઉપકાર માને તેટલો થોડો છે એમ અમને લાગે છે

ગુજરાતી સાહિત્યની આલમમાં સુપ્રસિદ્ધ એવા મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠીની પાસે તાલિમ મેળવનાર એમના જે પૌત્રિનુ વધારે ઓળખાણ આપવાની જરૂર નથી "આદિવચન"ના લેખક રા ચન્દ્રશંકર પંડ્યાએ એમના જીવન ઉપર પ્રકાશ નાખતે નાખતે જે હકીકત કહી છે તેમા એટલુ જ ઉમેરી શકાય કે રા શિવલાલના પૂર્વ૨ના સ્નેહીઓએ એમનુ પ્રથમ પુસ્તક આથી ઘણા વર્ષો પહેલા પ્રકટ થયેલુ જોવાની આશા—એમની શક્તિ તથા ઉત્સાહને લીધે—રાખેલી, ને એ આશા આજે જે રૂપમા સફળ થઇ છે તે જોઇને તેઓને જરૂર આનન્દ થવાનો

"*Kamala's Letters to her Husbnad*" એ અંગ્રેજી પુસ્તક તો હવે બહુ જ વિખ્યાત થઇ ગયુ છે રા સુના ગરની પ્રસ્તાવના તથા રા ચન્દ્રશંકરનુ આદિવચન બન્ને જે ગુજરાતી વાચકો એની મોહક હકીકતથી વાકેફ નહિ હોય તેઓને સારી માહિતી

---

દયારામનો અદ્ભુતરિતિ ૨ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

આપણે હિન્દુસંસારનું એ પુસ્તકે એવું રસિક, સચોટ, તથા રમિક ચિત્ર ઉતાર્યું કે એ પુસ્તકના બહાર પડ્યા પછી હિન્દુસમાજના સઘળા પક્ષોમાં-સુધારક તેમ જ સંરક્ષક પક્ષોમાં ખળભળાટ થઇ રહ્યો તેમાં પણ એ પત્રની લખનાર કમળાનું વ્યક્તિત્વ જેટલું મનોહર, સરકારી, તથા જીવનની પ્રસન્ન પ્રેમમયતાથી ભરેલું હતું, તેટલું જ તે સંભવ્યું હતું, એટલે મદ્રાસમાં તથા આપણા દેશના બીજા પ્રાન્તોમાં એ પુસ્તક એકદમ આકર્ષણનો તથા ચર્ચાનો વિષય થઇ પડ્યું રા શિવનાન લખે છે કે "ત્રણ ચાર વર્ષમાં એની બાવીસ આવૃત્તિઓ થઇ ગઇ" અને આજ સુધીમાં એની કુલ નકલો કેટલી ખપી હશે એ જાણવાની સ્હેજી આતુરતા થાય એમ છે, કારણ કે કોઇ દેશીનું પુસ્તક આપણા દેશમાં આટલો બધો સત્કાર પામ્યું હોય એવા દાખલા બહુ થોડા છે જો કે આપણે જાણીએ છીએ કે કમળા એ કોઇ સાચી વ્યક્તિ નથી તો પણ હવે તો એ કમળા જીવતી જ રહી છે—આર્યસંસાર જીવનને ઝીણી સરકારી દૃષ્ટિએ નિરખનારી, જૂનામાંથી સોનું કાઢનારી અને નવાની સુગન્ધ લેનારી, કદી હાસ્યથી તો કદી કરુણાર્થી-કદી સમભાવથી તો કદી ધર્મ્ય ક્રોધથી આપણા પ્રચલિત આર્યત્વને નવીન આર્યત્વની ઉત્કર્ષક દિશા બતાવનારી, કદી હર્ષ હિલોળે ચડેલી તો કદી નિરાશાના દુખસમુદ્રમાં ડૂબેલી પ્રેમઘેલી કમળા હવે વાચકની મન દૃષ્ટિમાં તેમ જ આપણા દેશના પ્રગતિકારક સાહિત્યમાં ચિરંજીવી થઇ ગઇ છે

કમળાનું હૃદય એ ખરેખર સ્ત્રી-હૃદય છે ને તે ચિતરવામાં લેખકે પોતાની સઘળી કળા સમાવી દીધી છે વાસ્તવિક રીતે આપણા રીતરિવાજોનું પૃથક્કરણ હોવા છતાં, કમળાનું માનવપણું આખા પુસ્તકમાં અનેરો રસ દાખે છે એક તરફથી લગ્નના તથા જીવનના ઘણા પ્રશ્નો ઉપર પ્રકાશ પડે છે, તો બીજી તરફથી કેટલાક સુન્દર પ્રસંગોનું તથા ન ભુલાય એવી માનવ—મૂર્તિઓનું આલેખન નજરે પડે છે ચસગના લગ્નની વિધિઓનું 'દોનામહોત્સવ'નું, પતિપત્ની એક બીજાનું નામ દઇ શકતા નથી એ આપણા રીવાજના રમુજી ગોટાળાનું, રંગીની ભારતી, તથા મધુરી જેવા મીઠા પાત્રોનું જે આલેખન, મૂળમાં તેમ જ ગુજરાતીમાં થયેલું છે તે વાચકના મનમાંથી એકદમ ખસે એવું નથી તેવું જ તાદૃશ આલેખાયનું પાત્ર ગોકળીશંકરનું છે, જેમના વિના પુસ્તકનું આકર્ષણ જરૂર કમ થયું હોત

મૂળની ઘણીખરી ખૂબી રા શિવનાન ભાષાન્તરમાં સાચવી રાખી શક્યા છે એ જેવા તેવા અભિનન્દનની વાત નથી ગુજરાતી ભાષાની તથા શૈલીની ખામીઓ આપણને પરભાષામાંથી ઉચ્ચ ગ્રન્થોને ગુજરાતીમાં ઉતારવા જતા બહુ નડે છે પરન્તુ પ્રયાસથી જ તે ખામી પુરાશે અને આપણી ભાષાની તથા શૈલીઓની સમૃદ્ધિ થશે. રા શિવનાનનો અનુવાદ ઘણે સ્થળે સ્વતન્ત્ર લેખ જેવો જ પ્રવાહી તથા નૈસર્ગિક લાગે છે સર્વ સ્થળે તેવો નથી, એના કારણોમાં આપણા ગુજરાતીની અવિકસિત અવસ્થા અને રા શિવનાનનો સંસ્કૃત તરફનો કાંઇક પક્ષપાત એ બે લાગે છે પરિણામે રસ તથા આવેશના શુદ્ધ પ્રવાહમાં બે ચાર આ પક્ષપાત તેઓ ભૂલી ગયા હોય છે તે તે પ્રસંગો બહુ સારા લખાયા હોય છે પરન્તુ આ

* રતનો ટકોર (સ્વદેશભક્તના કાવ્યો) રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઇ

મ્હારી સ્વતંત્ર વિચારશક્તિને ગંભીર અન્યાય કરે છે (૩) સાહિત્યપરિષદ્‌ના છઠ્ઠા સમેલન પ્રસંગે મ્હને ગભીર શોકનો ભાવ થયો એમ કહેવામા મ્હારો સ્હેજે આશય એવો નથી કે પરિષદ્ તદ્દન નિષ્ફલ હતી કે પરિષદ્‌ના કાર્યમા સંતોષકારક તત્ત્વો કાંઇ પણ હતા જ નહિ તેમ જ જે વિદ્વાનો ગુજરાતના ભૂષણ છે ત્હેમને અથવા તો જે ભાઇઓએ સ્તુતિપાત્ર પ્રયાસથી વિષમ પરિસ્થિતિમા પરિષદ્ ભરી ત્હેમને ઉતારી પાડવાનો અધમ અપરાધ તો મ્હારે હાથે સભવતો જ નથી હુ તો માત્ર એટલી હકીકત કહેવા ઇચ્છુ છુ—ને તે ઘણા સંકોચથી ને દુ ખથી કહુ છુ—કે કોણ જાણે કેમ પરિષદ્ પ્રસંગે અકથ્ય—ને કદાચિત્ અગમ્ય—શોક મ્હે અનુભ યો હતો )

ન સમજાય એવી રીતે લગાયેલી અને ન સહી શકાય એવી જાતની વ્યથાવાળી દમની બીમારીનો અને ત્હેને લીધે થયેલી લાચાર બનાવી દે એવી અશક્તિનો હુ ભોગ થઈ પડેલો હોવા છતા ગુજરાત તરફની, સાહિત્ય તરફની અને ગુજરાતી સાહિત્ય પરિષદ્ તરફની હ્ દયભરી મમતાની પ્રમત પ્રેરણાને પરિણામે હું ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના છઠ્ઠા અધિવેશન પ્રસંગે અમદાવાદ જઇ શક્યો એ મ્હારૂ સદ્‌ભાગ્ય, પરિષદ્‌ના કામમા હું સક્રિય ભાગ ન લઇ શક્યો એટલુ જ નહિ, પરન્તુ સમગ્ર કાર્યક્રમ પ્રસંગે એકધારી હાજરી પણ ન આપી શક્યો એ મ્હારુ દુર્ભાગ્ય. હશે હું મ્હારી જાતને પૂછુ છુ—એવા આત્મપ્રશ્નો અને પરપ્રશ્નો પૂછવાની મ્હારી પ્રકૃતિ છે—કે પરિષદ્ પ્રસંગે મ્હારા મન ઉપર એકદરે શો સસ્કાર પડ્યો હતો ?—કે મ્હારા હૃદયમા શો ભાવ ઉદ્‌ભવ્યો હતો ? ખરૂ કહુ તો મ્હને એ પ્રશ્ન પુછવો નથી ગમતો. એનો શો ઉત્તર મળશે તે સબન્ધમા મ્હને અનિશ્ચિત ચિંતા રહે છે, અને પૃથક્કરણ કે પરીક્ષા વગરની ચિન્તા વધારે મૂઝાવે છે સત્યનો ગીધીસટ સાક્ષાત્કાર જેટલીતેટલી સહનશક્તિ મૂલ્ય તરીકે માગે છે એમ નથી, અને જેવી તથા જેટલી સહનશક્તિની અપેક્ષા પોતાની પરીક્ષા માટે રહે છે તેવી અને તેટલી હુ બતાવી શકીશ કે કેમ તે સબન્ધમા મ્હારૂ મન શંકા અનુભવે છે—અને છતા યે સાહસ ખેલ્યાસિવાય નથી રહેવાતું, સાવધતા કામ નથી લાગતી, અને કાંઇક સમજણથી દોરાઇને તેમ જ કાંઇક સ્વભાવથી પ્રેરાઇને એ પૂછવો ન ગમતો પ્રશ્ન પૂછાઈ જ જવાય છે

અને એ આત્મપ્રશ્નનો ઉત્તર શો છે ? પૃથક્ પૃથક્ જમે ઉધારની ન્હાની મ્હોટી રકમો માડી ત્હેમનો સરવાળો—બાદબાકી કરનાર હિસાબ અત્યારે નથી આપતો અત્યારે તો માત્ર એટલુ જ તારણ રજુ કરૂ છુ કે "'તરસાળ સિલક છે કે ખોટ ?'' મ્હને કહેતા દુ ખ થાય છે કે મ્હારી ગણત્રી ખોટની છે,—મ્હારો સામટો ભાવ શોકનો હતો. મ્હારા ભાવનુ આ સીધુ અને સાદુ કથન કોઇને અન્યાયી લાગશે, કોઇને અનુદાર લાગશે, કોઇને અનાવશ્યક લાગશે ગમે તેમ લાગે મ્હારે માટે એટલુ બસ છે કે બને તેટલી સભાળ રાખીને હું એક હકીકત તરીકે રજુ કરુ છુ મ્હારા એ શોકભાવનુ સૂક્ષ્મ પૃથક્કરણ કર્યા સિવાય ત્હેનુ જરા વિશેષ સ્પષ્ટ નિરૂપણ હુ કરીશ

ભારતના ટકાર (સ્વદેશભિક્તના કા યો) રૂ ૦—૧૨—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ—

જગદ્વિખ્યાત ભારતીય કવિ રવીન્દ્રનાથજી પરિષદમા પધાર્યા અને તેઓશ્રીએ પરિષદ માટે ખાસ તૈયાર કરેલો અદ્ભુત લેખ અદ્ભુત છટાથી વાંચ્યો, લાલ દરવાજાના મેદાનમા મળેલી લોકસભા સમક્ષ તેઓશ્રીએ ગુજરાતના સ્વાગતના ઉત્તરરૂપ ઉપકારલેખમા "વસન્તાગમન"નો નિર્દેશ કર્યો, "વિક્ટોરીઆ ગાર્ડન"મા આપવામા આવેલી "પાર્ટી" પ્રસંગે તેઓ પધાર્યા અને જુદે જુદે સ્થાને ગોઠવેલા જુદા જુદા દૃશ્યો હેમણે ગાંધીજીની સાથે ફરીને જોયા આ સર્વ પ્રસંગોએ જો કોઇપણ ભાવ મ્હારા અન્ય અનેક ભાવોને પાછળ પાડી દઈ આગળ ધસી આવતો હોય—અને તે અનિવાર્ય પ્રાબલ્યથી—તો તે ભાવ કોઇ ઉંડા અગમ્ય શોકનો હતો રવીન્દ્રનાથજી એટલે અદ્ભુત મોહિની—એટલી બધી અને એવી મીઠાશવાળી મોહિની કે હેની પાછળ માયા છે કે માયા એ બહુ સૂક્ષ્મતાથી તપાસવાનું મન પણ ન થાય એ મોહિનીથી હુ મુગ્ધ ન જ થઇ શકુ એવો અરસિક કે અગુણજ્ઞ હું નથી, જો કે સ્વતન્ત્ર અને તટસ્થ પરીક્ષા કરવાનો દૈવી હક ગુમાવી દેવા જેટલો હું કોઇથી અંજાતો નથી ને રવીન્દ્રનાથજીને જમે બાજુ જ હોઇ શકે એવો અહોભાવ મ્હારો નથી અને આ સર્વ છતા સાદી અને સીધીસટ હકીકત એ છે કે રવીન્દ્રનાથજીની મહત્તા અને હેમની મોહિનીની કદરના આહ્લાદ કરતા યે વધારે પ્રબળ ભાવ મ્હારા હૃદયમા શોકનો હતો—અગમ્ય શોકનો, અશક્ય શોકનો રવીન્દ્રનાથજીના શાન્ત અને સૌમ્ય પરન્તુ પ્રભાવશાળી તેજ પાસે મ્હને ગુજરાતીઓ નિસ્તેજ લાગ્યા—પૃથક્ પૃથક્ વ્યક્તિ તરીકે તેમ જ સામગ્રી પરિષદ્ તરીકે ગુજરાત આમ સ્વયમેવ નિસ્તેજ હશે, પરન્તુ રવીન્દ્રનાથજીના પ્રચંડ પ્રકાશમા અનેકગણુ વધારે નિસ્તેજ મ્હને દેખાયુ અંગ્રેજ મહાકવિ મિલ્ટને કાંઇક એવુ લખેલુ સ્મરણમા છે કે "એ પ્રકાશે અન્ધકારને વધારે દૃશ્ય બનાવ્યો—*That light made darkness more visible*" કાંઇક એવુ આ પ્રસંગે થયુ મ્હને જણાયુ સાહિત્ય પરિષદ્ એટલે વસ્તુત ૭ સાક્ષરગ્રહો મુખ્ય અને ઇતર ગ્રહોપગ્રહો ગૌણ મુખ્ય અને સ્થાયી ગ્રહોમા રમણભાઇ—આનન્દશંકરભાઇ—નરસિંહરાવભાઇની ત્રિપુટી કેન્દ્રસ્થાને અને બળવંતરાય ઠાકોર, કૃષ્ણલાલ ઝવેરી અને કેશવલાલ ધ્રુવ હેમની સાથે ન્યૂનાધિક અંશે જોડાયલા આ ૭ યે ગૃહસ્થો ગુજરાતના ભૂષણ છે અને તેઓને ગુજરાત થોડે કે ઘણે અંશે આભારી છે એ ૭ સાક્ષરગ્રહો ઉપરાંત બીજા પણ અનેક યોગ્યતાયુક્ત વિદ્વાનો—વૃદ્ધ, પુખ્ત ઉમ્મરના તથા યુવાન—હાજર હતા, અને છતા યે મ્હને ગુજરાત નિસ્તેજ લાગ્યુ—રવીન્દ્રનાથજીની હાજરીમા ન્હાનુ લાગ્યુ એ મ્હારો પ્રધાન અને પ્રબળ શોકભાવ સ્હેજે ઓછો ન થઇ શક્યો કે "ક્યા રવીન્દ્રનાથજીના આંજી નાખનારા તેજ તેમ ધમધમાવી નાખતો પ્રતાપ અને ક્યા ગુજરાતના નિસ્તેજ અને ક્ષીણ સાક્ષરગ્રહો?" વ્યક્તિગત ટીકા કરવા હુ નથી ઇચ્છતો, પણ સત્યનિષ્ઠા મ્હારી પાસે મ્હારા હૃદયનો ખરો ભાવ સ્પષ્ટ કરાવે છે રવીન્દ્રનાથજી પધારશે ત્યારે ગુજરાતના ગૌરવનું રક્ષણ ગુજરાતના ક્યા વિદ્વાન્ નરવીરો વધારે સારી રીતે કરશે? એ ચિન્તાની મનોદશામાં મ્હને વધારેમા વધારે આશા આનન્દશંકરભાઈ માટે હતી ગુજરાતના દુર્ભાગ્યે એમણે પણ એવા સંભ્રમથી પોતાનું સ્વાગત

ગુલામગિરીનો ગજબ ( સચિત્ર વાર્તા ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

વ્યાખ્યાન વાંચ્યું કે જેવી અગત્યતાથી સામાન્ય રીતે મશહૂર વિદ્યાર્થી પરિષદ- પામે વાંચે આથી મ્હને જેવો તેવો અચંબો નથી થયો ભારતની બ્હાર તો શું પરંતુ ગુજરાતની મ્હાંરે પણ જેમની વિખ્યાતિ પ્રસરી નથી હોય એવો એકે વિદ્વાન્ તો ગુજરાતમાં નથી એટલું જ નહિ, પરંતુ પોતાના સિદ્ધ પરાક્રમથી નહિ તો પોતાની વાસ્તવિક યોગ્યતાથી પણ પોતાનો પ્રભાવ દાખવી શકે એવા જે કેટલાક વિદ્વાનો ગુજરાતમાં છે ત્હેમાંના વધારેમાં વધારે આશા વ્ય વિદ્વાન્ પણ નિરાશાજનક નીવડ્યા આનન્દશંકરભાઇ એટલે સરકારિતા "*Culture*" એમની એ સંસ્કારિતાને એમણે વિના સંકોચે પૂર્ણ રૂપાથી પ્રગટ થવા દીધી હોત અને પોતાની ઉંચી શક્તિઓના તથા પોતાના માનપ્રદ પદના ગૌરવના વધારે ખરા ભાનથી તેઓએ વાંચ્યું હોત તો હું બેધડક કહીશ કે એમણે એમની જાતને તથા એમના પદને વધારે દીપાવ્યાં હોત

પણ રવીન્દ્રનાથજીની હાજરીમાં મ્હને માત્ર ગુજરાતના "સાક્ષરો" જ ન્હાના ન લાગ્યા, મ્હને તો પ્રમાણમાં ગાંધીજીએ તે પ્રસંગે ન્હાના લાગ્યા સ્વાગતમંડળને બદલે ધ્યાને કે પરિષદને પ્રમુખપદે ગાંધીજી બિરાજ્યા હોત અને ત્હેમણે ત્હેમનું વ્યાખ્યાન વાંચ્યું હોત તો તે કેવું થાત એ તો કલ્પનાનો વિષય રહ્યો તો ગાંધીજીની સાહિત્યરસિકતાની ખરી સાચી કસોટી કરવાનો પ્રસંગ મળ્યો હોત ગાંધીજીને બોલવાના એક બે પ્રસંગો જ માત્ર મળ્યા હતા તે ઉપરથી ગાંધીજીની સાહિત્યરસિકતા આંકવી એ કદાચિત્ પૂરો ન્યાય ન ગણાય આ સાચું છે એ સ્વીકાર્યા છતાં એ મ્હારે કહેવું પડે કે જે જે પ્રસંગોમાં મ્હેં ગાંધીજીને અને રવીન્દ્રનાથજીને સાથે જોયા તે તે પ્રસંગોમાં કોણ જાણે કેમ મ્હને રવીન્દ્રનાથજી વધારે મ્હોટા દેખાયા કદાચિત્ હું ગાંધીજીને અન્યાય કરતો હોઉં તો પણ હું ધારું છું કે હું ગાંધીજીને એટલો બધો અન્યાય તો નથી કરતો કે જેટલો "ગાંધીજીને રસિકતાની કસોટીએ કસવા જ ન જોઈએ" એવો અપવાદ જેઓ રજુ કરે છે, તેઓ કરે છે ગાંધીજીના લેખો જેમણે વાંચ્યા હશે અને એમનાં ભાષણો જેઓએ સાંભળ્યાં હશે એવા તો ગાંધીજીનો રસ-[illegible]માંથી બિલકુલ બહિષ્કાર ભાગ્યે સ્વીકારશે ગાંધીજી બોલીચાલીમાં લેખનશૈલીમાં અને એમની મીઠી ને માર્મિક મશ્કરીઓમાં એમની રસિકતાનો પુષ્કળ પુરાવો આપે છે સંસ્કૃતમાં જેને "લાલિત્ય" કહે છે એવી ચતુરાઈ, એવી સફાઈ, એવી મનોહારી મીઠાશ એવી યુક્તિ અને એવી સૂચકતા એઓથી એટલી બધી બતાવે છે કે તે ધ્યાન ખેંચ્યા વિના ન રહે "હું તો રહ્યા રંગી" એવું જે વચન ગાંધીજીએ લાલ દરવાજાના મેદાનની લોકસભા સમક્ષ પોતાના સમ્બન્ધમાં વાપર્યું હતું અને આનન્દશંકરભાઇના તથા પોતાના 'આરાડમારાડપણા' ના સમન્વ વિષે જે ઉદ્‌ગારો રસથી વારંવાર કાઢ્યા હતા એ બતાવે છે કે ગાંધીજી પણ રસીયા છે-એમ છેક સૂકાભૂખા વિરાગી જ નથી અઠવાડીએ અઠવાડીએ હું તો "નવજીવન"ને *Young India*" વાંચુ છું ને એ અસિધારાવ્રતી તપસ્વીના ઉગ્ર ઉદ્‌ગારોમાં એ વ્યાપી રહેલી માનવતા (*Humanity*) અને રસિકતા માટે માન અનુભવું છું આ છતાં યે-ગાંધીજી રસીયા હોવા છતાં યે-રવીન્દ્રનાથજીની હાજરીમાં સાહિત્ય પરિષદ્ પ્રસંગે મ્હને તેઓ પૂરેપૂરા

પાંચ પ્રેમકથા. રૂ ૦-૬-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

મ્હારમા ખીલેના ન લાગ્યા અને 'ગાધીજીને સાહિત્યપ્રદેશમા સ્થાન નથી" એવા પક્ષવાદી મોનુ ખોટાપણુ પુરવાર કરે એવો પોતાની રસિકતાને એ સર્વ વિષયસ્પર્શી મહાત્મા આવિર્ભાવ કરશે અને પ્રાપ્ત પ્રસગને પ્હોચી વળી પોતાની જાતને અને ગુજરાતને દીપાવશે એવી મ્હારી આશા સફળ ન થઇ એ પ્રસગને ઉદ્દેશીને મ્હારૂ કહેવુ સ્પષ્ટ કરીશ લાલબાગની પાસેના મેદાનમા મેદની મળી હતી–રવીન્દ્રનાથજી હિન્દીમા વ્યાખ્યાન આપશે એવી ગાધીજીએ આપેલી આશાથી લોકસભા ભરાઈ હતી રવીન્દ્રનાથજી પધાર્યા હતા–માત્ર ગાધીજી હાજર ન હતા પ્રમુખપદ ગાધીજીની ગેરહાજરીમા નરસિહરાવભાઇને અપાયુ–રમણભાઇની સૂચનાથી ને આનન્દશકરભાઇના અનુમોદનથી રવીન્દ્રનાથજીએ પોતાની લાક્ષણિક શૈલીમા ગુજરાતના સ્વાગતના ઉત્તરમા ઉદ્ગાર પ્રકટ કર્યા. એ ઉદ્ગારો આશા આપવા પ્રમાણે હિન્દીમા નહિ પરન્તુ અગ્રેજીમા હતા એમનુ હાર્દ ગુજરાતીમાં લોકોને કહી સમજાવવા સ્વાભાવિક સૂચના થઇ ઉત્તર મળ્યો "અશક્ય" એ ઉત્તરની યોગ્યાયોગ્યતાની તપાસ તો દૂર રહી, પરન્તુ એ ઉત્તર અને ત્યાર પછીના રમણભાઇના અને નરસિહરાવભાઇના અક્ષમ્ય અસભ્યતાયુક્ત ઉદ્ગારો ત્હેમના જેવાને ન શોભે એવા હતા લોકસભા ઉશ્કેરાયલી હતી ગાધીજી થોડી વારમા આવ્યા ને ગુજરાતીમા સાર કહી બતાવવાની વાજબી લોકમાગણી એ લોકપ્રેમી લોકનાયકે સ્વીકારી મોડા આવવા માટે ગાધીજીએ સભાની માફી માગી–માગવા પ્હેલા જ તે મળી ચુકી હતી પરન્તુ એ રવીન્દ્રનાથજીના ઉપકારોદ્ગારનો સાર કહેતા કહેતા માત્ર ન થઈ શકે એવો એક અતિશય અગત્યનો મુદ્દો ગાધીજીએ છોડી દીધો કે "અગત્યની અને મ્હોટી વાત તો એ છે કે ભારતના રાષ્ટ્રજીવનનો વસન્તકાળ આવી પ્હોચ્યો છે–વસન્તકાળ આવી પ્હોચ્યો છે" એ સૂચક ર ન્દચિન ગાધીજી ચૂક્યા–રહી ખરા, પણ નિરાશી વધારે માટે એમ થયુ હશે? ગમે તેમ હો, સાહિત્યપરિષદ્ પ્રસગે મ્હને રવીન્દ્રનાથજીની હાજરીમા ગુજરાતના વિદ્વાનો પ્રમાણમા ન્હાના લાગ્યા, ભારતવર્ષની હૃદયસપત્તિરૂપ ગાધીજી પણ પ્રમાણમા ન્હાના લાગ્યા, સમગ્ર સાહિત્ય પરિષદ્ નિસ્તેજ લાગી ગુજરાતને માટે મમત્વ અનુભવનારા હૃદયોને આવી સ્થિતિમા શોક નહિ તો બીજો શો ભાવ થાય? માનવજીવનના ઉચ્ચ કાર્યપ્રદેશોમા ગુજરાતના સતાનો ક્યારે ઘૂમશે–ઝઝૂમશે–ને ગુજરાતને અનેરૂ ગૌરવ ભારતવર્ષમા અને જગતમા અપાવશે?

પારેખનો અગ્નો,
નડિઆદ, તા ૧૩ ૭ ૧૯૨૦

દયારામનો અક્ષરદેહ. રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# વિચિત્ર વીલ.

લેખક—રા. પુષ્કરરાય વામનરાવ મેહતા એમ્ એ, એલ્એલ્, બી

### પ્રકરણ પહેલું

### મનુ દેશાઈ એડવોકેટ.

આપણી વાર્તાની શરૂઆત મુબાઇમા પ્રિન્સેસ સ્ટ્રીટ ઉપર આવેલા એક પાચ માળના ભવ્ય મકાનના ચોથા માળ ઉપરના છેલ્લા બ્લૉકમા થાય છે સદર બ્લૉક બે ઓરડા ને એક ઓરડીનો બનેલો હતો તેના આગના ખડના બારણા ઉપર જમણી બાજુએ “મનુ દેશાઇ, એડવોકેટ હાઇકોર્ટ” એ નામનુ ચકચકિત પાટીયું, આવનારની નજરે પડતુ હતું આ મનુ દેશાઇ એડવોકેટને એક જોડીયો ભાઇ હતો તેનું નામ નાનુ દેશાઈ હતુ મનુ અને નાનુ કૉલેજમા હતા તેવામા જ તેમનો બાપ ગુજરી ગયો હતો તેની મિલકતમાથી જે થોડુ ઘણુ ઉત્પન્ન આવતુ હતુ તેથી મનુ અને નાનુને જીદગીભર ગુજરાન થઇ શકે એમ ન હોતું તે કારણે આ બે ભાઇઓએ સ્વતત્ર ધધા કરવાનુ પસદ કર્યું, અને સારી અક્કલ વાપરી નિશ્ચય કર્યો કે એ એડવોકેટ અને બીજાએ સોલીસીટર થવુ તે મુજબ મનુ એડવોકેટ થયો અને નાનુ સોલીસીટર થયો આમ કરવામા તેઓનો હેતુ દેખીતી રીતે એ હતો કે નાનુ સોલીસીટર મનુ એડવોકેટને કામ આપે અને મનુ એડવોકેટની કીર્તિથી નાનુ સોલીસીટરને કામ આવે મનુએ પ્રિન્સેસ સ્ટ્રીટ ઉપર અને નાનુએ મેડૉઝ સ્ટ્રીટ ઉપર ઑફીસો ગોઠવી

પરતુ પોતપોતાની ઑફીસો ગોઠવવાનુ કામ પૂરૂ થયુ એટલે પછી તેમનો વખત ગાળવાને બીજુ કાઇ સાધન મળી આવતુ નહિ નાનુ પાસે કાંઈ કામ આવતું નહિ અને પરિણામે મનુના હાથ પણ ખાલી જ રહેતા આવી રીતે ત્રણ વર્ષ સુધી તો બન્ને જણાને, ગાઠના પૈસા ખરચી દરબ્યાત આરામ લેવો પડયો નાનુ આખો વખત ઑફીસમા બેસી બગાસા ખાતો અને મનુ ઝભ્ભો પહેરી ભૂતની માફક હાઇકોર્ટમા આમતેમ આટા ફેરા મારતો હતો કોઇ બારીસ્ટરના કામમા તેની ગેરહાજરીમા નોટસ્ લેવાની હોય અગર કોઇ—દમ વગરનો કેસ કોઇ બારીસ્ટરે પવરાવ્યો હોય તેમા માથાફોડ કરવાની હોય એવા કામોમા ક્વચિત્ વખત ગાળવાનુ સાધન મનુને મળી આવતુ એક વખતે એક અજાણ્યા સોલીસીટરે આવીને એક કેસ મનુના હાથમા આપ્યો—કેસ ઉપર બે ગીનીની ફી લખેલી હતી મનુએ હરખભેર તે કેસ લઇ લીધો કેસમા કાઇ દમ ન હોતો મનુએ તે કેસ ચલાવ્યો ને પુરો થયો ત્યારે સોલીસીટર માટે પાછુ ફરી જોયુ પણ સોલીસીટર સાહેબ ત્યા હોય જ શાના? સોલીસીટરની સાથે બે ગીની પણ ગઇ! પણ દામના કાગળો રહ્યા તે મનુ એડવોકેટની ટેબલ ઉપર મૂકવાને ઘણા ઉપયોગી થઈ પડ્યા. જ્યારે જ્યારે ઑફીસ બહાર કોર્ટનો પગરવ સભળાય કે એ કાગળો ઉચકી મનુ વાચવા મડી જતો

અનગવિષ. રૂ ૨-૮-૦ એન. એન. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

આપણી વાર્તાની શરૂઆત થાય છે તે વખતે મનુ એડવોકેટ પોતાની ઓફીસમા "રીપોર ટીંગ ન્યુસ" વાચવામા મશગુલ હતો તેવામા કોઇએ બારણુ ઉઘાડ્યુ એટલે ન્યુસપેપર ફેંકી દઇ, એકદમ એક કાયદાની ચોપડી હાથમા લઇ બેઠો આવી એક બે ચોપડીઓ, આવા ઉપયોગ માટે હમેશાં તે ટેબલ ઉપર રાખી મૂકતો.

' કઇ હરકત નહિ મનુ એ તો હું જ છુ શરમાઇશ નહિ " નવા આવનારે ન્યુસ પેપર પડતું દેખીને કહ્યુ

' આહ ! અનન્ત !" મનુએ હાથ મીલાવતા કહ્યુ " મે તો ધાર્યું કે કોઇ અસીલ હશે. અસીલ ગમે ત્યારે આવી પહોચવાનો સભવ છે તેને માટે મારે તૈયાર રહેવુ પડે છે "

"બરોબર છે " અનન્તે જવાબ આપ્યો "પણ તું જાણે છે ? હુ પણ અસીલ જ છુ-તે પણ વળી માલદાર અસીલ વીશ લાખનો મામનો છે મારા કાકાની મિલકત, સમજ્યો ? તેણે એક બીજુ વીલ કરેલુ જણાય છે અને તે માટે તારી સલાહ લેવા આવ્યો છુ "

સ્વાભાવિક રીતે મનુ પ્રથમ તો હરખમા ખુરશી ઉપરથી કુદિ ઉઠ્યો, પણ તરત જ કાઇ બીજો વિચાર આવતા ગ્લાનો થઇ બેસી ગયો

' મી રાયજી," મનુએ ગભરા થઈ કહ્યુ " હું દીલગીર છુ કે તમારી હકીકત સાભળી શકતો નથી "

" હે ! એટલે ?"

" એટલે હું એમ કહેવા માગુ છુ કે તમે સોલીસીટરની મારફત આવ્યા નથી અને સોલીસીટર વગર અસીલની હકીકત સાભળવાનો હમારા ધધામા રિવાજ નથી

" હવે નરકમા ગયો તારો ધધાનો રીવાજ !" અનન્તે અધીરાઇથી કહ્યુ

" મી રાયજી, તમે એક મિત્ર તરીકે આવ્યા હોત તો કાયદા વિષેની માહિતિ હું ખુશીથી આપત પણ તમે પોતે જ કહ્યુ કે અત્યારે એક અસીલ તરીકે તમે આવ્યા છો તેથી આપણો મિત્રતાનો સબધ ઢકાઈ જાય છે અને વ્યાવહારિક સબધ આગળ આવે છે આવા સજોગોમાં અમારા ધધાનો રીવાજ આડો આવે છે તેથી કરીને એક સોલીસીટરની ગેરહાજ રીમા હું તમારી હકીકત સાભળવાનું, અતિ અયોગ્ય તેમ જ આધારરહિત અને રીવાજ વિરૂદ્ધનું પગલું ભરવાને અસમર્થ છુ એમ કહેવાની મને ફરજ પડે છે "

" શિવ શિવ !" અનન્તે આશ્ચર્ય પામી કહ્યુ "મને ખબર નહિ કે તું આટલો ચિબ્બો છે મેં તો ધાર્યું હતું કે આ કામ હાથ લાગવાથી તું ઉલટો ખુશી થશે."

" ખચિત-ખચિત જ હમણાની સ્થિતિ જોતાં હું કદી પણ કોઈ કામ જતું કરૂં નહિ હુ કહું તેમ કરો તો એક રસ્તો છે મેડોઝસ્ટ્રીટમા મારા ભાઇ નાનુ સોલીસીટરની ઓફીસ છે ત્યા જઇ તેની સલાહ લો હુ ધારૂ છુ કે તે પણ હમણા કામની અછત છે એટલે તે અત્યારે નવરો જ હશે ને મળી શકશે તેને સાથે લઇને એક કલાકમા તમે પાછા આવો ઉભા રહો હુ મારા કારકુનને પૂછી ખાતરી કરૂ મગળ !"

મારી વીસ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસગ્રહ ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કંપની, મુબઇ

મગળ, એક ઠીંગણો, જાડો અને ચુચી પણ ચાલાક જણાતો છોકરો અંદર આવ્યો તેને મનુએ પૂછ્યું "હું ધારૂં છુ કે અત્યારે કોઇને મળવાનો મે વખત આપ્યો નથી !"

"ના સાહેબ" મગળે ચુચી આંખ વધારે ચુચી કરતા કહ્યું "જરા જોઉં હું કંપ રીમા જોઇ આવું સાહેબ" એમ કહી તે ગયો, અને ગયો તેવો જ પાછો આવ્યો ને ખબર આપી કે કોઇ મળવા આવનાર નહોતું

"બહુ સારૂં ત્યારે મી નાનુ દેસાઇ સોલીસીટર અને મી રાયજીની સાથે બે વાગે મસલત છે તે નોંધી રાખ"

"જી સાહેબ." ફરી મગળ અદ્રશ્ય થયો તેની પાછળ અનન્ત રાયજી પણ મી નાનુ દેસાઇ સોલીસીટરની ઓફીસ તરફ રવાના થયો રાયજીના ગયા પછી મનુંએ મગળને પાછો બોલાવી, જમશેદ પારસી બારીસ્ટરની ઓફીસમાંથી, બે ત્રણ પીનને વગના કાયદાની ચોપડીઓ મગાવી રાખી, અને પછી બન્ને જણાની રાહ જોતો બેઠો

---

પ્રકરણ બીજું

## મનુ અને નાનુ

દરમ્યાન, અનન્ત, નાનુ સોલીસીટરની ઓફીસમા પહોચી ગયો હતો મનુ અને નાનુ જોડીયા ભાઇ હતા, તેવા જ તેમના કારકુનો પણ જોડીયા ભાઇ હતા તેમ તેમની ઓફીસમા ઓરડા પણ એક સરખા જ હતા અનન્ત ગયો ત્યારે નાનુ એક મહાભારત કામના કાગળીઆ વાચતો હતો પાસે જતા અનન્તને જણાયું કે કામ તો પાચ દશ વરસનું જુનું હતુ અને તે હમેશ હાથમા લીધાથી તે મેલું થઇ ગયુ હતું

"કેમ રાયજી, શું છે ?" કંઇ જમવાનું નોતરૂં દેવા આવ્યો છે કે ? નાનુએ અનન્તને ફાખન થતો જોઇ પૂછ્યુ "મેં તો ધાર્યું કે કોઈ અસીલ આવ્યો હશે"

"ત્યારે તો તે ખરૂં ધાર્યું હું અસીલ જ છુ" અનન્તે જવાબ આપ્યો

"હું તારા ભાઇની પાસે જઇ આવ્યો એણે મને તારી પાસે મોકલ્યો છે એનું કહેવું એમ છે કે સોલીસીટરની હાજરીવગર અસીલની સાથે વાતચિત કરવાનો એનો ધધાનો રીવાજ નથી"

"તદ્દન સાચુ મનુએ બરોબર જ કહ્યું છે આવી ઝીણી બાબતોથી વાકેફ થવાને તેને વણી તકો મળી નથી, છતા એ બધું જાણે છે તે આશ્ચર્યકારક છે વારૂ પછી, બેનો શું કામ છે ?"

"કામ તો જાણે કે મોટુ છે, અને તારા ભાઇએ બે વાગે જ આપણને મળવાનો વખત રાખ્યો છે એટલે હું ધારૂં છુ કે આપણે બન્ને હમણા જ ત્યા જઇએ બધી હકીકત હું તમને બન્નેને સાથે કહીશ"

ગુલામગિરીનો ગજબ (સચિત્ર વાર્તા) રૂ ૨-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

"ઠીક ત્યારે સામાન્ય રીતે, આવા વખતે ઓરીસ છોડીને જવાનું મને પસંદ નથી. કારણ કે તેથી અસીલોને-ખાસ કરીને દૂરના અસીલોને-અડચણ પડવાનો સંભવ છે પણ તારે ખાતર અત્યારે હું જાઉં છું ગયજી કેશવ! કોઈ આવે તો કહેજે હું મનુ એડવોકેટની સાથે, એક અગત્યના કામ માટે મસલત કરવા ગયો છું અને લગભગ સાડા ત્રણે પાછો આવીશ "

"બહુ સારૂં સાહેબ" મગજના ભાગ કેશવે જવાબ આપ્યો અનન્ત અને નાનુ રસ્તા ઉપર નીકળ્યા કે પાછળથી ઓરડાને તાળુ લગાવી તે બીજા 'કારકુનો' સાથે ગપ્પા મારવા નીકળી પડ્યો કારણ કે તેને ખાત્રી હતી કે કોઇ અસીલ આવવાનો નથી

બરોબર વખતે અનન્ત અને નાનુ મોલીસીટર મનુ એડવોકેટની ઑફીસમાં આવી પહોંચ્યા તેમને જોઇ મનુનું હૃદય આનન્દથી કેટલા જોરથી ધબકારા મારતું હતું તે વર્ણવી શકાય એમ નથી એક માલદાર અસીલ મળવાનો આ પહેલો જ પ્રસંગ હતો

'પધારો ગૃહસ્થો, બેસો" મનુએ પૂર્ણ ગંભીરતાથી કહ્યું "મી રાયજી, હું ધારૂં છું કે તમે જે બાબતમાં મારી સલાહ માગતા હતા તે વિશેની બધી હકીકત તમારા સોલીસીટરને કહી જ હશે "

'ના" અનન્તે કહ્યું "તમને બન્નેને સાથે જ બધી હકીકત કહેવાનો મારો વિચાર છે "

"ઉંહ!" મનુએ નાકનું ટીચકું ચઢાવી કહ્યું 'બરોબર પદ્ધતિસર થયું નહિ અમારા આબરૂદાર ધંધાના નિયમ મુજબ, આવી રીતે કામ લઇ શકાય નહિ સામાન્ય રીતે, કાગળો તૈયાર કરીને સોલીસીટરે એ વકીલને આપવા જોઇએ પણ તારે ખાતર તે હું દરગુજર કરીશ કારણ કે, કામ મહત્વનું જણાય છે "

"હવે બરોબર કહ્યું" અનન્ત બોલ્યો 'હું એક વીલ વિષે સલાહ લેવા આવ્યો છું "

"તે તો - જાણું છું પણ કયું વીલ? ક્યાં છે?" મનુએ પૂછ્યું

"એ વીલ મારા લાભમાં કરેલું છે, અને તે એક સ્ત્રીની પીઠ ઉપર છુંદણા પાડી લખેલું છે "

આ સાંભળતાં જ બન્ને ભાઇઓ ખુરસીમાંથી કુદી ઉઠ્યા, અને અનન્ત સ્હામું એવી રીતે જોઇ રહ્યા કે અનન્તથી હસ્યા વગર રહેવાયું નહિ.

'હું ધારૂં છું, ગયજી, કે તું મશ્કરી કરતો નથી" મનુએ કરડાકીથી કહ્યું "એક એડવોકેટ સાથે આવી મશ્કરી કરવામાં જોખમ કેટલું છે તે તને માલુમ તો હશે જ" '

'ખરેખર, રાયજી" નાનુએ ઉમેર્યું "હું ધારૂં છું કે કાયદાના ધંધા માટે તને એટલું તો માન હશે જ, કે મારા ભાઇએ કહ્યું તેવી કોઈ રીતે અણઘટતી વનાડક તું નહિ ચલાવે"

"પણ મહેરબાન સાહેબો, આ મશ્કરી નથી હું ખાતરી આપું છું કે આ ખરી બિના છે "

"ત્યારે આગળ ચલાવ" મનુએ પાછા બેસીને કહ્યું "દેખીતી રીતે આ કેસ વિચિત્ર લાગે છે"

"ખરેખર એમ જ છે" અનન્તે કહ્યું "હવે હુ કહુ તે ધીરજથી સાભળો"

---

પ્રકરણ ત્રીજુ

## વિચિત્ર વીલ.

"આપને ખબર હશે જ કે મારા મરહુમ કાકા ધનજય રાયજી પુસ્તકો છપાવનાર અને પ્રગટ કરનારનો ધંધો કરતા હતા વળી એ પણ તમને ખબર હશે કે, તેમની જોડે બીજા બે ભાગીઆ હતા આ કપની ધંધામા દરવર્ષે મોટો નફો કરતી હતી અને તેને પરિણામે મારા કાકા ધનજય અને તેના ભાગીદારોએ અનહદ ધન એકઠુ કર્યું હતું"

"તેની સાથે આપણુને કામ નથી" મનુ વચમા જ બોલી ઉઠ્યો "તમારી હકીકત કહો. નકામો વખત નહિ લો"

"તમે સાભળો તો ખરા, એની સાથે જ કામ છે મહેરબાની કરી વચમા બોલશો નહિ તો વખત ઓછો જશે હવે થોડા વખત ઉપર, હુ મારા કાકાની સાથે તેમની ઑફિસમા બેઠો હતો, તેવામા 'ભીષ્મ પ્રતિજ્ઞા' ની પ્રખ્યાત લેખક મીસ રીરીન દસ્તુર તેમને મળવા આવી તેઓની વાતચિત ઉપરથી જણાયુ કે, 'ભીષ્મ પ્રતિજ્ઞા' નો કાપીરાઇટ, મારા કાકાએ મીસ દસ્તુર પાસેથી ઘણી જુજ કિંમતે વેચાતો લીધો હતો મીસ દસ્તુરને પૈસાની તગી હતી અને તે વખતે તેની બ્હેનને ક્ષય થયો હતો, તેને હવાફેર લઇ જવી હતી તે માટે પૈસા માગવા તે મારા કાકાની પાસે આવી હતી એને એવી આશા હતી કે, 'ભીષ્મ પ્રતિજ્ઞા' જાહેરમા ઘણી વખણાઇ છે, અને ઘણી આવૃત્તિઓ ખપી ગઇ છે તે જોતા મારા કાકા તેને કાંઇક વધારાની રકમ આપશે, પરતુ મારા કાકાએ તેને કરાર ઉપરાત એક પાઈ પણ આપવાની ના કહી મીસ દસ્તુરે તે પછી પોતાનો હિસાબ માગ્યો, તો તેને ખાતે એક જુજ રકમ નીકળી તેથી મીસ દસ્તુરને ઘણુ ખોટુ લાગ્યુ, અને કેટલાક કડવા શબ્દો કહીને રોતી કકળતી, કઇ પણ પૈસા લીધા વગર તે ચાલી ગઇ આ દેખાવ જોઇ મારા અત કરણમા તેને માટે દયા ઉપજી અને મારા કાકાને મે પણ ચોખ્ખા શબ્દોમાં કહી દીધુ કે તેમણે આવો લોકોને લૂટવાનો ધધો કરતા શરમાવુ જોઇએ મારા કાકાને તેથી ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો તરત જ તેમણે વકીલને ત્યાં જઇ પોતે કરેલુ વીલ ફાડી નાખ્યુ અને ત્યા જ બીજુ એક વીલ કરી, પોતાના ભાગીદારોને પોતાની સઘળી મિલકતનો વારસો સોપ્યો, અને મને કહાડી મૂક્યો. મે પણ તેની દરકાર કરી નહિ કારણ કે મીસ દસ્તુરની ભનમનસાઇ અને ગરીબાઇએ મારૂ મન હરી લીધુ હતુ ત્યાર પછી ત્રીજે કે ચોથે દિવસે મીસ દસ્તુરની બ્હેન મરી ગઇ અને તેની ગમ ટાળવા મીસ દસ્તુર એડનમા તેની માસી છે તેને ત્યા જવા સ્ટીમર "કાન્ગારૂ"મા ઉપડી ગઇ દૈવયોગે તે જ સ્ટીમરમાં મારા કાકા

પ્રેસ્ક્રીપ્શન એરટ્રોનાજી રૂ. ૨-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

ધનજય પણ ઈંગ્લાંડ જતા હતા આ "કા ગાર્" નો ભર રીયે કેવી રીતે નાશ થયો તે કહેવાની જરૂર નથી તે વખતના ન્યુસપેપરોમા બધો હેવાલ વિગતવાર પ્રગટ થઇ ચૂકયો છે તે વખતે સામાન્ય અનુમાન એવુ કરવામા આવ્યુ હતુ કે, ચાર પાચ માણસો સિવાય બધા ઉતારૂઓ ડુબી ગયા હતા જે બચ્યા હતા તેમા ઈન્ડીયા કાઉન્સીલના મેમ્બર સર જમશેદ પેમાસ્તરના સ્ત્રી લેડી પેમાસ્તર હતા તેમના ધણી સર જમશેદ અને પુત્ર મચીનો કાંઈ પત્તો મળ્યો નહિ એટલે એ બેને પણ ડુબી ગયેલા ધારવામા આવ્યા હતા મીસ શીરીન દસ્તુર પણ એ જ સ્ટીમરમા હતી એમ પાછળથી જણાયુ હતુ તેના મરણ માટે જાહેર પ્રજાએ ઘણો શોક પ્રદર્શિત કર્યો હતો તે કહેવાની પણ જરૂર નથી તે મીસ શીરીન દસ્તુર હજી જીવે છે અને તેની છાતી ઉપર જ વીલ છુંદણાથી પાડેલું છે"

'હે! તે કેમ બન્યુ?' મનુ અને નાનુ સાથે પોકારી ઉઠ્યા

"એમ જણાય છે કે લેડી પેમાસ્તરવાળા મછવા ઉપરાત એક બીજો મછવો પણ બચી જવા પામ્યો હતો તે મછવામા મીસ શીરીન દસ્તુર અને સર જમશે નો છોકરો નાનો મચી હતો. મારે અત્ર જણાવવુ જોઇએ કે, સ્ટીમર ઉપર મીસ શીરીન દસ્તુરને સર જમશેદ અને લેડી પેમાસ્તર સાથે ઓળખાણ થઈ હતી સ્ટીમર ડુબી તે જગ્યાએથી થોડે આગે જતા તે મછવાએ, મારા કાકા ધનજયને તરતા બચાવ્યા હતા, તે રીતે મારા કાકા, મીસ દસ્તુર, મચી પેમાસ્તર અને બે ખલાસીઓ એટલા જણા એક નાના ટાપુ ઉપર જઈ પહોચ્યા તે ટાપુ ઉપર કોઇ પણ જાતની વસતિ ન હોતી પણ તેઓના સદ્‌ભાગ્યે બે કુવા ઉભા કરેલા હતા ટાપુ ઉપર પવન અને વરસાદની કાઇ સીમા જ ન હોતી તેના પરિણામે મારા કાકાની તબીઅત બગડી ગઇ મીસ દસ્તુરે પોતાની ભલમનસાઇ પ્રમાણે તેની ચાકરી કરી છેવટે મરણ સમય પાસે આવ્યો ત્યારે મારા કાકાને પોતે મને કરેલા અન્યાય માટે પસ્તાવો થયો અને છેવટ વખતે પોતાની ભૂલ સુધારવાની ઇચ્છા જણાવી તેની એ ઇચ્છા સહુલાઈથી પાર પડે એમ જણાતુ નહિ કારણ કે ત્યા કોઇથી પાસે એક પણ કાગળ કે એક પણ સફેદ કપડુ ન હોતુ કે જેની ઉપર કાઇ પણ લખી શકાય સદ્‌ભાગ્યે, મીસ દસ્તુરને એક વિચાર સુઝ્યો ખલાસીઓના હાથપર સ્ટીમરોના અને તેમના પોતાના નામ છુંદણા પાડી લખેલાં હતા મારા કાકાનુ વીલ પણ એવી રીતે કેમ ના લખાય? તેણીએ આ વિચાર મારા કાકાને જણાવ્યો તે તેમને પસંદ પડયો પરતુ ખલાસીઓને પૂછતાં તેમાથી એકને જે છુંદણા પાડતા આવડતા હતા એટલે છુંદણા બીજા ખલાસીના શરીર ઉપર જ પાડવા પડે, પરતુ તે એટલો ક્રોધી હતો કે તેને વિચાર જણાવતા જ તે મારા કાકાને મારવા ધસતો હવે કાંઈ ઇલાજ રહ્યો નહિ મીસ દસ્તુરે પોતાની લાક્ષણિક ભલમનસાઈ અને પરોપકાર બુદ્ધિથી, પોતાના શરીર ઉપર છુંદણું પડાવવાની મરજી બતાવી મારા કાકા પણ સ્વાર્થબુદ્ધિથી આ લાગ જવા દે એવા ન હોતા. અન્તે મારા કાકાનુ છેલ્લુ વીલ મીસ શીરીન દસ્તુરની છાતી ઉપર પેલા ખલાસીએ માછલીનાં હાડકાની પેનથી અને તેના લોહીની શાહીથી છુંદણા પાડી લખ્યુ

કવિતાકલાપ રૂ ૦-૧૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ.

તે પછી બીજે કે ત્રીજે દિવસે આગ વાળા ગુજરી ગયા તે જ રાતે પેલા બે ખલાસીઓ પણ રાત્રે દારૂ પીને કિનારા ઉપર તોફાન કરતા દરીયામાં ડુબી મુવા મીસ દસ્તુર અને મચી આ રીતે એક દિવસ સુધી નિરાધાર હાલમા રહ્યાં બીજે દિવસે પરમેશ્વર તેમની સહાયે આવ્યો એક ફ્રાનસાની સ્ટીમર ત્યાંથી પસાર થતી હતી તેણે તેમને ઉપાડી લીધાં અને કરાચી પહોચાડ્યા કરાચીથી હમણા જ તેઓ અહિ આવ્યા છે અને મીસ દસ્તુર હાલ લેડી પેમાસ્તરને ત્યા જ રહે છે"

અનન્ત બોલી રહ્યો ત્યા સુધીમા મનુ કે નાનુ બેમાથી કોઇ એક અક્ષર પણ બોલ્યા નહિ તેઓ એવા તો આશ્ચર્યચકિત થઈ ગયા હતા કે અનન્તે પૂરૂં કર્યું છતા બેમાથી કોઇએ એક શબ્દ બહાર કહાડ્યો નહિ છેવટે મનુએ પુછ્યુ "એ વીલ ખલાસીએ જ લખ્યુ છે ? તમારા કાકાએ એક અક્ષર પણ પાડ્યો નથી ?"

"ના પણ મીસ દસ્તુર કહેતા હતા કે, લખાણ કરતી વખતે મારા કાકાએ પેનને હાથ લગાડ્યો હતો"

"ઠીક તારીખ નાખેલી છે ?"

"ના મીસ દસ્તુરથી ત્યારે મદદ થઇ શકયુ નહિ એટલે પણ મુશ્કેલ"

"તેથી જરા અડચણ પડશે પણ ફીકર નહિ તેનો ઇલાજ થઈ શકશે એમ્ન્રે જોતા આ કેસ બહુ અસાધારણ લાગે છે મારા જાણવામા આવો બીજો કેસ થયો નથી ખરૂ જોતા આ કેસમા કાયદાના ઘણા પ્રશ્નો ઉપસ્થિત થાય છે છતા મને લાગે છે કે આ વીલ કાયદાના તત્વોથી વિરૂદ્ધ જણાતુ નથી કાયદા પ્રમાણે એકે, વીલ લખાણથી જ થયેલુ હોવુ જોઇએ પણ હુ ધારું, એ લખવાનો એક પ્રકાર જ ગણી શકાય ખરૂં છે કે, તે લખાણ હમેશા કાગળ અગર લખવાના કામમા આવતાં ચરમપત્ર ઉપર જ થવુ જોઇએ પણ મને ખાતરી છે કે, મીસ દસ્તુરની ચામડી કાળજીથી ઉતારી સુકવવામા આવે તો તે સારૂં ચર્મપત્ર થઇ શકે હાલમા તે અશુદ્ધ ચરમપત્ર ગણી શકાય અને તેને લખવાના કામમા વાપરી શકાય ખરૂ વીલ ઉપર સાક્ષીઓ થયેલી છે એટલે તે કાયદેસર રીતે થયેલુ છે એમ ગણવામા કાંઇ વાંધો આવે એમ મને લાગતું નથી પરંતુ એક મ્હોટી મુશ્કેલી એ છે કે તેના ઉપર તારીખ નાખેલી નથી, પણ તેથી કાંઈ વીલ ખોટુ ઠરતું નથી હું ધારૂં છું કે કાન્તારૂં સ્ટીમર ડુબતા પહેલા જેણે મીસ દસ્તુરની બોચી જોઇ હોય અને મીસ દસ્તુરને ફ્રાનસાની સ્ટીમરે ઉપાડી લીધા તે વખતે જેણે તેનુ શરીર જોયુ હોય—એવા બે સાક્ષીઓ આપણે મેળવી શકીએ તો તારીખ આપણે આશરેથી ગોઠવી શકાશે"

"તેમા બિલકુલ અડચણ પડશે નહિ" અનન્તે જણાવ્યુ, "મારે તમને કહેવુ રહી ગયેલુ લાગે છે કે, 'કાન્તારૂં' ડુબી તે જ વખતે મીસ દસ્તુર અને લેડી પેમાસ્તર એક જ ઓરડીમા રાતના કપડા બદલતા હતા અને મીસ દસ્તુરને ફ્રાનસાની સ્ટીમરે બચાવ્યા, તે જ વખતે તે સ્ટીમરના કેપ્ટનની સ્ત્રી મીસીસ એગે મીસ દસ્તુરના કપડા બદલાવ્યા હતા અને તે

વખતે તેણે ઘુઘણા પાડના જેવા હતા 'કાન્ગારૂ' ૧૯ મી ડીસેમ્બરે ૯મી અને મીસ દસ્તુ ને ૨૫ મી ડીસેમ્બરે બચ્યા ના "

"બસ ત્યારે હવે કોઇ હરકત નથી કેસ આપણો જ છે એમ જાણજો "

"પણ એક બીજી મુશ્કેલી નડશે એમ મને ભય રહે છે" અનન્તે અચકાતા કહ્યુ. "રાયજી કંપનીના ભાગીદારોને મારા કાકાના વીલનું પ્રોબેટ મળી ગયુ છે એટલે હવે શુ થશે ?"

"ઓહ-જી" મનુએ તુચ્છકારથી કહ્યુ "તેથી શુ થયુ ! કાયદા કરનારા કાંઇ મૂર્ખ ન હોતા કે આવી અચ્ચણો માટે બારી ના રાખે આપણુ વીલ જો સાબિત થાય તો તે પછીનાનુ વીલ રદ થાય છે એટલે તેનુ પ્રમાણપત્ર પણ રદ થાય છે"

"ઓહ ! ત્યારે તો ઘણુ સારૂ "

"પણ ઉભા રહો હજી આપણુ એક કામ કરવાનુ બાકી છે નાનુ ! આપણે મીસ દસ્તુ રને એડમ નોધણી કામદારને ત્યા નોધાવવી જોઇએ અને ખરી નકલ વિગેરે કાગળો તૈયાર કરાવવા જોઇએ"

'બરોબર છે એ તો કરવુ જ જોઇએ ' નાનુએ આ કામમા જાણે કાંઇ વિશાત ન હોય એવી ઢબથી જવાબ આપ્યો

"શુ ?" અનન્તે આશ્ચર્યથી ઉભા થઇ પૂછ્યુ "મીસ દસ્તુરને નોધાવવી ?"

' એને તમે શુ કરવા માગો છો ? તદ્દન અશક્ય છે '

'અશક્ય કે શક્ય બીજુ કાઈ પણ કરી શકાય તે પહેલા એ થવુ જ જોઇએ નાનુ કાને તમે નોધણી કચેરીમા જઇને વીલ નોધાવી આવજો અને કસ સબન્ધીના કાગળો તૈયાર કરીને મને જલદીથી આપજો હુ ધારૂ છુ કે મારા શિવાય બીજા બારીસ્ટરને પણ રોકવાના હશો ?"

'અરે હા ઠીક યાદ દેવાડયુ " અનન્તે કહ્યુ "શીના સબન્ધમા શુ થશે ? મારી પાસે હાલ કાંઇ આટલો મોટો કેસ લડવા માટે પૈસા છે નહિ. થોડા ઘણુ છે તેથી કાંઠ કોર્ટમા કેસ ઉતરાય નહિ એ જાણુ છુ "

મનુએ નાનુ સ્હામુ અને નાનુએ મનુ સ્હામુ જોયુ અસીલ પણ તેમના જેવો જ હતો. શુ કરવુ ?

'થોડા પાચસો જેટલા રૂપીઆ હશે તો હાલ તુરત ખરચને વાસ્તે ચાલી રહેશે " મનુએ બહીતા બ્હીતા જણાવ્યુ

"તે તો ઠીક કદાચ ચાલી રહે " નાનુએ કચવાતા કહ્યુ "પણ વકીલ, બારીસ્ટર, સોલીસીટરની ફીનુ શુ ! કોઇની પાસેથી ઉછીના નહિ મળે અનન્ત ?"

"લેડી પેમાસ્તર એક છે અર્ધ ભાગ એને આપવાનુ હુ કહુ તો કદાચ—"

આત્મનિમજ્જન. રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુમ્બાઈ

"અરે ના! એવુ કાઇ કરતો ના" નાનુ પોકારી ઉઠ્યો "એ તો ચોખ્ખુ 'મેટેન-' થાય તે કદી પણ કરી શકાય નહિ"

"નહિ 'મેન્ટેનન્સ'ના થાય" મનુએ ભાર દઇ કહ્યુ "પણ 'ચેમ્પરટી' થાય 'ચેમ્પરટી'ની વ્યાખ્યા ચોખ્ખી છે અને કોરટના ધ્યાનમાં એ આવે તો નુ પરિણામ નિપજે તે કહી શકતો નથી"

"ખરેખર, તમારી તકરારમા હુ કાંઇ સમજતો નથી" અનતે લાચારીથી કહ્યુ "પણ મેં કાઇ ખોટુ કહ્યું એમ મને લાગે છે"

"મનુ, પૈસાની વાત આપણે બાજુએ મૂકીએ" નાનુ બોલ્યો "તો પણ આ એક બહુ જ રસમય કેસ હાથમા આવ્યો છે તેમા તો શક નથી."

"તે વાત ખરી, નાનુ" મનુએ હલકપણાથી ઉત્તર આપ્યો "પણ મારા ધન્ધાના રીવાજ પ્રમાણે હુ કાઇ મફત કેસ હાથમા લઇ શકુ નહિ તે બાબતમા તો અમારો રીવાજ ઘણો જ સખ્ત છે મેં મફત કેસ લીધો છે એમ અમારા મડળમા જણાય તો ખળભળાટ થઇ જાય ને મારી નામના ધણી જ હલકી પડી જાય"

"ખરી વાત છે, મનુ 'બ્રીફ'ના કાગળો ઉપર આપણે ફી લખવી જ પડે છે અને તે બારીસ્ટરને આપવી જ પડે છે વકીલ બારીસ્ટરો પૈસા વગર એક ડગલુ પણ ભરતા નથી પરતુ તેઓ લીધેલી ફી પાછી આપી શકે છે તારા જેવા ઘણાને મેં એમ કરતા જોયા છે કોઇને આગળ આવીને ખ્યાતિ મેળવવી હોય છે ત્યારે, મોટી ફી લઇને, ખાનગીમા પાછી આપી દે છે તુ પણ એમ કરે તો ચાલશે આપણે જીતીશુ તો તો મિલકત ઉપર જ બધો ખર્ચ પડશે એટલે કાઇ વાંધો આવશે નહિ હારીશુ તો તને એક અસાધારણ અગત્યનો કેસ ચલાવવાની ખ્યાતિ મળશે તે પણ કાંઈ નાનો સુનો લાભ નથી"

"ઠીક, ત્યારે એમ કરીશુ ફી માટે તુ રીતસર ચેક મોકલજે તે હુ પાછા વાળીશ. ચાલો, ત્યારે સાહેબજી નાનુ! તું કાલે મીસ દસ્તુ ને તેડીને આવજે"

—ચાતુ

# આપણાં સાંસારિક દુઃખો.

લખક-ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ.

જેમ કેળના એક પાંદડાની અદર અનેક પાંદડા ગ્હેના હોય છે તેમ ચતુર પુરૂષની એક વાતમા અનેક વાતો સમાયલી હોય છે એમ એક હિન્દી કવિતામા કહેલુ છે

"જ્યો કદલી કે પાત મે પાત, પાત ઔર પાત ત્યોં ચાતુર કી બાતમે બાત, બાત, ઔર બાત—"

મહાત્મા ગાધીની પણ દરેક પ્રવૃત્તિ આમ બહુ રહસ્યવાળી હોય છે એ। સત્યાગ્રહ સમયે લોક એમ જ જાણે છે કે મેહેસુલ માફ કરાવવાની એ લડત હતી પરન્તુ એ લડતમા કામ કરનાર, રૈયત અને સરકાર એ ત્રણે પક્ષને એ લડતથી પુષ્કળ જ્ઞાન થયુ હતું અને ત્રણે, એ લડતથી ઘણા આગળ વધેલા એની બધી વિગત એ લડતના પ્રત્યક્ષ અનુભવમા જે ન્હોતા તે બરાબર જાણતા નથી જાણી શકે પણ નહિ એ સમજી શકાય એવી વાત છે

એક દિવસ, ખરેખર પાક નિષ્ફળ ગયા છે કે નહીં એની તપાસ ચાલતી હતી એ દિવસોમાં મ્હેં ગાધીજીને કહ્યું કે "સાહેબ! જેમ આ પાકની આના વારી કાહાડીએ છીએ તેમ આપણાં દેશબધુઓ અને બ્હેનોના સુખદુ ખની પણ આનાવારી કહાડવા જેવુ છે રાજકીય દુ ખો સરકારને લીધે છે પણ સાસારિક દુ ખો તો આપણે જ પેટ ચોળીને પીડા કરી હોય એ પ્રકારના, આપણે જ હાથે ઉભા કરેલા લોકમા ઘણા જોવામા આવ્યા છે

ગાધીજીએ કહ્યુ **"બરાબર છે એ આનાવારી પણ કહાડતા રેહેજો અનુભવથી હુ એમ માનુ છુ કે આપણી સાસારિક દુર્દશા એ જ આપણી રાજકીય પડતીનું કારણ છે. ઘણા વિદ્વાનો જે એમ ધારે છે કે રાજકીય પડતીથી સામાજીક પડતી થઈ છે એ મત સાથે હુ મળી શકતો નથી."**

અને પછી ઘણાં ગામડાંમાં મ્હેં પાકની આનાવારી સાથે સાસારિક દુ ખોની પણ આનાવારી કહાડી એનો સાર અને પ્રસિદ્ધ કરવાની રજા લઉં છુ —

સ્ત્રીઓ ઘણી દુ ખી છે સવારના ચાર પાચ વાગ્યાથી ઉઠે છે તે રાતના ૧૦-૧૧ એ સુવા પામે છે ઢોરની ચાકરી કરવાની, પાણી ભરવાના, ઘરકામ કરવાના અને દળવ ખાંડ વાનું તથા બેતર પાધરનુ પુષ્કળ કામ એમને માથે હોય છે સ્ત્રીઓને હલકી ગણવામા આવે છે એમના ઝાઝા માન નથી સયુક્ત કુટુમ્બના ક્લેશ કકાસ અને કૌટિમ્બિક હાડમારીઓ એમની ઘણી છે પાટીદાર લોકોમા એમને આનન્દ વિનોદના પ્રસગ ભુજ મળે છે ઘરને જવાનુ સ્ત્રીઓને નથી ગમતું જાને પુરૂષો જાય છે અને સ્ત્રીઓને ઘરે જવાનુ રાખ્યુ છે

સ્ત્રીઓ ઘણે ભાગે મેલા અને જાડા વસ્ત્ર પેહેરે છે તાજ મનાઝાના અધટીત દાગમા રેહે છે ઘી દુધ કે શાક એમને થોડા જ મળે છે ઘરના ભેજ કે અધારાવાળા ભાગમા

એમને ઘણો વખત રેહેવાનુ હોય છે સાસુ નણંદ ઝસા લપકા કર્યા કરે છે ઘણી ઘણી વખત સ્ત્રીને મારે છે અને છોકરા પણ બિચારીને મનાવ્યા કરે છે હિંદુસ્ત્રીની આંખમાંથી આંસુ સુકાતુ નથી એમ કહીએ તો ચાલે માંદાઇ વખતે એની ચાકરી બરાબર થતી નથી દવાદારૂ પણ ન આપે જ કરવામા આવે છે ખાસ કરીને વાણીઆ, બ્રાહ્મણ ને કણબીમા લુગડા ઘરેણા કે તીજોરીની કુંચીઓ સ્ત્રી ઘરડી થાય નહિ ત્યા સુધી એને સોંપાતી નથી

સ્ત્રીજાતિની જે દેશમા આવી દશા હોય ત્યા બાળ્યુ શુ સારૂ હોઈ શકે ?

કુમારી છોકરીઓના ઉછેર પોષણ અને કેળવણીમા કંઇ જ ધ્યાન અપાતુ નથી બુદ્ધિવાન અને ચાલાક બાળકીઓને ટપોટપ ગમે ત્યા પરણાવી દેવામા આવે છે તે સાટા, ત્રેખડા, પ્રતિજ્ઞા, કુલબંધન, જ્ઞાતિબંધન વગેરે અનેક બંધનોની બેડીઓમાથી મુક્તિ પામી કોઇક જ છોકરી સુખી લગ્નમા જોડાય હોય છે દેશમા અસંખ્ય વીઘા જમીન જેમ ખેડુતો નહી મળવાથી કે ગરીબાઇના કારણથી પડતર રહે છે તેમ વસ્તીનો અર્ધોઅર્ધ ભાગ જે સ્ત્રીઓ, તેમની બુદ્ધિ અણખેડાયલી અને વિકાસ પામ્યા વગરની રહે છે વ્હેમ, ભોળપણ, જડ, રૂઢીચુસ્તપણુ બીકણપણું અને અજ્ઞાન આપણી સ્ત્રીઓને બિચારીઓને વળગી રહે છે તેમા દોષ સમાજનો છે

વિધવાઓના દુ ખનો પાર નથી એને તો ભાઇ ભોજાઇ માબાપ કે સાસરીયા પીએરીયા કોઈ કોણે જ પતા વાગ જ નથી કોઇ માંદુ થયુ કે એને સેવા ચાકરી કરવા બોલાવે, કોઇ મેહેમાન પરોણો આવ્યો કે એનું પાણી એને કરવાના, મરણ વખતે આગળ પડીને કૂટવાનુ એને, શુભ અશુભ દરેક પ્રસંગે જેટલુ વૈતરૂ અને કંટાળાભરેલુ કામ તે એને કરવાનુ એક વખત હુ કાશી ગયો હતો ત્યા મ્હને સુરતની બે વિધવા બ્રાહ્મણ બાઈઓ મળી હતી એ કહે "અમે તો અહીં રહેવા જ આવ્યા છીએ અને દેહ પણ ગંગા કિનારે જ પાડીશુ, કારણ, રોગમા અમારા કુટુંબના ઘણાં માણસ મરી ગયા બધાની સેવા ચાકરી અમે કરી પણ અમને રોગ ના થયો !"

"હમે જ્યા જઈએ ત્યા વધારે પડવા લાગ્યા બધે હાડધૂત થઇ ગયા વૈતરા કરીને થાકયા તોએ જસ નહી કોઇ અમારૂ નહીં દહાડો હોય, રાત હોય, ટાઢ હોય, કે તડકો હોય તે કશાનો અમારે માટે કોઈને વિચાર નહીં જ્યા કોઇ ના જાય ત્યા અમારે ધક્કે નાખવાનુ ભુખ, ઉજાગરા નિરંતર બધુ વેઠયા અનેક જન્મના દુખે વિધવા થયા હોઇશુ તે વૈધવ્યનુ દુ ખ પણ વેઠયુ પણ પાછળના દુ ખથી કંટાળી ગયા છ મહિનાથી અહીં આવ્યા આવ્યા છીએ, રોજ ગંગાસ્નાન કરીએ છીએ અને કાશીવિશ્વનાથ સૌ જગતનો બાપ છે તે અમોને નભાવશે અને શાન્તિ આપશે " આ બાઇઓની કરુણકથા બેઠાના ગામડાની વિધવાઓ જોતા મ્હને દરરોજ સાંભરતી

આપણો સમાજ ગમે તેની જુવાન અને બાળ વિધવાઓને પુનર્લગ્નની છુટ નથી આપતો એ અન્યાય વિષે અહીં વિસ્તારથી ના લખુ, તો પણ ઉપર મુજબ, સૌભાગ્યવતી, કુમારી અને વિધવાની જે દુ શા આપણે કરી નાખી છે તે સબંધે ખુબ ગંભીરતા પૂર્વક વિચાર કરવાની

ઇંગ્લંડનો ઇતિહાસ ર૰ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

અને એ દશામા તાકીદે સુધારા કરવા માટે ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે એટલું તો ભાર મૂકીને કહેવાની અગત્ય જોવુ છુ

છોકરાઓને પણ ન્હાનપણથી પરણાવી દેવામા આવે છે એમાં માબાપ એમનુ શુ હિત સાધે છે તે સમજી શકાતુ નથી સાહસ, ઉત્સાહ, નિડરતા, શૌર્ય વગેરે પુરૂષાતનના ગુણો આપણી ઉગરતી પ્રજામાં આવતા નથી તેનુ મ્હોટુ કારણ બાળલગ્નો છે કેટલીક નાતોમાં મેહેરામણીના વર હોય છે, કેટનાક કુટુબો કુળવાન ગણાય છે ઘણી નાતોમાં કન્યાઓની અછત થઇ ગઇ છે અને તેથી કન્યાવિક્રય ચાલે છે જ્ઞાતિબંધનોના સાકડા વાડા તો હતા જ તેમા વળી તડો, ધોળ અને અમૂક અમૂક ગામડા અને શેહેરોએ મ્હોટાઇ ના ખોટા ખ્યાલમાં લગ્ન-વ્યવહાર સકુચિત કરી દીધા છે સારી છોકરીયોને સારા વર મળતા નથી ઘણા પુરૂષો વાંઢા મરી જાય છે ત્યારે કોઈ કોઇ ઠેકાણે હજી એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી સ્ત્રી પરણ-વામા આવેછે ધનવાન્ વૃદ્ધ પુરૂષો હજી કુમળી બાળાઓને પરણી શકે છે !

જમણવારો અને વરઘોડામા ઘણો પૈસો નકામો ખર્ચાય છે શુભ અશુભ પ્રસગે દેવા કરીને હજી લોકો નાત જાતમા આબરૂ રાખવા મથેછે

રડવાકુટવાનો રિવાજ સ્ત્રીઓના શરીરની ખરાબી કરે છે કાણુ, બેસણુ અને દેખાડ-વાના શોકમા બહુ ઢોંગ અને જુઠાણાની ટેવો પણ જ કરે છે મુસલમાન ભાઇઓમા દફન ક્રિયા ખાતે એટલુ બધુ ખર્ચ થાય છે કે આ પ્લેગની અંદર જે કુટુબોની ખરાબીઓ ગામડામાં મ્હેં પ્રત્યક્ષ જોઇ તેમા મુસલમાન કુટુબો એ બીજા દુખ ભેગુ આ દફન ક્રિયાના ખર્ચનુ જે એમને દેવુ થયેલુ તેનુ વર્ણન કર્યું ત્યારે તો મ્હારા શોકનો પાર રહ્યો નહી

એક ગામમા મ્હેં અનીતિવિષે તપાસ કરી સામાન્ય રીતે એમ મનાય છે કે શેહેરના લોકોમા જેટલો વ્યભિચાર છે તેટલો ગામડામાં નથી પરન્તુ એ તપાસમાં મ્હને એ માન્યતા ખોટી માલમ પડી ૪૦૦૦ ની વસ્તીના ગામમા બ્રાહ્મણ, વાણીઆ, પાટીદાર, હજામ, કોળી, મુસલમાન રજપૂત વગેરે જાતો હતી દરેક જણનુ ખાનગી કમીશન બેસાડયુ હોય એવી રીતનુ એક કમીશન ગોઠવી એમની મદદથી આખા ગામની દરેકે દરેક ઘરની તપાસ એક રથવે બેઠે બેઠે કરી એમા એમ માલમ પડયુ કે ગામમા વ્યભિચાર પુષ્કળ હતો પરતુ આવી તપાસના પરિણામપર હુ બહુ વજન મૂકતો નથી

દારનુ વ્યસન ગામડામા વધતુ જાય છે એનાથી ખૂનો થયા છે આપઘાત થયા છે, ગાડપણના રોગ વધ્યા છે અને ઘણા કુટુબો પાયમાલ થઈ ગયા છે ન્હાનામા ન્હાન ગામમા નિશાળો ઉઘાડવા તજવીજ નથી થઇ એટલી તજવીજ દારૂની દુકાનો ઉઘાડવા થઈ છે ઉચ્ચ ગણાતી કોમમા પણ દારૂ ઘૂસ્યો છે અને અને તન્દુરસ્તીની ખરાબી સાથે આયુ-ષ્યની મર્યાદા ઓછી કરવામા પણ દારૂ પુષ્કળ ભાગ ભજવી રહ્યો છે

અત્યજ વર્ગ અને બીજી હલકી કહેવાતી જનતાને દબાવી રાખવાનુ કામ ગામડામાં પદ્ધતિસર ચાલે છે અત્યજ લોકોના જુદા કુવાઓ હોય છે એમા ઘણે ઠેકાણે એમને આરા

શત્રુંજયગિરિનો ગજરાજ (સચિત્ર વાર્તા) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

પાણી પણ મળતા નથી અમલદાર વર્ગની માફક ગામનોકરી પણ વેઠ એ વસાવા લોકને કરવી પડે છે અને ૫૦૦ ઘરની વસ્તીના ગામમા ૧૦૦ ઘરના માણસો ૮૦૦ ઘ ના માણસો પાસે દાસત્વ કરાવે છે

કોઈપણ ગામ સપરાણુ જોયુ નહીં એ ગામોમા ફક્ત એક અપવાદ સિવાય બધે જ પક્ષાપક્ષી, મમત, ચડસાચડસી, અદેખાઈ, અને સ્વાર્થવૃત્તિ બધે જોવામા આવ્યો ધનવાન અને બળવાન લોકો સર્વત્ર ગરીબ અને નબળાનો ભક્ષ કર્યા કરે છે પોતાને પાંચ રૂપીઆનો ફાયદો થતો હોય તો બીજાને ૧૦૦૦ નુ નુકસાન કરતા કોઈ ડગતુ નથી જેમ દરિયામા મ્હોટા જળચર ન્હાનાનો આહાર કરે છે અને ન્હાના તેથી ન્હાનાનો કરે છે તેમ ગુજરાતની જમીનના મનુષ્યલોકમા પણ એ જ જોવામા આવ્યુ

ગીતાજીમા લોકસંગ્રહ અને ઉન્નત નિગમના કહ્યુ છે પણ એ નુ ઉપદેશ ભુલી જઈ આપણી પ્રજા નથી લોકકલ્યાણ સાધતી કે નથી પોતાનુ કલ્યાણ પણ કરી શકતી આધિ, વ્યાધિ અને ઉપાધિમા એ પડી છે અને ભગીરથ પ્રયત્ન વગર એનો ઉદ્ધાર થવાનો નથી

---

# આપણે ઉન્નત થઈએ છીએ કે અવનત ?

લેખક,—મા. રમણલાલ વસંતલાલ દેસાઈ.

પૃથ્વીના પાંચે ખંડ જે સમયે એક મહાન યુદ્ધમા ઉતરેલા છે, લાખો મનુષ્યોનો સંહાર થઈ જાય છે, રાજ્યસિંહાસનો ડોલી ગએલા છે, અને સંસ્કૃતિમા અમૃતારૂપ આનંદરૂપ થઈ પડેલી પ્રજાઓ પૃથ્વી, પાણી અને આકાશ એ ત્રણે તત્ત્વોને માનવજાતની સ્મશાનભૂમિરૂપ બનાવી રહી છે, તે સમયે એવો પ્રશ્ન કરવો કે આપણે ઉન્નત થઈએ છીએ કે અવનત ? એ ઘણાને અયુક્તગુ લાગશે, અને વળી તે પ્રશ્નના ઉત્તરમા આપણે ઉન્નત થઈએ છીએ એમ કહેવુ એમા તો પૂરેપૂરી ધૃષ્ટતાનો ભાસ થાય તો તેમા નવાઈ જેવુ નથી

તથાપિ માનવજાતના ઇતિહાસનુ બારીકીથી રહસ્ય ખોળવાનો આપણે પ્રયત્ન કરીએ તો જણાઈ આવશે કે જગત ઉન્નત બનતુ જાય છે આ ઉન્નતિની પ્રાપ્તિ એવી ક્રમે ક્રમે એટલા થોડા પ્રમાણમા થયે જાય છે કે આપણને તેનુ બીલકુલ ભાન રહેતુ નથી, અને તેથી સામાન્ય માન્યતા તો એવા પ્રકારની થાય જ છે કે આપણે દિન પ્રતિદિન ઉન્નત થતા આવીએ છીએ, આપણી નિત્ય અવનતિ થતી જાય છે અને આપણા પૂર્વજોને મુકાબલે આપણે અવશ્ય અધમ થતા જઈએ છીએ આ માન્યતા માત્ર અજ્ઞાન કે અલ્પજ્ઞાનવાળા વર્ગમા જ પ્રચલિત છે એમ કાંઈ નથી, સમર્થ વિચારકો અને ચિંતકો જેમણે જગતને ઉન્નત કરવામા ભાગ લીધેલો છે તેઓ પણ આવી માન્યતા ધરાવે છે

[1] ઇમ્પ્લના પત્રો ૨ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ

આવી માન્યતા બધાવાના કેટનાક કારણો છે આપણે જગતના ઇતિહાસને સમગ્રરાતે જોના નથી પરન્તુ તેના વિવિધ ખડોને નિહાળીએ છીએ આપણે હિન્દુસ્તાનનો ઇતિહાસ વાચી તેની અવનતિ થએની માનીએ છીએ, પરન્તુ આપણે વિસરી જઇએ છીએ કે તે અરસામા સ્પેન અને મોરોક્કોથી ચીનસુધી ફેનાવની મહાન મુસ્લીમ સસ્કૃતિનો ઉદય થએનો હતો ગ્રીસ અને રોમન મહા ાજ્યોની પડતીમા આપણને જગતની પડતીનો ભાસ થતા છે, પરન્તુ આપણે ભુલી જઇએ છીએ કે એ ગ ાજ્યોની ભસ્મમાથી વર્તમાનકાળના પ્રકાશિત યુરોપનો ઉદય થયો છે, જેની અસર એક અથવા બીજી રીતે પૃથ્વીના ચારે ખુણામા થત ગએલી છે ચીનના મહા ાજ્યની અવ ગામા આપણે માનવજાતની અવ શા વાચતા નનગા હોએ છીએ પરન્તુ આપણે એ ભૂલવુ ન જોઇએ કે ચીનની પાડોશમા આવેલુ જાપાન એ એવા પ્રકારની ઉનતિ પ્રાપ્ત કરતુ જાય છે કે જે એશિયાખડના અન્ય દેશોને ઉત્તજિત અ ો ઉત્સા હિત કરી તેજ માગ દેરી જાય છે આમ એક અથવા જુદાજુદા દેશોની ચડતી પડતી ઉપરથી સમગ્ર જગતની ચડતી પડતીનો ખ્યાન બાધી દેવો એ ભૂનભરેલુ છે સમય મા ાનજાત કેટને અગે ઉન્નત થઇ ને કેટને અગે સુખી થઇએ વાત જણાવવામા ઇતિહાસનુ સૂક્ષ્મ રહસ્ય રહેલુ છે, ઇતિ હાસના ખડ પાડવાથી આ રહસ્ય આપણને ભાગ્યેજ સમજાય અને ભૂન આ સ્થળે જ થાય છે

બીજુ કારણ એ છે કે વર્તમાન કાળ આપણી દૃષ્ટિ સમીપ નિત્યનો હોવાથી તેના નિન્દાત્મક તત્ત્વો અને સ્વરૂપો આપણા ધ્યાનમા આવી શકતા નથી, જ્યારે ભૂતકાળના સ્વરૂપનો સામાન્ય નિર્ણય થઈ ગએનો હોઈ તેમા માનવ પ્રજાએ શુ શુ પ્રાપ્ત કર્યુ તે વીત આગળ તરી આવે છે ભૂત ાળની મૂર્તિ ઘડાઇ તૈયાર થએની હોય છે, તે મૂર્તિના અવયવો સપૂર્ણ રીતે નિશ્ચિત સ્વરૂપ ધારણ કરી રહેના હોય છે, અને એક સમગ્રમૂર્તિના દર્શનથી જે સૌન્દર્યની છાપ મન ઉપર પડી રહે છે તે છાપ આગળ વર્તમા ા કાળની હજી ઘડાતી અપૂર્ણ મૂર્તિ આપણને તૃપ્તિ આપી શ તી નથી, કા ણ તેમા ભૂતકાળ કરતા અને ... વધારે સૌન્દર્ય તત્ત્વો રહેલા હોય છતા તેમની રેખાઓ સુસ્પષ્ટ હોવાથી ન હોવાને લીધે તેમા રહેલુ સર્વ સૌન્દર્ય સ્ફુટ થતું નથી, અને તેથી શી ા વર્તમાન કાળ કરતા ભૂત ાળ હમેશ અધિકો લાગ્યા કરે છે વર્તમાન એ ગતિ અને પ્રવૃત્તિનો કાળ છે સહમણ અને સ્થિરતાનો કાળ છે તેથી ગતિ અને પ્રવૃત્તિ આપણે જ સાધનરૂપ હોવાથી તેના પ્રવા- હમા આપણે સતત તણા જતા હોવાથી તેનુ સ્વરૂપ પારખવા માટે તેમા હેતા સામર્થ્ય અને સૌ ... અનુભવ ... , તેમાથી પ્રાપ્ત થતી ઉન્નતિ ... માટે આપણને આવશ્યક અનુકૂળતા નથી આપણી સમય નથી આપણને શાન્તિ નથી દૃષ્ટાંત તરીકે ૧૯૧૮ ની સાલનુ નિ ... સ્વરૂપ આપણે કઈ રીતે દોરી શકીશુ ? ઓગણીસો અઢા ની સાલના જગતને બાજુએ મુકી ... આપણે માત્ર તે સાલના ગુજરાતનુ જ સહજ અવલોકન કરીએ

યુરોપીય યુદ્ધને લેઇને ઉત્પન્ન થએની ગોધનારી યુદ્ધમા આપણી ફરજ તરીકે મનુષ્ય અને ધનની મદદ આપવા અનેકવાના પ્રયત્નો, સ્વરાજ્યની માગણીના બીલણુ પોકારો પ્રતિ

ધાનિ, અને તેના એક આન્દોલન રૂપ વડોદરા રાજ્યનુ પ્રજામડળ, લોકમાન્ય ગાધીએ ખેડા જીલ્લામા ઉભી કરેલી સત્યાગ્રહની લડત, દુખમા વધારો કરનાર દુષ્કાળની પુરેપુરી ધાસ્તી, દૂકા પગારના, પરન્તુ મહત્ત્વનુ કામ કરતા બિચારા તલાટિઓ, અને મિલમજૂરોનો ઝગડો, અને હિન્દુસ્તાનને જોખમદાર રાજ્યતન્ત્ર આપવા માટે મોન્ટેગ્યુસાહેબે રજૂ કરેલી યોજના. આ બનાવો ખાસ કરીને ધ્યાન ખેચે છે

ઉપરના તો જાહેર જીવનના અને મોટે ભાગે રાજકીય વિષયમા ગણુવા જેવા પ્રસંગો છે, અને તે ગુજરાતના જીવનની એક જ બાજુ દર્શાવે છે, છતા એ સર્વ પ્રસગોમાથી ઉન્નતિ પ્રાપ્ત થશે કે અવનતિ, હાલ તે સુખમય નિવડ્યા છે કે દુખમય, તે પ્રસગો ઉત્પન્ન થવાના મૂળભૂત કારણો કયા, અને એ પ્રસગો ભવિષ્યમાં કેવા પ્રકારની અસર કરશે અથવા અસર કરશે કે એમને એમ લુપ્ત થઇ જશે, એ વગેરે પ્રશ્નો ઉભા થાય એ સ્વાભાવિક છે છતા ૧૯૧૯ ની સાલ એ સબન્ધમા કાઇ બોલી શકશે અને ૧૯૨૮ ની સાલમા તો આ વર્ષની યથાર્થ રૂપરેખા ઉપજાવી શકાશે, સર્વ પ્રસગો પોતપોતાના ક્રમમા ગોઠવાઈ જશે, સર્વનુ મહત્ત્વ જે તે પ્રમાણમા ચોક્કસ રીતે જણાઈ આવશે, ૧૯૧૮ ની સાલનુ એક સુંદર તાદશ્ય ચિત્ર ઉભુ થઇ શકશે, અને હાલ આપણને તેમા જેટલો આનદ ઉત્પન્ન થશે તેના કરતા દસ વર્ષ પછી ચિતરેલી મૂર્તિમા આપણને વધારે આનન્દ મળશે, તથા તેમા રહેલા ઉન્નતિના તત્ત્વો તે સમયે વધારે સારી રીતે જણાશે ભૂતકાળ તે એક સિદ્ધ થઈ ચુકેલો કાળ હોવાને લીધે તેનુ વિશેષ મહત્ત્વ આપણને લાગે છે

વળી ભૂતકાળ તરફ સર્વદા ઉદાર દૃષ્ટિથી જોવામા આવે છે પરન્તુ વર્તમાનકાળ સર્વદા તીક્ષ્ણ, કટાક્ષમય દૃષ્ટિપાતનો ભોગ થઇ પડે છે ભૂતકાળના દોષોનુ સર્વથા વિસ્મરણ કરવામા આવે છે કારણ તેઓ સાક્ષાત્ પ્રત્યક્ષ નથી, પરન્તુ વર્તમાનકાળમા માલૂમ પડતા દોષ આપણી નજર આગળ રહેવાથી, ઘડી ઘડી તે દોષોનો અનુભવ થવાથી, આપણુ ધ્યાન તે તરફ દોરાયલુ રહે છે અને આપણને એવો ભાસ થયા કરે છે કે આપણે દોષમય દુનિયામા જ વસિએ છીએ આપણે તે ક્ષણે ભૂલી જઇએ છીએ કે વર્તમાન દોષો એ ઘણી વખત ભૂતકાળના દોષબીજના પરિપાકરૂપ ફળ હોય છે આજકાલ પુરુષો નિર્બલ થતા જાય છે, નિર્માલ્ય થતા જાય છે એવો આરોપ વર્તમાનકાળને માથે ઓઢાડી દેતા આપણે એટલો વિચાર કરવો બાજુએ મુકીએ છીએ કે ભૂતકાળમા પરાપૂર્વથી થતા આવતા બાળલગ્ન આ સ્થિતિને માટે મોટે ભાગે જવાબદાર છે દોષ ભૂતકાળનો છે અને તેનુ ફળ વર્તમાન કાળ ભોગવે છે, છતા ભૂતકાળના દોષને આપણે ભાગ્યે જ આગળ કરીએ છીએ આજકાલ તુચ્છાઇ, અનીતિ, અનાચાર વગેરે વધતા જ જાય છે એમ છાતી ઠોકીને કહેતી વખત આપણે ભૂતકાળના ગુનાહેગારોની સખ્યા અને આજકાલના ગુનાહેગારોની સખ્યાની તુલના કરવાનો કદી શ્રમ લેતા નથી પણ માત્ર દોષોના સાન્નિધ્યની અસર નીચે ભુલાવામા પડી વર્તમાન સ્થિતિનો અફસોસ કરીએ છીએ, અને દોષો ગાળી કાપવા પૂર્વસમય તરફ નિરાશાજનક દૃષ્ટિ ફેકીએ છીએ.

દયાનન્દનો અન્તદેહ ૨ ૧-૪-૦ એન એમ ત્રિપાઠીએ કંપની, મુબાઈ.

પરન્તુ બનકાળ જે સમયે વર્તમાન હતો તે સમયે તેમા આપણને જણાતી નિર્બુદ્ધિ અને આકર્ષકપણુ ભાગ્યે જ દેખાયુ હશે તે સમયના લોકો પણ આપણી માફક જ તેમના વર્તમાનને માટે ફરીયાદો જ કરતા હશે

ભૂતકાળ ઉપર કોઇ અનુપમ ભભકભયુ સુંદર વાતાવરણ જ્વાયલુ રહે છે, અને તેથી તેમા રહેના દોષો, વિરૂપતા, ભયાનકપણુ અને અવનતિ શીક તત્વો કા તો બિલકુલ દેખાતા નથી અથવા દેખાય છે તો પણ એમની રેખાઓ મૃદુ અને સૌષ્ટવવાળી બની જાય છે આ સર્વ કોઈના અનુભવની વાત છે આપણા પૂર્વ કાળના સ્મરણોમાં કોણે આનન્દ નહી લીધો હોય ? યુવકો બાલ્યાવસ્થાના સ્મરણોમાથી મોહક ચિત્રો આલેખે છે, વૃદ્ધો પોતાની યુવાવસ્થાની યાદ લાવી તેમાં રમમાણ રહે છે અને આ પ્રમાણે મનુષ્ય જાત પોતાની અતૃપ્તિના કલેશથી બચવા માટે ભૂતકાળની સ્મરણભૂમિમા વિહાર કરી આનન્દ પ્રાપ્ત કરે છે

વળી ભૂતકાળ અને વર્તમાનકાળને સરખાવી વર્તમાનને તિરસ્કારવામાં આપણે એક બીજી મહત્વની ભૂલ કરીએ છીએ ભૂતકાળ એ આપણી પાછળ રહેલો વિસ્તૃત સમયસમૂહ છે અનેક યુગોનો તેમા સમાવેશ થએલો છે, અનેક સસ્કૃતિઓના ભડારરૂપ તે છે ક્ષણે ક્ષણે વર્તમાન ભૂતકાળની સીમામા પ્રવેશ પામતો જાય છે, અને પોતાની સર્વ પ્રાપ્તિ ભવિષ્યકાળને વારસામા આપી પોતે ભૂતકાળ રૂપ બની જઇ તેનુ માહાત્મ્ય વધાય જાય છે. આવી સ્થિતિ હોવાને લીધે, એક ક્ષણ, એક વર્ષ, એક સદી કે એક યુગના વર્તમાનને અનાદિ કાળથી બનાતા પડેના અને વધ્યે જતા ભૂતકાળની તુલનામા બેસાડી તેનુ માપ કાઢવા જતા શુન્યમાં પરિણામો આવે એમા નવાઇ નથી પ્રાચીન ભાવનાથી મુગ્ધ થઇ વર્તમાન દોષોથી ત્રાસી જઈ આપણે પુકારી ઉઠીએ છીએ કે 'કયા ગયા આપણા રામ અને કૃષ્ણ ? કયા જતો રહ્યો તે વેદ અને ઉપનિષદોનો સમય ? કયા ગયા બુદ્ધ અને શકર સરખા ધર્માચાર્યો ?' પરન્તુ તે પોકારોના આવેશમા આપણે ભુલી જઇએ છીએ કે રામ અને કૃષ્ણ વચ્ચે એક આખો દ્વાપરયુગ પડેલો હતો, વે૦ અને ઉપનિષદોના સમય વચ્ચે એટલા સૈકા પસાર થયા હતા કે ઉપનિષદના કાળમા વેદના અનેક શબ્દાર્થો ઘસાઇ લુપ્ત થઈ ગયા હતા, અને બુદ્ધ તથા શકરના કાળની વચમા અનેક રાજકીય, ધાર્મિક, અને સામાજીક ઉથલ પાથલો થઇ ગયેલી હતી વળી તે રામનો જ સમય હતો કે જ્યારે સ્ત્રીયોને હરી જવામા આવતી કૃષ્ણની આખનીચે જ રાજ્યસ્વાર્થને અગે મહાભારત યુદ્ધ થયુ અને દારુના નશાને પરિણામે મહાભયકર યાદવાસ્થળી થઇ, હિંસાનો અસહ્ય પ્રસાર હોવાને લીધે બુદ્ધ ભગવાને ભગવા ધારણ કર્યા, અને પાખડ મતનો અતિશય ફેલાવ અટકાવવા માટે જ, શકરાચાર્યે વેદાન્તનો જીર્ણોદ્ધાર કરવા યત્ન કર્યો

આમ કહી હુ આપણા પ્રાચીન મહાપુરૂષો અને તેમના સમયોને ઉતારી પાડવા માગતો નથી બેશક એ મહાપુરૂષો વદનીય છે અને તેમને માટે હરકોઇ પ્રાચીનપ્રિય મનુષ્યને અભિમાન હોય એટલુ જ અભિમાન હું પણ ધરાવુ છુ કહેવાનુ તાત્પર્ય એટલુ જ છે કે વર્તમાનકાળની અધમતા સિદ્ધ કરવાના આવેશમા ગઇ ક્ષણથી તે જગતના આરભ સુધીના

ભૂતકાળને આ ક્ષણના વર્તમાનના સ્હામા પલ્લામાં મુકવો એ અણુઘટતું થઇ પડશે ગોળ કે, ફિરોજશાહ અને દાદાભાઇથી માંડીને શિવાજી, પ્રતાપ, પૃથુરાજ, વિક્રમ, અશોક, કૃષ્ણ, રામ અને હરિશ્ચન્દ્ર સુધીના મહાપુરુષોનું લશ્કર આગળ ધરી એમ પુછવું કે વર્તમાન સમયે આંગળીએ ગણાતી આનુ માને કયો મહાપુરુષ આ ભૂતકાળના મહાપુરુષોની બરોબરી કરી શકે એવો છે? તો એ પ્રશ્ન ન્યાય અને તર્કના સિદ્ધાન્તો વિરુદ્ધનો ગણાશે, અને તેમની બરોબરીનો કોઇ મહાપુરુષ દેખાતાની આપણી અશક્તિએ વર્તમાનકાળ ઉતર્યો છે એ માન્યતાની સાબીતીમાં જરાપણ કામ આવતી નથી.

એથી આગળ વધીને હું એમ પણ કહિશ કે જો જગતનો ભૂતકાળ ભવ્ય હતો, ઉન્નત હતો, ઉન્નત હતો, તો જગતનો વર્તમાનકાળ નિઃસંશય વધારે જ ભવ્ય અને વધારે જ ઉન્નત હોવો જોઇએ. વર્તમાનને ઉત્પન્ન કરનારા બળો અને સામગ્રી એ ભૂતકાળની જ ફાળ છે. વર્તમાનની નિર્ગત ભૂતકાળના પાયા ઉપર જ ચણાયે જાય છે. વર્તમાન સંસ્કૃતિ કે અવનતિના તત્ત્વો એ ભૂતકાળનો વારસો છે, અને આપણે તેમાં ગમે એટલો વધારો કરીએ તો પણ મૂળ થાપણ તો ભૂતકાળે જ આપણને સોંપેલી છે. આપણાં શરીર, આપણા વિચાર, આપણી ભાવનાઓ અને આપણી વિવિધ સંસ્થાઓનો મુખ્ય ભાગ આપણને ભૂતકાળમાંથી જ મળેલા છે, અને ભૂતકાળમાંથી જ તેમને મુખ્ય પોષણ મળે છે. જો ભૂતકાળ ઉન્નત હતો તો એ ઉન્નતિનાં તત્ત્વોથી જ પોષાઇને આપણા વર્તમાનનો ઉદ્ભવ થયો છે. એવી રીતે ઉન્નત તત્ત્વો માંથી જેનો જન્મ થયો છે એવા વર્તમાનને અધોગતિમાં ઉતરતો કલ્પવો એ મોટી ભૂલ છે. જો વર્તમાનકાળ નીચો અને નીચો ઉતરતો જાય, અવનતિના ગર્તમાં પડતો જાય તો આપણે જેનો મુક્તકંઠે મહિમા ગાઇએ છીએ એવો ભૂતકાળ તદ્દન નિરર્થક નીવડ્યો છે, માનવ જાતિએ વિકાસના ક્રમમાં કરેલી મહેનત નિષ્ફળ થઇ ગઇ છે, એમ જ માનવું પડશે. પરંતુ વસ્તુસ્થિતિ તેમ નથી. આપણે ઉન્નત થતા જઇએ છીએ કારણ આપણો ભૂતકાળ ઉન્નત હતો.

જગતનો ધર્મ જ વિકાસ પામવાનો, ઉન્નતિ પ્રાપ્ત કરવાનો છે. જગતની ઉત્પત્તિના ગૂઢ કારણો શોધવાનો પ્રયત્ન કર્યા સિવાય આપણે એટલું તો જોઇ શકીએ છીએ કે નિરન્તર વિકાસ પામતા જવું, ઉત્તરોત્તર વૃદ્ધિ પ્રાપ્ત કરતા જવું એવો જગતનો ક્રમ લાગે છે. ઉપર જણાવેલા કારણોને લેઇને આપણે ઘણી વખત આથી વિપરીત ક્રમ જોઇએ છીએ, પરંતુ એ રીતે જોવામાં આપણે કેવી ભૂલ કરીએ છીએ તે મેં જણાવ્યું છે.

ઉન્નતિ એ શબ્દનો અર્થ ઘણો ગહન, ઊંડો અને મુંઝવણમાં નાખી દે એવો છે. અનેક મહત્ત્વના શબ્દોની માફક તેનો અતિ ઉપયોગ અને દુરુપયોગ પણ થયેલો છે, અને તેનું સ્પષ્ટ સ્વરૂપ ધ્યાનમાં ઉતારતા ઘણી મુશ્કેલી પડે છે. ઉન્નતિની વ્યાખ્યા આપી શકાય એમ નથી. અને તે શબ્દ પકડાયો નથી. ટૂંકામાં ઉન્નતિ તે જગતના ઉત્તરોત્તર કલ્યાણનો સૂચક શબ્દ છે. જીવન વધારે વિશુદ્ધ થતું જાય, તેમાં રહેતા ક્લેશ અને દુર્બળતા ઓછા થતા જાય, આપણી જડતા, પશુતા ગળાતી જાય, અને જીવનમાં રસ પડે, જીવનનું મહત્ત્વ સમજાય, અને સર્વોત્તમ

* પ્રાર્થનાના સાતઓ (સાધન) રૂ ૩-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

આન નો આસ્વાદ લેઇ શકાય એવો જે વિકાસ તને આપણે ઉન્નતિ કહી શકીશુ આ ઉન્નતિની પાછળ જ મનુષ્યના સર્વ પ્રયત્નો થયે જાય છે, અને એ પ્રયત્નો સુખની પ્રાપ્તિમા પરિણામ પામે છે કારણ સુખ એ ઉન્નતિનુ બાહ્ય સ્વરૂપ છે, ઉન્નતિનુ સ્થૂલ સ્વરૂપ છે

ઉન્નતિના સ્વરૂપનુ આપણને યથાર્થ ભાન ન હોવાથી અને તેના સ્થૂલ દેહરૂપ સુખનુ અનેક પ્રકારે દર્શન થતુ હોવાથી આપણે ઘણીવખત ભ્રમમા પડીએ છીએ, અને સુખ અને ઉન્નતિને સમઅર્થના ગણી ભુલાવો ખાઇએ છીએ ઘણીવખત એમ પણ બને છે કે જ્યા સુખનો ભાસ થતો હોય ત્યા ઉન્નતિ ના પણ હોય ત્યા આપણને સુખનો અસત્ય ભાસ થએલો હોય છે ઉપરી અધિકારીને પોતાની સત્તાનો પ્રચાર જેની મેના અર્થ તે નિમિત્તે તેમને પીડાકારી થઈ પડીને મનાતના જે સુખ પ્રાપ્ત થાય છે તે સુખ સુખ નથી જ બગે ચાલતા ગરીબને નિહાળી ગાડીમા વિરાજમાન થએલા કોઇ નવગરના મુખકમળપર જે સ્મિત ની રહે છે તે સ્મિત યથાર્થ સુખનો પ્રકાશ નથી માત્ર સુખવૃત્તિ એ કાંઇ ઉન્નતિ નથી, પરન્તુ ઉન્નતિમા સુખ રહેલુ છે, એ નિ સશય વાત છે

વળી જગતની ઉન્નતિ અત્યાર સુધીમા ઘણી જ ધીમે ધીમે થએલી છે, અને તેન રીતે જ આપણને શકા ઉત્પન્ન થાય છે કે આપણે બરોબર ઉન્નત થયા લોઇશુ કે નહી ? જગતની ઉન્નતિનુ માપ કહાડવા માટે એ વર્ષ કે દસ વર્ષ એ-સેકુ પણ પુરતુ નથી એ સહજ છે ઉન્નતિનુ પ્રમાણ કહાડવામાટે યુગયુગના સરવાળા કહાડવા પડે એ સભવિત છે અસ્મિભર સ્થિતિમાથી જીવ પેદા થઇ શકે એવી શીતતના પ્રાપ્ત કરતા પૃથ્વીને અનેક યુગો વીતી ગયા છે, ઉત્પન્ન થએલા જીવોમાથી મનુષ્યની કક્ષાએ પહોચતા જીવનતત્ત્વે લાખો વર્ષો લીધા છે અને માનવજાતના એ અવિકસિત પ્રજાને વીસમી સદીના એ પ્રેસિડન્ટ વિલ્સન કે લોઇડ જ્યોર્જ કે એક કૈસર સુધીનો વિકાસ પામવાને માટે અનેક જમાનાઓ વીતી ગયા એના આવર નથી

માનવ ઉન્નતિનો ઇતિહાસ એ અત્યન્ત રમ્ય આકર્ષક અને ઉત્તેજક અભ્યાસ છે એટલુ જ નહી, પણ તેમાથી ભવિષ્યને અજવાળતો કોઇ માર્ગદર્શક પ્રકાશ નજરે પડી આવે છે. માત્ર તે અભ્યાસ સરળ થવામા દુરાગ્રહ પક્ષપાત વગેરે બુદ્ધિજન્ય વિકૃતિઓને દૂર કરી ઉદાર સહિષ્ણુવૃત્તિ અને દીર્ઘ દૃષ્ટિ પ્રાપ્ત કરવાની પ્રથમ જરૂર છે

વિકાસ એ એક એવા પ્રકારનો પ્રાકૃતિક ગુણ છે કે જે ક્ષણે ક્ષણે અસ્તિત્વમા હોવા છતા સર લક્ષે આપણી નજરે આવતો નથી બાળક એ સતત વૃદ્ધિગત થતો જીવ છે પ્રતિપળે તેનો શારીરિક અને માનસિક વિકાસ થયે જ જાય છે, પરન્તુ હરદમ તેની પાસે રહેતા છતા તેના માતાપિતા એ વિકાસને જોઈ શકતા નથી બાળકની ઉંચાઇમા કે બાળકના વજનમા સવાર કરતા સાજે કેટલો વધારો થયો એ આપણે જાણી શકતા નથી, જો કે તે વધારો પળે પળે થવા જ કરે છે અને જો ધ્યાન આપીએ તો મહીને બે મહીને કે વર્ષ બે વર્ષે નિત્યનો વિકાસ આપણે સમજી શકીએ એટલો સ્પષ્ટ થાય છે ગુલાબના છોડ ઉપર આજ ડાંખળી અને ડાળી પાન સિવાય બીજુ કાંઇ જ જોવામા આવતુ નથી; બે દિવસ પછી તે જ છોડ ઉપર કળી આવેલી દેખાશે, અને વળી બે દિવસ બાદ તે જ કળીમાંથી વિકસિત

કમળાના પત્રો રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ

ગુલાબનુ ફુલ ખીલી નિકળેલુ નજરે પડશે છોડમા વિકાસ તો કદી અટક્યો ન હોતો, પરતુ તે વિકાસનુ ભાન ફળી અને પુષ્પ સરખી છોડની નિશ્ચયાત્મક સ્થિતિમા જ આપણને થઈ શક્યુ જગતની ઉન્નતિનુ પણ આવુ જ સ્વરૂપ હોય છે આપણે વિકાસને તેના પરિપાકની અમુક ભૂમિકામા જ ઓળખી શકીએ છીએ, તેના નિત્ય સતત વહેતા પ્રવાહની આપણને સમજણ પડતી નથી વિકાસ અથવા ઉન્નતિ સતત અસ્તિત્વ ધરાવતા હોવા છતા જ્યાસુધી કોઇ મૂર્ત સ્વરૂપમા વ્યક્ત થાય નહીં, સાધન રૂપે વિજય પામી સિદ્ધાંત તરીકે સ્થાપિત થાય નહી, અને કારણમાથી ખીલી કાર્યરૂપ ન બને ત્યાસુધી જગત વિકાસને ઓળખી શકતુ નથી

આ વિકાસ કા તો કોઇ વ્યક્તિના જીવન અને ચારિત્ર્યમા વ્યક્ત થાય છે, કોઇ સસ્થા કે સમાજના બધારણમા મૂર્તિમાન્ બને છે, અથવા તો કોઈ ભાવનામા સ્ફુટ થાય છે શારીરિક વિકાસ કેટલે સુધી થઈ શકે છે તેના દૃષ્ટાંતો આપણને ભીમસેન અને હનુમાન જેવા પ્રાચીન વજ્રદેહિઓમા અને અર્વાચીન કાળમા રામમૂર્તિ કે સેન્ડો જેવા પહેલવાનોમા મળી આવે છે બુદ્ધિચાપલ્યમા એ વિકાસ કેટલી ભૂમિકાએ જઈ શકે છે તેના દૃષ્ટાંત આપણને ચાણક્ય, બીસ્માર્ક કે ગ્લેડસ્ટન સરખી વ્યક્તિઓમાથી મળી આવે છે નૈતિક ઉન્નતિની પરાકાષ્ઠા કોઈ હરિશ્ચન્દ્ર, રેગ્યુલસ સરખા સત્યને માટે પ્રાણાર્પણ કરી શકે એવા મહાત્માઓમા દૃષ્ટિગોચર થાય છે, અને આ પ્રમાણે વિકાસની અમુક ભૂમિકાઓ અમુક વ્યક્તિઓમા સ્ફુટ થઈ આપણને આદર્શો આપી આપણા જીવનને ઉન્નત કરે છે વળી રાજ્યશાસન, કાયદા, કુટુમ્બ અને નગર સરખી સસ્થાઓમા પણ વિકાસ ખીલી નિકળે છે હાલની જ સ્થિતિનો વિચાર કરીએ. એક જ કૈસરની ઇચ્છા અને આજ્ઞાને વશ થઈ લાખો જર્મનો કાંઇ પણ વિચાર ન કરતા પોતાનુ અને અન્યનુ લોહી રેડે જ જાય છે એ રાજ્યશાસનના વિકાસનો ઓછો અદ્ભુત નમૂનો નથી કૈસરના સ્વાર્થ અને ગર્વના હુ વખાણ કરતો નથી સામાન્ય મનુષ્યમા એ અવગુણો જેટલા ધિક્કારપાત્ર તે છે તેથી અનેકગુણ વધારે ધિક્કારપાત્ર તે કૈસરમા બને છે કહેવાનો આશય એટલો જ છે કે રાજ્યસસ્થાના સમર્થ વિકાસમા લાખો મનુષ્યના જીવનો એવા નિયન્ત્રિત, નિયમિત અને વ્યવસ્થિત બની જાય છે કે જો તેના શાસનધરની વૃત્તિઓ સ્વાર્થમય ન હોતા પવિત્ર હોય તો કલ્યાણનો માર્ગ સહજ સાધ્ય થાય એ જ પ્રમાણે વિકાસ જો અદ્ભુત મોહકભાવમા ઉતરી પડે તો તે માર્ગે પણ જગતની ઉન્નતિ થય જ જાય છે, સ્વાતન્ત્ર્યની ઉજ્જ્વલ પ્રતાપી ભાવનાએ જગતમા કેટલા વિપ્લવો ઉત્પન્ન કર્યા છે, ઇતિહાસને કેવી ગતિ આપેલી છે, અને વ્યક્તિજીવન અને પ્રજાજીવનને કેવા મહાન્ બનાવ્યા છે તે સર્વ કોઈ જાણે છે

આ પ્રમાણે જગતે પોતાનો વિકાસ વ્યક્તિજીવનમા, સસ્થાઓના ઘડતરમા અને ભાવનાઓના વિધાનમા સાધ્ય કરી લીધેલો છે વ્યક્તિજીવન, સસ્થાઓ અને ભાવનાઓ એ પરસ્પરના ઉપકારક અને અનિર્વાર્ય તત્વો છે એકની બીજા ઉપર પ્રબળ અસર થાય છે, અને પરસ્પરની અસર છૂટી પાડી શકાતી નથી. —ચાલુ

સચિત્ર મૂળાક્ષરના પત્તાં ૨ ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# રત્નાવલી.

ભાષાન્તર કર્તા–રા રતિપતિરામ ઉધ્ધવરામ પડ્યા, બી એ

**રત્નાવલીની ટુંકવાર્તા**—કૌશામ્બી નગરના રાજા વત્સરાજને ઉદયનના નામથી પણ ઓળખવામા આવે છે તે રાજા જ આ નાટકનુ મુખ્ય પાત્ર છે તેની પત્ની વાસવદત્તા ઉજ્જનના રાજાની દિકરી હતી યોગન્ધરાયણ નામના લાયક અને વિશ્વાસુ પ્રધાનના હાથમા રાજાએ રાજ્યનો સઘળો કાર્યભાર સોપી દીધો હતો, પ્રધાન પણ રાજાનુ અને રાજ્યનુ ભલુ થાય, તેવુ જ ધ્યાનથી કાર્યભાર ચલાવતો હતો

સિહલદેશના રાજા વિક્રમબાહુને રત્નાવલી નામની પુત્રી હતી આ વિક્રમબાહુ વાસવદત્તાનો મામો થતો હતો રત્નાવલીના જન્મ પછી જોશીઓ જન્મ પત્રિકાઓ તૈયાર કરી લાવ્યા, અને ગ્રહની સ્થિતિ ઉપરથી તેઓએ એમ ભાખ્યુ કે જે રત્નાવલીને પરણશે તે ચક્રવર્તી રાજા થશે વિક્રમબાહુનો વિચાર વત્સરાજ સાથે રત્નાવલીને પરણાવવાનો હતો, પણ રખેને વાસવદત્તા નાખુશ થાય, એ વિચારથી તે રત્નાવલીનો વત્સરાજ સાથે વિવાહ સ્હેલાઇથી કરી શકતો નહિ બીજી પાસથી યોગધરાયણને રત્નાવલીની ભાગ્યરેખાની ખબર પડી ગઈ હતી, તેથી પોતાના રાજાની ઉન્નતિ ઇચ્છતા પ્રધાને રત્નાવલી સાથે રાજાનુ લગ્ન થાય તેની યુક્તિઓ રચવા માડી પણ તેને બે હરકતો નડતી હતી એક તો એજ કે વાસવદત્તા રખેને નાખુશ થાય, એવો સદેહ રાખતા રત્નાવલીના પિતાને શી રીતે સ્હેલાઇથી સમજાવવો અને બીજી હરકત એ હતી કે રત્નાવલી સપત્ની થાય તો વાસવદત્તાના મનનુ સમાધાન કેવી રીતે કરવુ ?

પહેલી હરકત દૂર કરવાને તેણે પગલાં લેવા માડ્યા, યોગધરાયણે એવી વાત ચલાવી કે રાણી વાસવદત્તા લાવણક મહેલમા બળી ગયા, અને આ અફવા સિહલના રાજાને કાને જાય તેવી યુક્તિ રચી સિહલના રાજાએ આવી અફવા સાભળી યોગધરાયણે મોકલેલા બાભ્રવ્ય સાથે રત્નાવલી અને પોતાના પ્રધાન વસુભૂતિને મોકલ્યા કમનસિબે જે વહાણમા તેઓ આવતા હતા, તે વહાણ અથડાઇને ભાગી ગયુ પણ વસુભૂતિ અને બાભ્રવ્ય તો જેમતેમ કરી કિનારે પહોચી ગયા તેઓએ એમ જ ધાર્યું કે રત્નાવલી ડુબી ગઇ, પણ એક લાકડાનુ પાટીઉ હાથ લાગવાથી રત્નાવલી તેને વળગી રહી, અને કેટલાક વેપારીઓ વહાણમા જતા હતા, તેમના જોવામાં આવવાથી તેઓએ તેને ઉપાડી લીધી રત્નાવલીના કોટમા મોતીનો હાર જોઇ તેઓ સમજ્યા કારણ તે જ હાર તેઓએ સિહલના રાજાને વેચાતો આપ્યો હતો રત્નાવલીને યોગધરાયણના હાથમા સોંપવામા આવી રત્નાવલીનુ નામ છુપાવવાને યોગધરાયણે તેનુ નામ સાગરિકા પાડ્યુ, અને તેને વાસવદત્તાના અતઃપુરમા રાણી કોસલદેશની સામે લડવા મોકલેલ વત્સરાજના સેનાપતિ રૂમણ્વાનને વસુભૂતિ અને બાભ્રવ્ય મળ્યા

આટલુ થયા પછી હવે જે બનાવ બને છે, તેમા આ નાટકનો સમાવેશ થાય છે

મદનમહોત્સવ સમયે રાજા પોતાના મહેલની અટારીએથી નાગરિકોના છલકાઇ જતા યૌવનના ઉછાળા નિહાળી રહ્યો હતો તે સમયે દેવીએ કહેવરાવ્યુ કે " મારે રાતા ચોળ અશોકના

તારે આગળ ભગવાન્ કામદેવની પૂજા કરવાને મકરન્દ વાડીમા જવુ છે, માટે મહારાજે સાથે અવશ્ય પ્રસન્ન રહેવું" રાજા ત્યા ગયો, પણ જતાં વન જ રાણીની સાથે આવેલી સાગરિકા ઉપર તેની આંખ ઠરી, સાગરિકા પણ રાજાને જોઈ ચકિત થઈ, અને 'પિતા તો મારા આમની સાથે જ લગ્ન કરવાના હતા' એ વિચારથી તેનામા પ્રેમનો ફણગો ફુટ્યો અને કામદેવની પુજા થવાથી જાણે સાક્ષાત્ દેવ જાગ્યા જ હોય, તેમ ઉભય દિલમા તનમનાટ મચી રહેવા લાગ્યો પૂજાની સમાપ્તિ થતા ઘણી જ નાખુશી સાથે સાગરિકાને મહેલમા પાછા જવુ પડ્યુ

પ્રેમનો ફુટેલો ફણગો દિનેદિને વૃદ્ધિ પામવા લાગ્યો અને રાજા અને સાગરિકા ઉભય મન્મથવશ બન્યા મદનનો તનમનાટ ન સહી શકાવાથી સાગરિકા કદળીકુંજમાં ગઈ, અને ચીત્રમાને રાજાની છબી ચીતરવા લાગી. છબી ચીતરાઈ રહી, એટલામા પાછળથી તેની પ્રિય સખી સુસંગતા આવી, અને રાજાની છબી જોઈ તેણે રાજાના ચિત્ર પાસે જ સાગરિકાનુ ચિત્ર ચીતર્યું સાગરિકા સુસંગતાને પોતાની પ્રેમ-પીડાની વાત કહી સંભળાવતી હતી, એટલામા એક વાંદરો પાંજરામાથી છુટી ન્હાઠો અને બન્ને સખીઓ પૂરેપુરા ભયમા પડી આ ધમાધમીમા સાગરિકાનો માનીતો પોપટ પાંજરામાથી ઉડી ગયો, એટલે તેની શોધમા જવાની ઉતાવળથી ચિત્રામણ ત્યાનુ ત્યા જ અજાણથી રહેવા દઈને, બન્ને જણીઓ ઉતાવળથી કદળીકુંજમાથી ચાલી ગઈ

આ ઋતુકાળે પ્રાપ્ત થયેલા પુષ્પોવાળી નવમાલિકા લતાને જોવાને તે જ સ્થળે રાજા અને વસન્તક (વિદૂષક) બન્ને આવ્યા સુસંગતા અને સાગરિકા વચ્ચે થયેલી વાતચિત સાંભળ્યાથી પોપટ એ વાક્યો જ વારંવાર બોલ્યા કરતો હતો, અને આ બધુ રાજાએ અને તેના મિત્રે સાંભળ્યુ પોપટ જે કુમારિકાની પ્રેમ—પીડાનુ વર્ણન કરતો હતો, એ બાલિકા કોણ હશે તે જાણવાની તીવ્ર જીજ્ઞાસા થવાથી તેઓ બન્ને કદળીકુંજમા આમ તેમ ફરવા લાગ્યા એટલામા જ વસન્તકની દૃષ્ટિ પેલા ચિત્રપટ ઉપર પડી, અને તેમા રાજા અને તેની પાસે ચિતરેલી એક કુમારિકાને દીઠી તે કુમારિકાનુ સૌન્દર્ય જોઈને રાજા તો ઘેલો જ થઈ ગયો, અને તે કુમારિકાના સૌન્દર્યના વખાણ કરતો હતો, એટલામા સાગરિકા અને સુસંગતા કુંજમા આવી પહોચ્યા, અને રાજા અને તેના મિત્ર વચ્ચે થતો વાર્તાલાપ તેઓ સાંભળી ગયા પહેલી જ વાર કુમારિકાના દર્શન રાજાને થયા અને તેઓ બન્ને ભેટવા જતા હતા, એટલામા વિદૂષકની મૂર્ખ ટીકાથી સાગરિકા ન્હાશી ગઈ, અને રાજા તદ્દન નિરાશા પામી ગયો. પછી વાસવદત્તા અને તેની સખી કાંચનમાલા નવમાલિકાને જોવાને માટે જ ત્યા આવતા જણાયા, પણ ચિત્રપટ જોવાથી વાસવદત્તા માથુ દુખવાનુ બ્હાનુ કાઢી, ત્યાથી જતી રહી, અને રાજાએ વિનવણી કરી પાછી મનાવવાનો યત્ન કર્યો, પણ તે ફોગટ ગયો

રાજા અને સાગરિકાનો ફરી મેળાપ કરાવવાને વસન્તકે બીજી યુક્તિ રચી સાગરિકાએ વાસવદત્તાનો અને સુસંગતાએ કાંચનમાલાનો વેશ સજી સંધ્યાકાળના આછા આછા પ્રકાશમા માધવીકુંજ પાસે રાજાને મળે, એવી ગોઠવણ વસન્તકે કરી પણ આ ગોઠવણની ખબર

મારી વીસ વાતાઓ (સચિત્ર વાતાસંગ્રહ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની,મુંબાઈ.

કાચનમાળાને પડી ગઇ, અને તે જ સમયે અને તે જ સ્થળે તેણે રાણી સાથે જવાનો નિશ્ચય કર્યો. રાજાએ વિદૂષકની કરેલી ગોઠવણથી ભૂલાવો ખાઇ વાસવદત્તાને જ સાગરિકા છે, એમ ધારી તેની સાથે તે પ્રમાણે બોલવા લાગ્યો. પણ એટલામાં ચન્દ્ર ઉગ્યો અને રાજાને પોતાની ભૂલ જણાઈ આવી, અને તે ગુંચવાયો. રાજાના કાલાવાલાને નહિ ગણકારી રાણી ઉંડા કોપ ભરી અન્ત પુરતરફ વિદાય થઇ ગઇ.

એટલામાં રાણીના વેશમાં સાગરિકા ત્યાં આવી પહોંચી. પણ રાજા તરફથી અવધી-રણાની બ્હીકે તેણે ફાંસો ખાવાનો નિશ્ચય કર્યો. જ્યારે રાજાએ આ જોયું, ત્યારે કોપથી દેવી વાસવદત્તા જ આમ કરતી હશે, એમ ધારી તેને બચાવવાને ધાયો. પણ અન્તે તેને જણાયું કે તે સાગરિકા હતી. અને તેથી તે ઘણો ખુશી થયો. પણ રાજાનો આમ તિરસ્કાર કરવાથી દેવીને ઘણો ખેદ થયો, અને તે રાજાની પાસે આવતી હતી, તે વખતે તેણે રાજાને સાગરિકા સાથે ભેટતો જોયો. આવો બનાવ જોઈ દેવીને વધુ માઠું લાગી આવ્યું, અને તેણે સાગરિકાને આગળ ચાલવા કહ્યું, વસન્તકને કારકાથી મજબૂત બાંધવામાં આવ્યો, રાજાએ આવી વખતે દેવીને રીઝવવા પોતાનાથી બન્યું તેટલું કીધું પણ નિરર્થક!

એવી અફવા ઉડી કે સાગરિકાને ઉજ્જન મોકલાવી દીધી છે પણ સાચી રીતે તેને કેદખાનામાં નાખવામાં આવી હતી. સાગરિકાએ પોતાનો મોતીનો હાર સુસંગતાને સોંપ્યો હતો. તે હાર સુસંગતાએ બંધનમાંથી હમણાં જ છૂટેલા વસન્તકને આપ્યો. રાજા ઘણો જ નિરાશ થઇ ગયો. અને શોકમાં ગરક થઇ ગયો હતો, તેવામાં કોસલ દેશના રાજા ઉપર રૂમણ્વાને જીત મેળવ્યાના સમાચાર તેને મળ્યા. ઉજ્જનથી એક ઐન્દ્રજાલિક ( જાદુના ખેલ કરનાર ) આવ્યો હતો. અને તેના ખેલ રાજા અને દેવી જોતા હતા, એટલામાં યોગંધરાયણે મોકલેલા બાભ્રવ્ય અને વસુભૂતિ ત્યાં આવી પહોંચ્યા. પછવાડેથી યોગન્ધરાયણ પણ ત્યાં આવી પહોંચ્યો. વસુભૂતિએ વહાણ ભાંગ્યાની અને રત્નાવલીના મરણની સઘળી હકીકત રાજાને કહી. દેવી રત્નાવલીના મરણથી બહુ જ દિલગીર થઇ ગઇ. આ વાત ચાલે છે એટ-લામાં મહેલમાં એકાએક આગ લાગી. દેવીને અપાર શોક થવાથી તે બોલી ઉઠી કે સાગરિકા અન્દર છે, માટે કોઈ કાઢો. આ સાંભળતા જ રાજા બળતી આગમાં દોડ્યો અને સાગરિકાને બહાર કાઢવા તેની પાછળ બીજા બધા પણ દોડ્યા. જેવો રાજાએ સાગરિકાનો હાથ ઝાલ્યો કે તરત જ આગ અચાનક ઓલવાઇ ગઇ. આ બધું યોગંધરાયણે મોકલેલા ઐન્દ્રજાલિકના પ્રયોગથી જ થયું, વસુભૂતિએ સાગરિકાને ઓળખી, અને સાગરિકા એ જ રત્નાવલી છે, એવું બધાને જાહેર કરી દીધું. દેવીએ તેના તરફ જે વર્તન ચલાવ્યું હતું, તેને માટે તે ઘણી જ દિલગીર થઇ. આ બધો બનાવ કેમ બનવા પામ્યો, તે બધું મંત્રી અર્થાત્ યોગંધરાયણે કહી બતાવ્યું, અને રાજા અને સાગરિકા ( રત્નાવલી ) બન્ને દેવી વાસવદત્તાની જ મરજીથી જ લગ્નગ્રન્થીથી જોડાયા.

—ચાલુ

# સરયૂબાલા.

લેખક—રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર.

૧

સરયૂબાલા હજી અગીઆર વર્ષની પૂરી ન્હોતી થઈ એ આજ ઠાકોરજીનો મ્હોટો રથ જોતાં ગઈ હતી એના પિતા શ્રીમાન્ હતા અને એમને સુખના સ્વપ્ના આવ્યા હતા પણ પિતાના અવસાન પછી બધી મિલકત માટે ત્હેની વિધવા માતા સ્હામે એક સગાએ દાવો માંડ્યો, અને હાઈકોર્ટમાં એ એમનો કેસ હાર્યો હુકમનામાના પરિણામે ત્હેમને દસ નાખના ભર્યાંભાદર્યાં ઘરબાર છોડવા પડ્યા પ્રીવી કૌન્સીલમાં એ ઉપર આગળ અપીલ કરવામાં અને દાવો લડવામાં બધું રોકડ ખર્ચાઈ ગયું, અને ઘરેણાં પણ જતાં કરવાં પડ્યાં

હવે એમને ઉપર આભ અને નીચે ધરતી બે જ રહ્યાં. પોષણ માટે કશું જ સાધન રહ્યું નહી બિચારી વિધવા એક ઝુંપડીમાં રહી અને જેમતેમ કરી ને નિર્વાહ કરવા લાગી આ સ્થિતિમાં સરયૂના લગ્નનો તો વિચારે ક્યાંથી આવે ?

એમના દુર્ભાગ્યે રથયાત્રા પહેલાં સરયૂબાલાની માતા એકદમ માંદી પડી એ બિચારીનાથી ભરણપોષણ માટે કામકાજ તો ક્યાંથી થાય ? અને આથી ભૂખનું દુઃખ એમને વધારે સાલવા લાગ્યું. સરયૂ બિચારી કઈએ ખાવાનું ન હોવાથી ભૂખી ને ભૂખી જ રહેતી હતી અને માઃ પણ માંદી એટલે એમને એમ પડી રહેતી રથયાત્રાને દિવસે એના શરીરને કંઈ ઠીક લાગ્યું, અને તેથી કંઈ ખાવાની રૂચિ થઈ પણ તે માટે કોને કહેવું એ મ્હોટા પ્રશ્નથી મુંઝવારો ઉભો થયો.

આ વિચારે સરયૂનું કુમળું મન મુંઝાવા માંડ્યું અને એ રડી પડી થોડાક વાડ ઉપરના ફુલ વીણી એણે એક માળા ગુંથી અને રથયાત્રાના મેળામાં વેચી, ત્હેના જે એક બે પૈસા આવશે ત્હેમાંથી માને માટે ખાવાનું આણીશ એવો એ ફૂલી બાળાએ વિચાર કર્યો

પણ રથ અડધે પણ આવ્યો ન્હોતો એટલામાં ભારે વરસાદ તૂટી પડ્યો અને મેળો મેળાને ઠેકાણે રહ્યો લોકોના ટોળાં ચારે દિશામાં વિખેરાઈ ગયાં સરયૂબાલાની ફૂલમાળા વેચાતાં વગર રહી રહી, અને વળી એ વરસાદમાં પલળી ગઈ તો પણ હમણાં વરસાદ રહી જશે અને બધા લોક પાછા એકઠા થશે એ આશાથી ઉભી રહી વરસાદ મૂશળધાર પડ્યે જતો'તો, મેળો ફરી ભરાયો નહી અને સંધ્યાનો અંધકાર છવાવા માંડ્યો, આખરે બને કાળું ઘનઘોર થઈ ગયું, એટલે સરયૂબાલા નિસાસો નાખતી ઘરભણી વળી

અંધારામાં કંઈ દેખાતું ન હોતું, અને રસ્તો કાદવવાળો અને લપસણો થઈ ગયો હતો સરયૂબાલાને ભુખે તલસતી માતાનો વિચાર આવ્યો અને એના હૃદયઉપર જાણે વિજળી પડી હોય એમ થયું આંખમાંથી દડદડ આંસુ પડવા અને વરસાદ ભેગા ભળી ગયા. એનો એક પગ ખસ્યો, પાછી ઉભી થઇ અને એણે ચાલવા માંડ્યું એની વેણી ભીંજાઈ ગઈ અને

દયારામનો અક્ષરદેહ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

મ્હેમાંથી વરસાદ ટપકવા માંડ્યા, પણ હજી એણે પેલી ફૂલમાળા ફેંકી દીધી ન્હોતી અને પોતાની છાતી સરસી રાખીએ ચાલતી હતી

એટલામાં બીજણુ અધકારમાં કોઇ અચાનક સરયૂમાળાને જોડે અથડાયુ સરયૂની આંખમાં આંસુ તો હતા જ, હવે એણે રડવુ શરૂ કર્યું

"કોણ રડે છે ?" અંધારામાંથી પ્રશ્ન થયો એ એક પુરૂષનો અવાજ હતો, પણ તે સાભળતાં જ સરયૂ છાની રહી સ્વર પરિચિત ન્હોતો પરતુ સરયૂ ન્હાની બાલક છતા એ પ્રશ્નમા નરમાશ અને દયા પારખી શકી

'હું એક ગરીબ છોકરી છુ એક માતા શિવાય મ્હારે આ આખા જગતમાં કોઇ નથી" સરયૂ બોલી

"તુ ક્યાં ગઈ હતી ?" પુરૂષે પ્રશ્ન કર્યો.

"હું રથ જોવા ગઈ હતી હવે હુ ઘેર જઉં છું પણ મ્હને આ વરસાદ અને અંધારામાં ઘરનો રસ્તો સૂઝતો નથી "

"ત્હારૂં ઘર ક્યાં છે ?"

"શ્રીરામપુર "

"ચાલ ત્યારે હું પણ ત્યાં જ જઉં છુ પણ તુ કયા ભાગમાં રહે છે તે મ્હને કહે હું ત્હને ત્હારે ઘેર પહોંચાડી જઈશ રસ્તો કીચડવાળો અને લપસણો છે તેથી મ્હારો હાથ ઝાલ, નહી તો પડી જવાશે" આમ સરયૂને હાથ ઝાલીને દોરવા માંડી પણ અંધારામા એની વય એ કળી શક્યો નહી એના સ્વરથી અને હાથના સ્પર્શથી એ એક બાલા છે એટલુ એને જણાયું

"ત્હારી ઉમ્મર કેટલી છે ?" પુરૂષે પૂછ્યુ

"મને દશ વર્ષ થયાં "

"ત્હારૂં નામ શુ ?"

"મ્હને સરયૂમાળા કહે છે "

"તુ આવડી ન્હાની છે છતા એકલી રથ જોવા શુ કામ ગઈ'તી ?"

વાતમા ને વાતમા તે પુરુષે પેલી ફૂલમાળા સબધી બધી વાત સરયૂ કનેથી ધીમે રહીને જાણી એને ખબર પડી કે સરયૂ કંઇ રથ જોવા ગઈ ન્હોતી પણ ફૂલમાળા વેચી માને માટે ખાવાનુ લાવવા ગઇ હતી પરતુ તે હેતુ બર ન આવવાથી એણે એ માળા સંતાડી રાખી હતી. પુરુષે કહ્યુ —' મ્હારે ઘેર દેવમન્દિર છે અને તેથી મ્હારે ફૂલમાળા જોઇએ છીએ ત્હારી કને છે તે મ્હને વેચાતી આપીશ ?"

સરયૂના મુખ ઉપર હર્ષની ચમક છવાઇ, પણ અંધારામા કોઇ એ જોઈ શક્યુ નહી. એણે મનમા ધાર્યું—"જે માણસ મ્હને અંધારી રાતે ઘેર સાચવીને લઈ જાય છે તેની પાસેથી મ્હારાથી પૈસા લેવાય જ કેમ ?—પણ જો હું ન લઉં તો મા ભૂખી રહે-હશે, 'તો ત્યારે માળા વેચીશ-"

સાહિત્યવિલાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

ઉપકારવશ હૃદયથી સરયૂએ પોતાના સાથીને માથા આપી દીધી

" એની કિંમત ચાર પૈસા છે, અને તેથી આ લે--" કહી પુરૂષે પૈસા આપ્યા

" ત્હમે મ્હને શુ પૈસા જ આપ્યા, કે બીજુ કઇ તો નથી ? પૈસો તો ન્હાનો હોય છે " સરયૂ બોલી

" તેને એ તો ઠબ્બુ છે મ્હે ત્હને એ આપ્યા છે "

" પણ એ અંધારામા ચળકે છે મ્હને ભૂલથી રૂપીઆ તો નથી આપ્યા ? " સરયૂએ ફરીથી વાત ઉપાડી

" ના, રે ના, એ તો ટંકશાળમાથી હમણા જ પડના છે તેથી ચળકે છે "

" સારૂ ત્યારે ઘેર પહોચ્યા પછી હુ દીવો સળગાવીશ, અને જો એ પૈસા નથી એમ લાગશે તો હુ પાછા આપી દઇશ જરા ત્હમારે ત્યા થોભવુ પડશે "

એટલામા એ બન્ને ઝુંપડી આગળ આવી પહોચ્યા

" જરા ત્હમે અંદર આવો અને ઉભા રહો મ્હને જોવા દો કે એ તે રૂપીઆ છે કે પૈસા–" સરયૂ બોલી

" આ હુ બહાર જ ઉભો છુ હવે ત્હારા ભીના લુગડા બદલી નાખ અને પછી દીવો સળગાવ "

" મ્હારે બીજી એક જ ઓઢણી છે, પણ તે ધોવા નાખી છે, એટલે બદલવાને બીજુ વસ્ત્ર નથી તેથી આ પહેર્યું છે તે નીચોવી નાખી મુકીશ અને પહેરીશ અમારે તો ઘણુ ખરૂ ભીના લુગડા પહેરી રાખવા પડે છે અને અમે ટેવાઇ ગયા છીયે તેથી જરા યે વાગતુ નથી. જરા ઉભા રહેજો હુ દીવો સળગાવી લાવુ " સરયૂ બોલી

" ઠીક સારૂ " પુરૂષે જવાબ દીધો ઘરમા દીવેલ ન્હોતું તેથી સરયૂએ છાપરીમાથી ઘાસના તણખલા ખેંચી કહાડી ચકમક વડે દેવતા પાડ્યો અને તેથી દીવો થતાં સહજ વાર લાગી, દીવે જૂવે છે તો સરયૂને એ પૈસા જેવુ ન લાગ્યુ

સરયૂ દીવો લઈ બહાર આવી અને પેલા માણસને આમ તેમ ખોળવા મંડી પણ એ તો ત્યાથી જતો રહ્યોતો

" બા, બા, હવે આપણે શુ કરીશુ ? " ઓશીયાળુ મ્હો કરી સરયૂ મોની માએ કહ્યુ–" બેટા ગભરાઇશ નહી એ તો કોઇના હૃદયમા દયાના ઝરણ ઝરેલાં તે એ રૂપીઆ આપી ગયો અને આપણે ગરીબ છીયે તેથી એ મદદ લેવા લાયક છીયે–"

આમ માદીકરી વાતો કરતા હતા એટલામા ઝુંપડીનુ બારણુ ઠોકે હચમચ્યુ, અને અવાજ થયા પેલો જ માણસ પાછો આવ્યો હશે એમ ધારતી સરયૂએ બારણુ ઉઘાડ્યુ " અરે ! આ તો એ ન્હોય એ તો પેલો લુચ્ચો કાપડીઓ ! " તે બોલી ઉઠી

સરયૂમાતાની ઝુંપડી બજારથી જરાક દૂર હતી ત્યાથી પાસે જ મુરલીધર મારવાડીની કાપડની દુકાન હતી એ મુરલીધર જ અત્યારે બે કસબી કીનારી વાળી બનારસી ઓઢણી ના પૈસા

ઉલ્કાપાત ( સચિત્ર નવલકથા ) રૂ ૨–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

હતો સરયૂએ બારણ ઉઘાડ્યુ એટલે એણે એને ઓરણી આપી ને [illegible] એને મારે જ આણી હતી

" અરે ભગવાન ! મ્હારે માટે એ હોય જ ક્યાથી ? " સરયૂએ ઉદ્ગાર કહાડ્યો

મુરલીધરમા તુચાઈ હતી કે નહી તે તો કહી શકાય નહી પણ સરયુએ શુ કહ્યુ એ તે સ્હમજી શક્યો નહી

" આ ત્હમે શુ બોલો છો ? એક ગૃહસ્થ હમણા જ મ્હારી દુકાને આવ્યો હતો અને એણે ઓરણીના પૈસા આપી એ ત્હમને પહોંચાડવાનુ મ્હને કહ્યુ હતું-" મારવાડી આનો થતો બોલ્યો

' ત્યારે તો નક્કી પેલા ત્યાનુ ગૃહસ્થનુ જ એ કામ-એણે જ મ્હારે માટે એ ખરીદ કરી અને અહીં મોકલાવી " સરયૂ બોલી

સરયૂના પિતા છતા, મુરલીધરને એ સારી પેઠે ઓળખતા હતા એમની સ્થિતિ જ્યારે સારી હતી ત્યારે એ મારવાડી ચાર રૂપીઆના કાપડના આઠ રૂપીઆ પદર આના અને ૭ પાઈ લેતો અને એ વેપારમા એ બે જ આના કમાયો છે એવા સોગન ખાતો

" મુરલીધર, ત્હમે પેલા ગૃહસ્થને ઓળખો છો ? " સરયૂએ પૂછ્યુ

" ત્હમે ઓળખતા નથી ?" મારવાડી બોલ્યો

" ના, અમે તે જાણતાં નથી "

" મ્હેં જાણ્યુ એ ત્હમારો સગો હશે પણ, બ્હેન, હુ તો ઓળખતો નથી "

જેમ હોય તેમ ખરૂં પણ અત્યારે તે મારવાડીએ નફાનો વેપાર કર્યો હતો, અને તેથી મનમા હરખાતો હરખાતો એ દુકાન ભણી વળ્યો

મળેલો રૂપીઓ વટાવી માતાને સારૂ ખાવાની ઉપયોગી વસ્તુઓ લેવા સરયૂ બજારમાં ગઈ આવતા દીવેલ લેતી આવી અને દીવો સળગાવ્યો માતાને સારૂ ગગડી ઉપર ખાવાનુ કરી આપ્યુ પછીથી ભોય ઉપરથી કચરો વાળતા એક કાગળનો કકડો એને જડ્યો તે લઈ એણે એની માને બતાવ્યો, અને ' એ શુ છે ? કહી પૂછ્યુ માએ તરત જોઈને કહ્યુ -" આ તો કરન્ની નોટ છે !"

" મ્હને લાગે છે એ અહીં ભૂલી તો નહી ગયા હોય !' સરયૂએ સૂચના કરી

" એ અહીં ત્હારે માટે જ મૂકી ગયા હોય એવુ લાગે છે એ ઉપર કંઈ નામું લખ્યુ છે " સરયૂની મા ઉચ્ચ કુટુંબની હોવાથી વાચી શકતી

" બા એ કોણ હશે ?" સરયૂએ કુતૂહલથી પૂછ્યુ

નોટ ઉપર એમનુ નામ પણ લખેલુ છે અને કોઈ એને ચોરીની નોટ ન ઠરે તેથી પોતાની સહી એના ઉપર કરી છે એમનુ નામ ત્રિભુવનનાથ છે "

બીજે દિવસે સરયૂ અને એની માતાએ શ્રીરામપુર અને એની પરાઓમા બધે ત્રિભુવનનાથની તપાસ ચલાવી પણ એ નામનો કોઈ માણસ છે કે નહી એ પણ કોઈ કહી શક્યું નહી

લીલાવતી જીવનકલા રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

એમણે એ નોટ વટાવી નહી અને પાસે જીવની પેઠે સાચવી રાખી. એ ગરીબ હતાં ખરા, પણ લોભની વૃત્તિ એમને કદી થઇ ન્હોતી

૨

સરયૂની માતાથી રાતે જરા ખવાયું ખરૂ, પણ એ માંદગીમાથી પથારી ખએગી ઉઠે એમ લાગતુ ન્હોતુ પહેલા એમણે સપત્તિના સૂર્યની ઉષ્મા અનુભવી હતી હમણા ગરીબાઇની ઠંડી એમા એ પડ્યા હતા આમ તનનુ તેમ જ મનનુ દુ ખ એને અસહ્ય થયું હતું રોગ દિવસે દિવસે વધારે ફાવતો ગયો અને એની ઘડીઓ આ પૃથ્વી ઉપર ગણાવા માડી

આ અણીની વખતે ઇગ્લડથી ખબર આવી કે પ્રીવી કૌન્સીલે એમનો દાવો સાભળ્યો અને બધા ખર્ચ સાથે એમની મિલકત એમને પાછી મળશે બાબૂ દીનાનાથ મિત્ર જે વકીલ હાઇકોર્ટમા એમનો કેસ લડ્યા હતા તે જાતે એ ખબર કહેવા આવ્યા આ આનન્દના સમાચારથી સરયૂની માતાના બેશી ગયેના ગાલ ઉપરથી આસુની ધારા ચાલી

"હવે હોલવાયના દીપકમા તેલ પૂરવુ નકામું છે આ ખુશ ખબરથી હું બચવાની નથી હવે મ્હારી જીવનદોરી તૂટશે, પણ મ્હને સતોષ છે કે સરયૂને હવે ભૂખે મરવુ નહી પડે—ના, પણ તેની શી ખાત્રી ? એ હજી બાલક છે એની મિલકત બધી કોણ સભાળશે ? મ્હારી આખ બાબુજી, ત્હમારી ઉપર ઠરે છે આ મરણ પથારી ઉપર હું ત્હમને આ છેલી પ્રાર્થના કરૂ છુ કારણ કે આખા જગતમા મ્હારી નિરાધાર સરયૂનુ બીજુ કોઇ નથી—"

દીનાનાથ બાબુ આબરૂદાર સદ્‌ગૃહસ્થ હતા અને સરયૂના પિતાના મિત્ર થતા હતા જ્યારે એમની અવસ્થા ગરીબ થઇ ગઇ ત્યારે અપીલનો ચૂકાદો થતા સુધી એમને પોતાને ઘેર રહેવા એમણે બહુ કહ્યુ હતુ, અને માતાતુલ્ય ગણવા ખાત્રી આપી હતી પણ એ સૂચનાને એ સ્વીકારી શકી નહી આખર ખર્ચ માટે કઇ મદદ સ્વીકારવા દીનાનાથ બાબુએ વિનવ્યુ પરતુ "હજી હમણા તો મ્હારી કને થોડુક છે તેથી જ્યારે મ્હારે કઇ ખપ પડશે ત્યારે ત્હમને જ કહીશ" એમ કહી એ વાત એણે ઉડાવી પણ એના વાનીભાવનુ તેથી એમણે આખા જીવનમા પહેલી અને છેલી મદદ સ્વીકારી હતી

અત્યાર સુધી દીનાનાથ બાબુને એમની આવી સ્થિતિનો જરાયે ખ્યાલ ન્હોતો તેથી એમને બહુ લાગ્યુ અને વળી સત્યવાનાની માતા આમ હાથ જોડી એમની પાસે માગણી કરે એ જોઈ એમનું હૃદય હલમલી ઉઠ્યુ

ગદ્‌ગદ્‌ સ્વરે બાબુ બોલ્યા—"મ્હને કહો મ્હારે શુ કરવાનુ છે તે હું ત્હમારી સેવામાં છુ અને મ્હને કહેશો તે કરીશ—"

"હું હવે સરયૂમાતાને મૂકી બીજા લોકમા જવાની છુ મ્હારા ભગવાનજીનુ તેલ પોર્ટમાં સાચુ કર્યુ છે અને બધી મિલકત વ કુની થઇ છે તે ત્હમે સભાળશો, અને સરયૂ પણ ત્હમારી પુત્રી માફક ગણજો એ મ્હારી અતિમ પ્રાર્થના છે એવુ મ્હને વચન આપશો એટલે હું શાન્તિથી મરીશ—'

કવિતાપ્રવેશ. રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ

'હું પરમેશ્વરના સમ ખાઇ કહું છુ કે સરયૂ આજથી મ્હારી પુત્રી છે, અને મ્હારી કુજમાના જેની જ એની સભાળ લઇશ આપણા આત્મા જ આના સાક્ષી છે—"

દીનાનાથ બાબુની આખમા આ વખતે ત્હેણે આસુ જોયા અને એને પૂર્ણ શ્રદ્ધા આવી એના ફીક્કા હોઠ ઉપર શાન્તિ તથા આનન્દનુ આછુ હાસ્ય ફરક્યુ પરતુ એ હાસ્યમા ઝાઝે મૃત્યુનો પડછાયો જણાયો

દીનાનાથ બાબુએ એના પતિના ઘરનો કબજો મળતા સુધી પોતાને ત્યા રહેવાને ફરીથી એને વિનવી પરતુ, જે ખુમારીએ એને પહેલી પ્રાર્થનાનો અસ્વીકાર કરાવ્યો હતો તે ગરીબાઇની ખુમારી હતી હવે ભાગ્યનો સૂર્ય ફરીથી ઉગવાનો થયો એટલે ખુમારી જતી રહી, અને હવે બાબુને ઘેર રહેવામા એને કશુ અણુઘટતું લાગ્યુ નહી.

સરયૂબાલા અને એની માતાને એ પોતાને ઘેર લઇ ગયા. ધુરંધર વૈદ્યોએ સારવાર કરી, પણ એ બચે એમ લાગતુ ન્હોતુ થોડા દિવસ જીવન અને મૃત્યુનુ જબ્બર યુદ્ધ ચાલ્યુ. આખર એ આ દુનિયામાથી ચાલી ગઇ !

સરયૂને હમ્નક ધીમે ધીમે બધી મિલકત થઇ પણ હજીએ ન્હાની હોવાથી એને એકલી એના ઘરમા રહેવા દીધી નહી, અને સરયૂએ એમના ઘરમા જ રહેવા માડ્યુ

જીલ્લાના કલેક્ટરને બધી મિલકત પાલ્યપાલકખાતામા સોપવા વિચાર હતો પણ દીનાનાથે ધાર્યું કે સરકારી નોકરો સરયૂનુ હિત પોતાની પેઠે બરાબર જાળવશે નહી, તેથી કલેક્ટરનો વિચાર જેમતેમ કરી ફેરવાવ્યો અને બધી વ્યવસ્થા પોતાના હાથમા લીધી.

હવે સરયૂને પરણાવવી એ જ વાત બાકી હતી દીનાનાથ બાબુ બ્હેલુ લગ્ન કરાવવા ખુશી ન્હોતા અને બીજુ કોઇ સરયૂનુ સગુ એ બાબત ઉતાવળ કરે એમ પણ ન્હોતુ તેથી એના કુમળા મનને શુદ્ધ કેળવણીનો પટ દઇ ઉચ્ચ કરવા જ એમણે ખાસ ધ્યાન આપ્યુ

૩

પાચ વરસ વહી ગયા અને સરયૂ સોળ વરસની થઇ એની બાળપણાની મસ્તી જતી રહી અને મ્હો ઉપર શરમના શેરડા પડવા માડ્યા હવે દીનાનાથ બાબુ કોઈ યોગ્ય વર શોધવાની ચિંતામા પડ્યા પહેલા લગ્નના વિષય ઉપર એનુ હૃદય જાણવા પછી જ કઇ પણ કરવુ એમ નિશ્ચય કરી સરયૂના હૃદયનુ ઉંડાણ ખોળી વળવા પોતાની પુત્રી કુજમાલાને એ કામ સોપ્યુ

કુજ સરયૂની બાળમૈત્રિ બ્હેનપણી થઇ હતી બન્ને સમોવડીયા હતા, અને એકબીજા વગર ઘડીએ ગમતું નહી પરસ્પર અન્યોન્ય માટે પ્રાણ પાથરતા દીનાનાથે પોતાના મનની બધી વાત કુજમાલાને કહી

"પિતાજી, કોઈ રાજકુમાર પસંદ કરીને છે ?" એક દિવસ કુજ શરમાતા શરમાતાં બોલી

"ના એ નામના કોઇને પણ હું ઓળખતો નથી પણ ત્હાર એમ પૂછવાનુ શુ કારણ ?" દીનાનાથ બાબુ વિસ્મયમા ગરક થઇ બોલ્યા

---

કૃષ્ણચરિત્ર ૧-૮-૦ એન એમ ત્રિપાઠી, એન્ડ કંપની, મુબાઇ

"સરયૂ શશીભૂષણ સિવાય બીજા કોઇને વરવાની નથી "

"કોઈ નહી, ને આવા અજાણ્યાનું ઓળખાણ સરયૂએ ક્યાંથી કર્યું હશે ?",

કુંજ નીચું જોઇ રહી અને એના પિતાને રથયાત્રાની રાતે જે વાત થઇ હતી તે સરયૂ કનેથી સાંભળ્યા પ્રમાણે રજેરજ કહી

દીનાનાથે શશિભૂષણની પ્રશંસા કરી, પણ બોલ્યા—"સરયૂને કહેજે કે એ ભૂલે છે. એના ઉપકારથી દબાઇ જઈ એને પરણવાનું ધારે તે યોગ્ય નથી પ્રસંગ આવ્યે ઉપકારના ઋણમાંથી છુટવા જે કરવું પડે તે કરવું પણ એટલા ઉપરથી એના પાણિગ્રહણની આશા રાખવા જેટલો એને જરાયે હક્ક મળતો નથી વળી તે ઉપરાંત હેની વય કેટલી છે અને નાત કઇ છે તે પણ કોઇ જાણતું નથી અને કોણ કહી શકે કે હેને સ્ત્રી કે સંતતિ કંઈ નથી ? ખરેખર એ પરણશે કે કેમ તે પણ કોણ જાણે ?"

"પિતાજી, સરયૂને ખબર છે કે એમાં બહુ સંભવ નથી પણ પેલી રાત્રિના પ્રસંગ પછી શશીભૂષણની મૂર્તિ એણે પોતાના હૃદયમાં પધરાવી છે અને પૂર્ણ ભાવથી એને દેવસમી પૂજે છે એ કહે છે કે જેણે સંકટમાં મ્હારો હાથ ઝાલ્યો તે જ મ્હારા આયુષ્યભરના પ્રવાસમાં ભાગ્યે જ એક દિવસ એને મ્હારી આગળ સંભાર્યાં વગર ગયો હશે મ્હને લાગે છે કે એના સિવાય બીજું કોઇ એને પરણી સુખી થવાનું નથી "

દીનાનાથ બાબુને લાગ્યું કે આ વેવલાની ચિકિત્સા બરોબર સવેળા થવી જોઇએ અને તેમાં શશીભૂષણની તપાસ કરવાનું એમને વધારે જરૂરનું લાગ્યું

તે કલકત્તે ગયા અને શશીભૂષણની તપાસ ચલાવી પોતાના મિત્રોને પણ તે ખબર કાઢવા કહ્યું પોતાના અસીલોને ચારે તરફ લખી દીધું અને વર્તમાનપત્રોમાં નીચે પ્રમાણે જાહેરખબર આપવા માંડી —

"બાબુ શશીભૂષણરાયને નીચેને સરનામે એક અગત્યની બાબતમાં મળવા વિનવવામાં

"આવે છે એ બાબત બન્ને તરફને બહુ આનન્દકારક નીવડવા સંભવ છે "

પરંતુ અભાગ્ય સુંદરીમાં જ્યાં જ્યાં જોર ચલાવી ત્યાંથી આશા પડે એવી એકે ખબર મળી નહી દિવસ ઉપર દિવસ જતા મહિના અને એમ કરતાં વર્ષો વહી ગયાં પણ ભાઇ મળવા આવ્યા નહી

આ અરસામાં સરયૂબાના ઉપર મ્હોટી આપત્તિ આવી પડી દીનાનાથ બાબુના મૃત્યુએ એને શોકમાં ગુંગળાવી નાખી, અને જાણે ફરીથી પિતા વિહોણી થઇ હોય એમ નિરાધાર થઇ ગઇ શ્રાદ્ધ વિગેરે પરવાર્યાં પછી સરયૂ પોતાના ઘરમાં રહેવા ગઇ અને પોતાનું બધું પોતે જ સંભાળવા લાગી દીનાનાથ બાબુની સંભાળથી બધી મિલ્કત સુવ્યવસ્થિત બની હતી

બધી વ્યવસ્થાની લગામ પોતાના હાથમાં લીધા પછી પહેલું કામ સરયૂબાળાએ એ જ કર્યું કે નિરાધાર અને અનાથ માટે એક આશ્રમ બાંધવા બે લાખ રૂપીઆ એણે સરકારને આપ્યા અને એ આશ્રમનું નામ "શશીભૂષણ આશ્રમ" રાખવાની શરત કરી

# ડૉ. બૂકર ટી વૉશિંગ્ટનનું શિક્ષણમય જીવન.

લેખક–રા. જયન્ત.

## મનુષ્ય અને વસ્તુથી મળતુ શિક્ષણ.

દૈવયોગે મારૂ સર્વ જીવન જ એક વિચિત્ર, પચાતીવાળા પણ મહત્વના પ્રશ્ન સાથે ગુંથાયલુ છે આરંભમા તો મને તે મારૂ દુર્દૈવ જ હોવાનો ભાસ થતો અરે, મારૂ કમનશીબ જ છે એમ લાગતું મારો જન્મ ગરિબીમા થવાથી જેટલું સંકટ હુ માનતો હતો તેના કરતા સેંકડો ઘણુ સંકટ મારો જન્મ નીગ્રો કુળમાં થયો તે માટે માનતો, પરતુ મનની એ સ્થિતિનુ વર્ણન વિચારકથન કરવાની વાત તો ઠીક છે, પણ મને પોતાને તે સ્વીકારી લેવામા કંઈ પ્રાણ આવતા કારણ મારૂ અંત:કરણ મને કહેતુ કે, જે સ્થિતિમા જન્મ થયો હોય તે સ્થિતિ વિષે કોઈપણ માણસ કમકમાટ ગાવા રોગે–રોતા રહે તો તે તેની દુર્બળતા અને કાયરતાનુ તે એક લક્ષણ છે ત્યાર પછી મને એટલે સુધી ખાત્રી થઇ કે, તેવી માન્યતા દુર્બળતા અને કાયરતાના લક્ષણરૂપ છે, એટલુ જ નહિ પણ તેવી સમજ કે માન્યતા થવી એ જ એક મોટામા મોટી ભૂલ છે અમેરિકાના નીગ્રોને જેમ કેટલીક બાબતોમા પ્રતિકૂળતા છે તેમ કેટલીક બાબતોમા અનુકૂળતા પણ છે એમ મને જણાયુ અને તે સાથે મારો દૃઢ મત એવો થયો કે, જે સગવડ કે તક મળવામા નીગ્રોને બહારથી બીજાઓ તરફથી અટકાવ થાય છે, તેની ઉણપ એક નિષ્ઠા સ્વસામર્થ્ય અને આત્મબળથી જોઇએ તેવી રીતે દૂર કરી શકાય છે

ગાળામા હું એક વાત શીખ્યો છુ તેપરથી ઉપરોક્ત કથન વધારે સ્પષ્ટ થશે મારા શિક્ષકે એક દિવસે વર્ગમા શિક્ષણ આપતા કહ્યુ કે, વરાળ કે બીજી કોઈ પણ શક્તિ ગમે તેવી રીતે છોડી મુકી વ્યર્થ જવા દેવામા આવે છે તો તેનુ સર્વ બળ નષ્ટ થાય છે શક્તિને સચવી–પુરી રાખવી જોઇએ વરાળને બૉયલરમા પુરી રાખવામા આવે છે તો જ તેનાથી ચાલક શક્તિ ઉત્પન્ન થાય છે નીગ્રોના વિષયમા આ વિચાર યથાર્થ ઘટી શકે છે જાતિભેદથી જ્યા જ્યા નીગ્રો સાથે ભિન્ન ભાવથી વર્તવામા આવ્યુ છે, અને તેમને અડચણો વેઠવી પડી છે, ત્યા ત્યા તેમનામા વરાળ વધુ ને વધુ પ્રમાણમાં એકત્ર થતી ગયેલી છે, અને જ્યારે જ્યારે એ વરાળનુ યોગ્ય દિશાએ નિયમન થતુ ગયુ છે ત્યારે ત્યારે નીગ્રો જાતિના ઉન્નતિકાર્યમાં તેનુ બળ કેટલુ મહાન છે તે સ્પષ્ટ જણાઇ આવ્યુ છે પરંતુ તેથી જુદા જ માર્ગ [illegible] ભાષણમા અને વ્યર્થતામા તેનો વ્યય થયો છે, ત્યારે તેનાથી કંઇપણ સાર ફળ નીપજી શક્યુ નથી

સ્વતંત્રતા મળ્યા પછી નીગ્રો પ્રજાને જે ઉદ્યમો પડી તેનાથી તેમની ઉન્નતિને, મારા વિચાર પ્રમાણે પ્રતિરોધ થવાથી, હમેશ નહિ પણ એકંદરે ઉત્તેજન જ વધારે મળ્યુ છે, એ કથન પ્રથમ નવાઇ ભરેલું લાગશે, પણ તે સાચો છે દાખલા તરીકે છેલ્લા ભાગમા લખવાનું વાચનના ગોખવામા ગરીબી સદીની અંદર જ નીગ્રો પ્રજાએ જે પ્રશંસનીય સ્થાન મેળવ્યુ છે,

---

આત્મોદ્ધાર કિંમત રૂ ૧–૮–૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તેનુ ઘણુ ખરૂ શ્રેય ગુલામીના દિવસોમા એ જ્ઞાન પ્રાપ્ત કરવામાં જે અટકાવ હતો તેને છે એમ મને લાગે છે અનુભવ અને નિરીક્ષણથી મને એવુ જણાયુ છે કે, જે લોકો એકાદ જાતિ અથવા સમાજથી સુધારાની ઉત્તમોત્તમ બાબતો દાબી રાખવા ઇચ્છે છે તે જ લોકો ઘણુ કરીને તે જાતિ અથવા સમાજને મેળવી આપવામા ઘણી વખત સહાય આપે છે તાત્પર્ય એ છે કે, વિરોધ જ સહાયક બને છે માટી પોતાની જાતના દાખલાપરથી હુ ખાત્રીથી કહું છુ કે, બાલ્યાવસ્થામા શિક્ષણ સંપાદનાર્થ અને યુવાવસ્થામા અત્યામાની ટસ્કેગી સંસ્થાને ઉન્નત સ્થિતિએ લઇ જવા માટે મેં જે કંઈ અથાગ શ્રમ કર્યો હતો તે જો હુ બીજી સ્થિતિમા હોત તો જરૂર સહન કરી શક્યો ન હોત ખરેખરો પ્રકાર એવો છે કે, નીગ્રો બાળક એટલે જ—જ ! તે કદી શીખી શકે જ નહિ અને એકાદ મોટી શિક્ષણ સંસ્થા ઉભી કરી તેને સારી રીતે ચલાવવાનુ સામર્થ્ય નીગ્રો પ્રજામા લેશમાત્ર નથી, એવી આમ સમજ સર્વત્ર જણાઈ આવતી હોવાથી જ મેં જે કઇ ભગીરથ પ્રયત્ન કર્યો છે તે કરવાની મને પ્રેરણા થઇ હતી -

જગતની ભિન્નભિન્ન પદવી ધરાવતા લોકો સાથે જેમ જેમ મારો પરિચય વધતો ચાલ્યો તેમ તેમ મને સમજાવા લાગ્યુ કે નીગ્રોની સ્થિતિ બીજાઓથી વિશેષ ભિન્ન નથી યશસ્વી લોકોમાના ઘણાઓને હરકતો સહન કરવી પડી છે અને વિકટ પ્રશ્ન ઉકેલવા પડ્યા છે હરકતો સામે ઝઝુમવામા અને કઠીન પ્રશ્નોના નિર્ણયોમા તેમને માનસિક બળ અને વિશદ બુદ્ધિનો જે લાભ થયો છે તે સુખથી જીવન વ્યતિત કરનારાઓના ભાગમા ભાગ્યે જ આવે છે અનુભવના અંતે મને એવુ જણાઇ ચુક્યુ છે કે, જે માણસને દરરોજ મુશ્કેલી ભરેલી બાબતો અને પ્રસગો સાથે ઝઝુમવુ પડે છે તેવાઓની દયા ખાવાનુ કઇ કારણુ નથી, ઉલટુ જેમને કોઇ બાબતનો વિચાર કરવાનો નથી તેમની જ દયા ખાવી જોઇએ કમનસીબ વિચારોનુ કે સદ્વૃત્તિને મૂલ્યવાન બનાવી તેની વૃદ્ધિ કરવી, નૈસર્ગિક શક્તિનુ અનુશીલન કરી તેનો વિકાસ કરવો અને જીવનનું રહસ્ય જાણી લઇ જીવનના સ્વામી બનવુ એમાંનુ કંઇ જ કરવાનો તેને અવસર મળતો નથી અર્થાત્ સુખી મનુષ્ય એક દૃષ્ટિએ દુર્ભાગી જ છે હાલમાં તો મારૂ જીવન એક વિશેષ પ્રશ્ન સાથે જોડાયલુ હોવાથી જ કેવળ ખાસ તક મળી હતી એવી મને ખાત્રી થવા લાગી છે લખનાર તરીકે જગતનો અનુભવ લેવાની-વિસ્તૃત શિક્ષણ સંપાદન કરવાની મને ખાસ સંધી મળી છે તેવી જ રીતે જો મારો જન્મ ગુલામકુળમા થયો ન હોત તો અતિ અશિક્ષિત લોકોને દિનપ્રતિદિન અધિક સહવાસ થવાનો તથા તેમની સ્થિતિનુ પ્રત્યક્ષ જ્ઞાન થવાનો પ્રસગ મને કદી પણ મળ્યો ન હોત મ્હારા આરંભના અનુભવોમા સર્વમા શ્રેષ્ઠ અનુભવ કહું તો મને પૂર્વે ગુલામી જીવનમા રહેલી નીગ્રો પ્રજામા હળીમળીને ચાલવાની સંધી મળી તથા તેમના પાસેથી ઘણી વાતો શીખવાની મળી એ જ છે હાલમાં પણ મને એક કિંવા અરધા દિવસનો અવકાશ-સગવડ મળે છે તો શહેર અથવા આગગાડીના રસ્તાથી કેટલાક માઇલ દૂર આવેલા ગામડામા હુ જાઉ છુ અને મારો વખત નીગ્રો ખેડુત તથા તેમના આપ્તજનોના સહવાસમા વ્યતીત કરૂં છુ એથી જે સાચુ સુખ અને સતોષ

સ્નેહમુદ્રા રૂ ૧-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

મને મળે છે તે અન્ય કોઈ પણ બાબતથી મળતુ નથી ઘણી વખત મને એવુ પણ લાગ્યુ છે કે, જો હું શુનામકુળમા જન્મ્યો ન હોત અને શુનામોના બાગમા રહેતો ન હોત તો કુદરતનુ નિરીક્ષણ કરવાની, ભૂમિપર પ્રેમ કરવાની અને ગાય, કુક્કર, વૃક્ષ, પુષ્પ, પક્ષી, રૂમી કિટકપર પ્રેમભરના રાખવાની સધી મને કદી પણ મળી ન હોત મને હમેશ ઘર બહાર ખુલ્લી હવામા રહેવાનુ ઘણુ ગમે છે તેનુ કારણ ઘણા અંગે એ જ હોવુ જોઇએ કે, હુ બહુધા ખુલ્લી હવામા જ ઉછર્યો અને મારૂ બાલ્યજીવન ખુલ્લી હવામા જ પસાર થયું છે. તેવી જ રીતે ભિન્ન ભિન્ન પ્રકારના પશુ મરઘા, બતકો વગેરેનો મને તદ્દન નાનપણથી જ શોખ છે હુ બાલ્યાવસ્થામા તથા ગુલામગિરીમા હતો તેજ વખતથી મને પ્રાણીવર્ગ સાથે નિકટ અને હૃદયસ્પર્શી પરિચય થયેલો છે

બાલપણમા ગુલામ હતો ત્યારે મારી માતાનુ ધ્યાન ઘણુ જ ઓછુ થતુ કારણ પોતાના બાળકોને છોડી પરોઢીએ તેને કામપર જવુ પડતુ હતું માતા જલદી જતી હોવાથી નાસ્તો મેળવવામા મને વારવાર પચાત પડતી એથી જાનવરો સાથે મને પ્રથમ પરિચય થયો, તે વખતે બાગમાં ગાય ને અને કુક્કરોને મકાઈ બાફીને ખવડાવવામા આવતા કદી કદી મને નાસ્તામા કંઈ જ મળેલુ હોતુ નહિ ત્યારે હુ ગાયો અને કુક્કરોને જ્યા મકાઈ ખવડાવવામા આવતા ત્યાં જઈ બફાયલા મકાઈનો જ નાસ્તો કરતો, અથવા કદી કદી મકાઈ બાફવાની જગ્યાએ જઈ હુ મારો હિસ્સો જાનવરોના પહેલા જ લેતો હતો કોઈ વખત જાનવરોને મકાઈ મળનારા સ્થાને જવામા મોડો થતો ત્યારે આગની તથા ગમાણની આજુબાજુ છરાયલા મકાઈ મળતા અને તેટલાથી મને સતોષ થતો કેટલાકને લાગશે કે અન્ન મેળવવાનો એ કાંઈ સારો માર્ગ નથી, પણ સામાન્ય જનસમાજ તરફ દુર્લક્ષ કરતા એમા વાસ્તવિક રીતે કંઇ ખોટ છે એમ મને લાગતુ નથી સારા બફાયલા મકાઈ જેણે ખાધા હોય તે જ તેનો સ્વાદ સમજે હમણા પણ બફાયલા મકાઈનાં વાસણો મારી પાસેથી જાય છે તો તેમાથી થોડા દાણા મુખમાં નાખ્યા સિવાય મારાથી રહી શકાતુ નથી

હમણા જો કે હુ ઘણો થોડો જ વખત ખુલ્લી હવામા ગાળી શકુ છુ એ ખરૂ છે તો પણ હાલમા જે કામ કરવાની શક્તિ અને ધારતા સાધના છે, તેનુ સર્વ શ્રેય કરનાર ખુલ્લી હવામાં રહેવાની પ્રિયતા છે એમ મને લાગે છે સરાસરીથી જોતા રોજ એક કલાક કરતાં વધુ વખત હું ખુલ્લી હવામા ગાળી શકતો નથી, પણ એ એક જ કલાકનો બને છે તેટલો વિશેષ લાભ મેળવી લઉ છુ એ કલાક ક્યારે આવશે અને એ કલાકમા શુ શુ કરીશ વગેરે દૂરના વિચારોથી પણ મને ઘણુ સુખ થાય છે

ટસ્કેગીમા ઘેર હોઉં છુ ત્યારે પરોઢીએ ઉઠી બાગમા ફરવામા અથવા બતકો, કુક્કરો, ગાયો વગેરેને જોવામા અરધો કલાક ગાળુ છુ તેમાથી જ સત્ત્વ સારી રોજ પ્રાત કાળે કેટલા ઇંડા ઉત્પન્ન થયા તે જાતે જોઉં છુ હું ઘેર હોઉં છુ ત્યારે એ કામ મારાસિવાય બીજા કોઇને હુ કરવા દેતો નથી છોડવાઓને નવીન પલ્લવ ફૂટેલા જોતા મને જેવો આનંદ થાય છે.

સાક્ષરજીવન રૂ. ૨-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઇ

નેવો જ આનંદ નવીન ઇંડાં હાથમાં લીધાથી મને થાય છે અનુમાન અને ફળ, આકાંક્ષા અને તૃપ્તિ એ ઉભય બાબતો મને ઘણી સુખકર થાય છે આજે કેટલાં ઇંડાં મળશે અથવા કેટલાં નાનાં બચ્ચાં ઇંડાંનાં ખોખામાંથી નીકળે છે તે હું દિવસના આરંભમાં જ જોઉં છું

મરઘી અને બતકોની જુદીજુદી જાતિ વિષે મને ઘણી શ્રદ્ધા છે સંસ્થાએ પોતાના કંપાઉન્ડમાં અને બતકખાનામાં પ્રાણીઓની જુદી જુદી જાતો પાળી છે, તો પણ હું ઘેર તેની કેટલીક વિશિષ્ટ જાતો પાળું છું કુક્કર એ મારૂં પ્રિય પ્રાણી છે વાચકોને એ વાત કેવી રીતે રૂચશે તે હું કહી શકતો નથી પણ તે સાચી છે કેટલાક સાધારણ જાતિના કુક્કરો—ચેશાઇર બર્કશાયર અને પોલાંડ—ચાયના જાતિના કુક્કરો હું પાળું છું તેમની વૃદ્ધિ દરમ્યાનતે કેવી થાય છે તથા તેમાં વધારો કેવી રીતે થાય છે તે જોઇ મને ઘણો આનંદ થાય છે

પુસ્તકોથી જે કંઇ શિક્ષણ મળ્યું છે તેનાથી ઘણું વધારે શિક્ષણ વસ્તુના પ્રત્યક્ષ સંબંધનથી મને પ્રાપ્ત થયું છે વસ્તુને સ્પર્શ કરી જોવી તથા હાથમાં લેવી એ મને ઘણું ગમે છે છોડવાઓની વૃદ્ધિ અને જાનવરોની ચાલ તથા સ્વભાવ જોવામાં મને મોજ પડે છે તેવી જ રીતે સુથાર જેમ લાકડાને વાપરે છે, લોહાર જેમ લોખંડને જુએ છે અથવા ખેડુત જેમ જમીનનો ઉપયોગ કરે છે તેમ વસ્તુ સાથે બને તેટલો પ્રત્યક્ષ વ્યવહાર કરવાનો મને વિશેષ શોખ છે હું સ્વાનુભવપરથી કહું છું કે, આપણી ચોતરફના પદાર્થ માત્રનો પ્રત્યક્ષ પરિચય કરી લેવો એ વધુ જરૂરનું અને ફાયદાનું છે કેટલાક વર્ષપર લખેલા *Up from Slavery* ( ડૉ બૂકર ટી વૉશિંગ્ટન એમનું આત્મચરિત પ્રકાશક સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય ) નામના પુસ્તકમાં મેં મારી પૂર્વ વયની વાત લખેલી છે અથાગ પરિશ્રમ કરી મ્હેં શિક્ષણ કેમ મેળવ્યું, ટસ્કેગી નૉર્મલ એન્ડ ઇન્ડસ્ટ્રીયલ ઇન્સ્ટીટ્યુટ સંસ્થા કેવી પરિસ્થિતિમાં સ્થાપન કરી વગેરે સર્વે વર્ણન તે પુસ્તકમાં દર્શાવેલું છે ટસ્કેગી સંસ્થા સ્થાપન કરી તે વખતે મારૂં વાચન ઘણું જ થોડું હતું શિક્ષણ એ વિષયપરનાં ઘણાં જ થોડાં પુસ્તકો મેં વાંચ્યાં હતાં અને શિક્ષણ શાસ્ત્ર વિષે મને અતિ અલ્પ માહિતી હતી જનરલ આર્મસ્ટ્રૉંગ જેવા પ્રોત્સાહક ગુરૂના સહવાસમાં હૅમ્પટન સંસ્થા જેવી અદ્વિતીય શાળામાં શિક્ષણક્રમ પુરો કર્યા પછી ત્યાં શિક્ષક તરીકે કામ કરવાને હું ભાગ્યશાળી નીવડયો હતો તો પણ ત્યાં હું જે પદ્ધતિથી શીખવતો હતો, તે પદ્ધતિની તાત્વિક રચના સમજી લેવાનો મેં કદી પણ પ્રયત્ન કરેલો ન હતો, અને મેં મારી પોતાની નવીન સંસ્થા શરૂ કર્યા પછી મને જ્યારે આરંભમાં જ નવી નવી અને વિકટ અડચણો આવવા લાગી ત્યારે તે પદ્ધતિ કેવી રીતે લાગુ કરવી તેનો પણ મને કંઇ જ અનુભવ ન હતો, એમ કહીએ તો ચાલશે અર્થાત્ શિક્ષણશાસ્ત્રની મને જે કંઇ માહિતી મળી છે તે સર્વે ટસ્કેગી સંસ્થાની યોજના ઘડવા માટે તથા શિક્ષણપદ્ધતિને વ્યવસ્થિત તથા કાયમનું સ્વરૂપ આપવા માટે પ્રયત્ન કરતાં જ પ્રાપ્ત થયેલી છે

ટસ્કેગી સંસ્થાના કામ માટે દર વર્ષે મોટી મોટી રકમો એકત્ર કરવા માટે મારે ઘણું ફરવું પડતું અને સર્વે પ્રકારના લોકોમાં ભળવું પડતું હતું ઉચ્ચ પંક્તિના વિશ્વવિદ્યાલયોમાં

સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો રૂ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એંડ કંપની, મુંબાઈ

અભ્યાસ કરી તૈયાર થએલા, પુષ્કળ વાચન તથા પ્રવાસના લાભ મેળવી ચૂકેલા, એવા સુશિક્ષિત લોકોને મળવાનું બનતું ગયું ત્યાર મારામાં રહેલો ખામી મને સ્પષ્ટપણે જણાવા લાગી. મને સમજાયું કે, જે વાતોમાં મારૂં જ્ઞાન અતિ મલિન પ્રકારનું છે તેવી કેટલીએ વાતોમાં તેઓ અસ્ખલિતપણે સહેલાઇથી બોલી શકે છે. તેઓ પોતાના ભાષણોમાં કેટલાક ગ્રંથકારોના વચનોનો વારંવાર ઉલ્લેખ કરતા, પરંતુ મેં તેમના ગ્રંથ પણ વાંચ્યા ન હતા અને કેટલાક ગ્રંથકારોના નામ પણ પૂર્વે કદી સાંભળ્યા ન હતા. તેથી મારા દોષનું જ્ઞાન મને સારી રીતે થયું અને હું એ વિષે જેમ જેમ વધારે ને વધારે વિચાર કરવા લાગ્યો તેમ તેમ અધિકાધિક ઉદાસ અને ખિન્ન થવા લાગ્યો. પરંતુ મેં સ્વીકારેલું કાર્ય હું ચાલુ રાખું, અને મહત્વની જણાની બાબતો ઉપલબ્ધ કરૂં તો હું ગમે તેવી વ્યવસ્થિત રીતે એકાગ્રતાથી અભ્યાસ કરૂં તોપણ વિનો સુશિક્ષિત લોકોના પુસ્તકી જ્ઞાનની બરોબરી કરવામાટે મને કદીપણ વખત મળી શકે તેમ નથી એ લક્ષમાં આવતું અને મને ઘણું જ ખરાબ લાગતું. તોપણ કેટલાક સમય પછી મને જણાયું કે, જ્યારે હું કેટલીક બાબતોમાં મોટામોટા સુશિક્ષિત લોકો કરતાં ઉતરતો છું ત્યારે કેટલીક બાબતોમાં તો તેમના કરતાં શ્રેષ્ઠ છું. જાતિ અનુભવથી **જીવનના એકાદ અંગનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવી રહેલો પુરુષ પોતાના જીવન વિષયક સર્વ જ્ઞાન કેવળ પુસ્તકોદ્વારા મેળવી રહેલા લોકો કરતાં ઘણો જ શ્રેષ્ઠ હોય છે.** પુસ્તકી જ્ઞાનનો ઉપયોગ કરી અથવા ગ્રંથકારોના વાક્યો અને વચનો પાઠ કરી હું જે કંઈ કહી શક્યો હોત તે કરતાં સ્વાનુભવ અને નિરીક્ષણનો ઉપયોગ કરી મેં તાળ જેવી વાતો કરી હું મારી બાબત અધિક સ્પષ્ટતાથી તથા અસરકારક રીતે કરી શક્યો છું એમ મને લાગ્યું. એ સિવાય સૂક્ષ્મ વિચારોના અંતે એ પણ મારા લક્ષમાં આવ્યું કે ગ્રંથકાર બનનારો પણ પોતાના ગ્રંથમાં ખરેખર પોતાના સ્વાનુભવનો ઉપયોગ કરે છે અથવા જે કંઈ કલ્પના તેણે પ્રત્યક્ષ વ્યવહારમાં આચરી જોવાની હોય છે તેનું જ વર્ણન તે પોતાના પુસ્તકમાં કરે છે; અર્થાત્ તેમના વચનનો અથવા કલ્પનાનો ઉપયોગ કરવો તે બીજાના ચક્ષુએ અવલોકન કરવા જેવું બને છે. એનું પરિણામ એ આવ્યું કે, પુસ્તકી જ્ઞાનની મારામાં રહેલી ખામી મનુષ્ય અને વસ્તુના પ્રત્યક્ષ જ્ઞાનથી દૂર કરવાનો મેં નિશ્ચય કર્યો. હું તરત જ બોલી ઉઠ્યો કે **જીવંત સ્ત્રીપુરુષોનો જ હું અભ્યાસ કરીશ અને જગતમાં જે કંઈ ચાલી રહ્યું છે તેનું બરાબર નિરીક્ષણ કરીશ.** મારા કામમાંથી જ શિક્ષણ મેળવવાનો તથા મનુષ્યો સાથે વ્યવહાર કરવાનું શીખતાં જ જીવનનો અભ્યાસ કરવાનો મેં સંકલ્પ કર્યો. હું મારા પોતા પ્રત્યે જ બોલ્યો, **મળનારા પ્રત્યેક માણસપાસેથી હું કંઈ પણ શીખવાનો પ્રયત્ન કરીશ, તે જ માર્ગ શ્રેષ્ઠ છે એમ સમજી હું તેનું બરાબર અધ્યયન કરીશ અને તેનાથી કંઈ પણ શીખી લાભ મેળવી લઈશ.** એવી રીતે માણસો પાસેથી શિક્ષણ મેળવવાના મેં બુદ્ધિપૂર્વક પ્રયત્ન શરૂ કર્યા. મોટા અને નાના, દુર્જન અને સજ્જન એવા સર્વ પ્રકારના લોકો પાસેથી હું કંઈને કંઈ વાતો શીખ્યો, હું જેમ જેમ માણસોનો બરાબર અભ્યાસ કરવા લાગ્યો અને તેમને સારી રીત ઓળખવા લાગ્યો તેમ તેમ માનવજાત મને વધારે પ્રિય લાગવા -

---

[1] સમાજદર્પણ (નાટક), રૂ ૦-૧૨-૦, એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

મારી. એટલુ જ નહિ પણ પ્રત્યેક પ્રકારના માણસ પાસેથી કંઈ શીખી શકાય છે એ તત્વ મગજમા પૂર્ણ રીતે સ્થિર થયેલુ હોવાથી મારી સાથે કોઇ ખરાબ રીતે વર્ત્યુ હશે અથવા મારૂં કોઇએ અપમાન કર્યુ હશે તો પણ મને તે માટે ક્રોધ થયો નથી તેમ તેથી મારી શાન્તિ પણ બગડી નથી. દાખલા તરીકે, કેટલાંક વર્ગઉપર સભ્યતા તથા ઔદાર્યનો મને જે પાઠ મળ્યો છે તે હુ કદી પણ ભૂલીશ નહિ ટસ્કેગી સંસ્થાવિષે થોડી ઘણી શ્રદ્ધા ઉત્પન્ન કરવાના ઉચ્ચ હેતુથી હુ એક મોટા શહેરમાં શ્રીમંતોની મુલાકાત લેતો હતો ત્યા હુ એક ગૃહસ્થને તેમની ઑફીસમા મળ્યો તે એકદમ મારી સાથે રોફથી તથા ઉપરોધિક રીતીથી બોલવા લાગ્યા તેમણે પૈસા આપવાને ના પાડી એટલુ જ નહિ પણ મારી જ્ઞાતિ વિષે તે એવુ કંઈ બોલવા લાગ્યા કે કોઈ પણ સભ્ય ગૃહસ્થ માટે પરજ્ઞાતિ વિષે એવી રીતે બોલવુ કદી પણ વાજબી ગણાય નહિ કેટલાક મીનીટ પછી તે જ શહેરમા હુ બીજા એક ગૃહસ્થને મળ્યો તેમણે મારૂ સન્માનપૂર્વક સ્વાગત કર્યુ, મારી મુલાકાત માટે એમણે મારો આભાર માન્યો અને મને સમજાવીને કહ્યુ કે મદદ કરવા જેવી પોતાની પરિસ્થિતિ નથી તેમણે બીજા ગૃહસ્થ કરતા-પહેલા ગૃહસ્થની મુલાકાતમા બમણા સમયનો વ્યય થયો આ ઉપરથી હુ એવુ શીખ્યો કે **અસભ્યતાથી ચાલવામા જેટલો વખત જાય છે તેનાથી વધારે વખત સભ્યતાથી ચાલવામા જતો નથી** ( સભ્યતાથી ચાલવા કરતા અસભ્યતામા જ વધુ વખત નિરર્થક જાય છે )

જગતનો અનુભવ લેવા માંડ્યા પછી ગોરાઓ પાસેથી જ નહિ પણ કાળાઓ પાસેથી પણ હુ કેટલીક વાતો શીખ્યો છુ પૂર્વવયમા ગોરા લોકો સાથે સકુચિત વૃત્તિથી અને દ્વેષથી વર્તન ચલાવનારાઓ તરફ હુ સહાનુભૂતિ રાખતો હતો પણ હુ એ કાળાઓનો બરાબર અભ્યાસ કરવા લાગ્યો ત્યારે મને જણાયુ કે સકુચિત વૃત્તિ તથા દ્વેષી વર્તનથી તેમને કઇ લાભ થતો નથી એવા વર્તનથી ગોરાઓનુ બગડતુ નથી અથવા કાળાઓ વિષે તેમના વિચાર પણ બદલાતા નથી તેથી ઉલટુ ગોરાઓ વિષે એવી વૃત્તિ રાખવાથી તેનો પ્રત્યાઘાત કાળાઓ ઉપર થઇ તે વિશેષ સકુચિત અને દ્વેષી બને છે

મારા અનુભવનો આ ભાગ લખવાનો એક હેતુ **ઉન્નતિના માર્ગે જનારા લોકોએ** પ્રતિકૂળ પરિસ્થિતિ કેવી રીતે અનુકૂળ કરી લેવી એ મારા જ્ઞાતિબધુઓના હિતાર્થ સ્પષ્ટ કરવુ અને ખૂચવી લેવામા આવેલી બાહ્ય વાતોની ખાત્રી સ્વસામર્થ્ય-આત્મબળથી કેવી રીતે દૂર કરવી એ બતાવવાનો છે

વસ્તુઓથી હુ કેટલુક શીખ્યો છુ એ ખરૂ છે પણ તેનાથી વધારે માણસો પાસેથી શીખ્યો છુ મારા સ્વીકૃત કાર્યપરત્વે દેશના અત્યન્ત ઉદાર મોટા મનના અને સાર્વજનિક કામને જીવન અર્પનાર મહાન પુરૂષો સાથે મારો સમ્બન્ધ જલદી થયો ગુરૂવર્ય જનરલ આર્મ સ્ટ્રોંગ જેવુ જ સ્થાન ધરાવનારા સ્વ વિલિયમ એચ બૅલ્ડવિન નામના એક સદ્‌ગૃહસ્થપાસેથી હુ સૌથી વધારે વાતો શીખ્યો છુ એ ગૃહસ્થ સાથે મારો કેવો સમ્બધ હતો એ વિષે થોડી હકીકત કહેતા સત્પુરૂષના સમાગમથી હુ શુ શુ શીખ્યો તે આપોઆપ જણાઈ આવશે

મૅરેજ કૅાસ્ટમ્સ અન્ડર ઍન્શીયન્ટ હિન્દુ લૉ રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

મી બેલ્ડવિનની પહેલી મુલાકાત હજી મારા લક્ષમા સારી રીતે રમી રહે છે, પણ તે ક્યારે થઇ તે ચોક્કસ યાદ નથી તે વખતે તેઓ દક્ષિણ રેલ્વેના વ્યવસ્થાપક અને ઉપપ્રમુખ હતા અને તેમની મુખ્ય ઑફિસ વૉશિંગ્ટન [ ડી સી ] મા હતી બોસ્ટનથી તેમનાપર તેમના પિતાનો એક પત્ર હુ લઇ ગયો હતો એક દિવસે સવારે તેમની ઑફીસમા જઇ તે પત્ર મેં તેમના હાથમા મુક્યો રીતપ્રમાણે તેમણે તે લક્ષપૂર્વક વાચ્યો પછી ટસ્કેગી સસ્થા અને તેનુ કાર્ય એ વિષયપર સભાષણ શરૂ થયુ થોડી જ મીનીટમા મારી એવી ખાત્રી થઇ કે, આજે એક ખરા ધાર્મિકની મુલાકાત થઇ છે મને તે વખતે ખરેખર લાગ્યુ કે, જેના મનમા લેશમાત્ર પ્રપચ કે કપટ નથી, જેનાથી હેતુ અને વિચાર છુપાવવાનુ અશક્ય છે, એવા પુરૂષ આગળ હુ ઉભો છુ પહેલી મુલાકાતમા તેમના વિષે મારા મગજમા બધાયનો વિચાર પછી કદી પણ ફેરવવાનો વખત આવ્યો નથી અને તે વખતે જન્મેલા પ્રેમભાવમા કદી પણ ત્રુટી પડી નથી

મી બેલ્ડવિને પ્રથમ ટસ્કેગીના કામમા કઇ વિશેષ શ્રદ્ધા બતલાવી નહી તેમણે કહ્યુ "હુ એક વખત આવીને તમારી સસ્થા બરાબર તપાસીશ અને ખરેખર તમે સારૂ કામ કરો "છો એમ મને જણાશે તો હુ તમને મારાથી બનતી મદદ કરીશ"

પહેલી મુલાકાત પછી થોડા જ દિવસમા અમે કઇ ખરૂ કાર્ય કરીએ છીએ કે નહિ તે જોવાનુ વચન તેમણે પાળ્યુ એક દિવસે તે સસ્થામા આવી પહોચ્યા અને સજ્જ થયેલા સત્તાધારી પ્રમાણે તેમણે સસ્થાની પ્રત્યેક શાખા પૂર્ણ રીતે તપાસી જોઇ સસ્થાની રચના અને વ્યવસ્થામા તેમને વણી ભૂલો જણાઇ આવી, પણ સસ્થા શુ સાધ્ય કરવા પ્રયત્નશીલ થયેલી છે તે તેઓ સમજ્યા અને તેમણે અંતમ મદદ કરવાનુ ઠરાવ્યુ ત્યારથી તેમણે સસ્થાને હરેક પ્રકારે મદદ કરવાની કોઇપણ સધિ વ્યર્થ જવા દીધી નથી સસ્થાની વૃદ્ધિ વિષે તથા કીર્તિ વિષે પ્રત્યેક બાબતમા સસ્થા સાથે સબધ ધરાવનાર કોઇપણ માણસ પ્રમાણે તેમને ઉત્સુકતા અને અભિમાન થતા હતા નીગ્રોની ઉન્નતિ વિષે લાગણી ધરાવનારા મી બેલ્ડવિનથી અધિક શ્રદ્ધાળુ પુરૂષ હજુ સુધી મને કોઇ મળ્યો નથી. ટસ્કેગીની છેલ્લી મુલાકાતમા મિસીસ વૉશિંગ્ટને મને એક દિવસે કહ્યુ, "જ્યારે એ અહીંથી જશે ત્યારે મને સારૂ લાગશે" આવુ બોલવાનુ તેને કારણ એટલુ જ હતું કે, તે ગૃહસ્થ સસ્થામાટે જે અતિ તલપાપડ થઇ રહેતા તે તેનાથી જોવાતુ ન હતુ તેમની સહાનુભૂતિ અતિ ઉંડી હતી સસ્થાના કાર્યનું મહત્વ તેમણે જાણ્યુ હતુ અને તેની સાથે જ સસ્થાની અડચણો તેમના ધ્યાનમા આવી હતી જોયેલી દરેક વાતથી તેમનુ અતઃકરણ પિગળતુ વિદ્યાર્થી અને શિક્ષકના વ્યવસ્થિત પ્રયત્ન જોઇ તેમનુ મન દ્રવતુ સસ્થાના વાતાવરણમાથી બહાર જઇ સસ્થાના કાર્યનો વિચાર સમજી દૈર્ઘ વિશ્રાતિ લેવાની તેમની પ્રકૃતિ માટે ખાસ આવશ્યકતા હતી, પછી તે જે રોગના ભોગ થઇ પડ્યા તે રોગે પ્રથમથી જ તેમને ઘેરી લીધા હતા, એની કલ્પના તે વખતે અમા રામાના કોઇને થઇ ન હતી

લલિતના કાવ્યો રૂ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

મી ઍ.ડ્કિને નીગ્રો સાથે તાદાત્મ્યરૂપ ધારણ કરી લીધુ હતુ એમ કહીશુ તો ચાલશે, " બીજી કોઇપણ જાતિ પ્રમાણે પોતાની જાતિને પણ જગતમા સન્માનનીય સ્થાન પ્રાપ્ત થવુ જોઇએ, " એ નીગ્રો મહત્ત્વાકાક્ષા સાથે એ તાદાત્મ્ય બુદ્ધિને લીધે જ તેમની પૂર્ણ સહાનુભૂતિ હતી તેમની ખરી ઓળખ જેમને થઈ ન હતી, તેવા લોકો તેમના મુખેથી પ્રસગોપાત જાતિવિષયક પ્રશ્નપર નીકળેલા ઉદ્ગારો સાભળી એવુ અનુમાન કરતા કે નીગ્રો લોકોની ઉચ્ચ મહત્ત્વાકાક્ષા તરફ તેમની પૂર્ણ સહાનુભૂતિ નથી ખરૂ કહીએ તો ઝપાટાબધ આગળ આવી યશ મેળવવા માટે નીગ્રો લોકોની દોડાદોડ ચાલતી હતી ત્યારે તેઓ મૃગ જલની પાછળ પડી ફસાય નહિ એ માટે મી એ ડકિનને સર્દ કરતા ધાપ્ર લાગતુ હતુ, તેથી નીગ્રોને તેઓ જુનેથી પરાવૃત્ત કરતા ત્યારે તે તેમના હિતની આડે આવે છે, એવો ભાસ લોકોને કદી કદી થતો.

નીગ્રોના કલ્યાણ માટે મી ઍડકિનને લાગણી હતી તેથી દક્ષિણના ગોરાઓની ઉન્નતિ-વિષે તેઓને ઓછી શ્રદ્ધા હતી એવો ભાવ માત્ર કોઇપણ વિધાનમાથી નીકળતો હોય તો તે મોટો અન્યાય કરવા જેવુ છે પરપરાગત પરિસ્થિતિથી બન્ને જાતિની ઉન્નતિને કેટલાક અરો ત્રતિબધ થાય છે ખરો પણ તે માટે કોઈપણ જાતિ પણ રીતે જોખમદાર નથી, એવો તેમનો સ્પષ્ટ મત હતો એક જાતિનુ હિત બીજી જાતિના હિત સાથે અન્તે અભિન્ન છે એ પણ તેઓ જાણતા હતા નીગ્રોના શિક્ષણ માટે તેમણે ઘણી મહેનત કરી છે એ ખરૂ છે પણ દક્ષિણના અભાગી ગોરા લોકોના શિક્ષણ માટે પૈસા અને મદદ મેળવવાની સધી તેમણે કદી પણ વ્યર્થ જવા દીધી નથી

ટસ્કેગી સસ્થાના ઉત્પન્નની બરાબર વ્યવસ્થા કરી મી એ ડકિને ઘણો ઉપકાર કર્યો છે તેઓ પ્રથમ તો એ સસ્થાના ટ્રસ્ટી-જુમેદાર થયા ત્યારે સસ્થાની વ્યવસ્થા, જમાખરચ, હિસા બની પદ્ધતિ વગેરેની સ્થિતિ ઘણી અનિશ્ચિત અને અસતોષકારક હતી અમારો દ્રવ્ય વિનિયોગ અને વાર્ષિક અદાજ પત્રકની બાબતો તેઓ તરત જ સારી રીતે જોવા લાગ્યા સસ્થાની વૃદ્ધિ પણ ઝપાટાબધ થવા લાગી સસ્થાએ ચલાવેલા ફાયદાકારક ધધા, ઇમારતોના શરૂ થયેલા બાધકામ, ભિન્ન ભિન્ન શાખાઓના દેવાનેણા અને વ્યવહાર એ સરને લીધે સસ્થાનો હિસાબ ગુચવણીયો અને ઘોટાળા ભરેલો થયો હતો તેથી સર્વ કાર્યની ચોખ્ખી વ્યવસ્થા કરવી આ એક વિકટ પ્રશ્ન થઇ પડયો હતો

મી મે.ડકિન અને હુ એમ ઉભયે મળી કાર્ય કર્યું છે તે વર્ષોનુ સ્મરણ કરતા મને લાગે છે કે મારા જીવનમા જો કઇ પણ ઉત્તમ કાળ ગયો હોય તો તે મુકકિનમા તેમના પુસ્તકાલયમા તેમની સાથે ગાળેલો સમય છે તે વખતે અમે બન્ને મળી સસ્થાને પડતી અડચણોનો બરાબર વિચાર કરતા અને તેમાથી ઉદ્ભવનારા પ્રશ્નોનો નિકાલ કરતા હુ ન્યૂયોર્કમા જતો કે તેઓ વારવાર મને પોતાને ઘેર બોલાવતા અને ભોજન પછી તેમના પુસ્તકાલયમા ત્રણ ત્રણ ચાર ચાર કલાક બેસતા કદીકદી મધ્યરાત્રિ થઇ જતી હતી તો પણ અમારો ઉહાપોહ પૂર્ણ થતો નહિ હુ તેમની

પાસેથી ઘણી વાતો શીખ્યો છુ તેમાની એક એ છે કે, ક્ષુદ્ર સકુચિત વાતોથી જ લોકોમા ભેદભાવ જન્મે છે. મોટા કાર્યોથી લોકો એકત્ર થાય છે. જાતિ, પથ, સ્થળ વગેરેના ક્ષુદ્ર વિચાર મનમા ન લાવતા, કર્તવ્ય માની જે કોઈ એકાદ સારૂ કામ ઉદાર મનથી કરવાનો આરભ કરે છે, અને એવી રીતે જે પોતાનુ જીવન સત્કાર્યમા ગાળે છે, તેને જ જગતની ઉત્તમ તથા શ્રેષ્ઠ પુરૂષોની મૈત્રી અને સહાયનો લાભ થાય છે.

હુ પુન કહુ છુ કે, ગુનામોના કુળમા મારો જન્મ થયો તે માટે મને કઈ ખરાબ લાગતુ નથી એક પ્રશ્ન સાથે મારો સબધ થયો તે પ્રશ્નને મારે સજ્જડ બાધી લેવો પડ્યો તેથી મને કઈ ખોટુ લાગતુ નથી ઉલટુ તે પ્રશ્ને મને યોગ્ય માર્ગે મુક્યો છે, મારૂ જીવન સાર્થ અને ધન્ય કર્યું છે અને બીજા કોઇ પણ રસ્તે નહિ મળનારૂ સુખ, સતોષ અને મૈત્રીનો અકલ્પિત સમાગમ મને કરી આપ્યો છે

—ચાલુ

---

## ગ્રન્થાવલોકન.

[ આ પહેલાના પુસ્તક ન ૧ થી ૪ ના અવલોકન ગયા અકમા પ્રસિદ્ધ થયા છે ]

**૫. મૂળરાજ સોલકી**—[ સચિત્ર ઐતિહાસિક નવલકથા ]

[ કર્તા—રા. ચુનિલાલ વર્ધમાન શાહ, અમદાવાદ મૂલ્ય રૂપીઆ ત્રણ પૃ ૨૮૮ ]

લગભગ અડધા ડઝન ઉપર ઐતિહાસિક પુસ્તકો અને એથી પણ વધારે સખ્યાની નવલકથાના લેખક તરીકે રા ચુનિલાલ વર્ધમાન શાહ આપણા ગુજરાતમા જાણીતા છે આ એમનુ નવુ પુસ્તક—મૂળરાજ સોલકી એક ઐતિહાસિક નવલકથા છે આડમ્બરવિનાની તેમ સસ્કૃત શબ્દોથી અભડાઈ ના જતી શુદ્ધ અને સરલ ગુજરાતી ભાષામા રા ચુનિલાલનુ આ પુસ્તક લખાયુ છે આ નવલકથાની વસ્તુ ભેગી કરવામા રા ચુનિલાલે જે પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગુજરાતી કે ઇતર ભાષાના ગ્રન્થોનો વિસ્તારપૂર્વક સશોધિત ઉપયોગ કર્યો છે તેની નામાવલિ એમણે પ્રસ્તાવનામા આપી જ છે એ ઉપરથી વાચક કે સાહિત્યના અભ્યાસકને તેમના શ્રમનો ખ્યાલ સ્હેજે આવી શકશે

સોલકી વશના આ કુલદીપક મૂળરાજના સમયનો ઇતિહાસ ગુજરાતથી બહુ જાણીતો નથી ઐતિહાસિક શાસ્ત્રીય અન્વેષણો માટે ગુજરાતના વિદ્વાન અભ્યાસકોએ ઘણી યે જૂમ પાડ્યા છતાં પણ હજી આપણુ ઐતિહાસિક સાહિત્ય અણખેડાયનુ છે એમ કહેવામા ખોટુ તો નથી જ આવા અચેતન કાળમા રા ચુનિલાલ જેવાના ઐતિહાસિક પુસ્તકો નવલકથાના સ્વરૂપમા હોવા છતા યે જનસમાજને સારી રીતે માર્ગદર્શક થઇ પડે તેમ છે ગુજરાતના કેટલાક કેવળ આડમ્બરી ઐતિહાસિક નવલકથાના લેખકોના પુસ્તકોમા અશ્લિલ અને બીભત્સ ભાવો જ ભરાયા હોય છે ત્યારે અમ્હારે મુક્તકઠે કહેવાની જરૂર છે કે રા ચુનિલાલના પુસ્તકો તો તદ્દન શુદ્ધ જ હોય છે, અને વાધા ભરેલા વિચારો કે પ્રસગોને તેમા સ્થાન જ હોતુ નથી—

મારી વીસ વાર્તાઓ. સચિત્ર વાર્તા સગ્રહ રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ.

ઇતિહાસના એ સમયના ગુજરાતના ઇતિહાસકારોમાં મૂળરાજ માટે બે મજબૂત અભિપ્રાય હતા એક પક્ષે મૂળરાજને બહુ ઉતરતી કોટિમા મુકયા છે ત્યારે બીજા પક્ષે એક ન્યાયી અને ઉદાર રાજા તરિકે એમનું ચિત્ર રજુ કર્યું છે રા ચુનિલાલ ચારિત્ર્યનિરૂપણમાં ચર્ચાના અ ગે એવુ સિદ્ધ કરવા માગે છે કે 'મૂળરાજ તત્કાલિન ક્ષત્રિઓમા એક સાચો ક્ષત્રિય હતો અને એક રાજા તરીકેના અનેક ગુણોનો તેનામા નિવાસ હતો'

પોતાના મામા—ચાવડા વંશના છેલ્લા રાજા સામતસિંહને પદભ્રષ્ટ કરી સોલંકી વંશની સ્થાપના કરનાર આ આદિ પુરૂષ મૂળરાજનાં પરાક્રમ ગુજરાતના એ સમયના ઇતિહાસમા સૌ અવશ્ય ધ્યાન ખેંચે તેમ છે નવલકથામાં રા ચુનિલાલે જે જે પ્રસગો ચિતર્યા છે તે સૌ મૂળરાજના તેજસ્વી સ્વરૂપના જ દર્શન કરાવે છે નવલકથામા મૂળરાજ ઉપરાત હેમના કાકા બીજ, મિત્ર જનક, વિપ્ર સૂર્યદેવ, તો બીજા પક્ષે રાજ્યના મત્રી જસપાલ વિગેરે ધ્યાન ખેંચે છે પણ એ સૌ ઉપરાન્ત સામતસિંહના જનાનામા દાસી તરીકે રહેલ ચઉના પોતાના અડગ ધૈર્યથી અને વિલક્ષણ બુદ્ધિચાતુર્યથી ખરે જ નવલકથામા સારો રસ જમાવે છે

સામતસિંહ એક મૂર્ખ અને હલકી સોબતમાં ગગરાગ માણનાર રાજા હતો મૂળરાજ એનો ભાણેજ હતો નસનતિવાળા રાજાએ મૂળરાજને પોતાની પાસે ન્હાનપણથી રાખી ઉછેર્યો હતો દારૂની ઘેનમા મૂળરાજને ઘણીવખત રાજ્યાસન ઉપર સ્થાપતો—બીજી થોડી જ ક્ષણે પાછો એને પદભ્રષ્ટ કરતો બાલક મૂળરાજ ઉમરે વધતાં દિવસે દિવસે સમજણો થતો ગયો અને રાજ્યમા ચાલતી વિષમ અધાધુની અને અનેક જુલ્મ—ત્રાસ વિગેરેથી માહિત થતા ખિન્ન થવા લાગ્યો રાજાએ દારૂની ઘેનમા એક દિવસે મૂળરાજને ગાદીપર બેસાડયો મૂળરાજને ખસેડતા જતા લોહીની છોળો ઉછળી ને રાજ્યમાં એકદમ ક્રાંતિ થઇ ને ચાવડા વંશ નિર્મૂલ થઇ સોલકી વંશની સ્થાપના થઈ આ ક્રાન્તિકાલે ઘણી ખૂનામરકી થઇ કેટલાક ઇતિહાસકારો મૂળરાજના આ કાર્યોને જુલ્મનાં માને છે બીજા પક્ષે રાજ્યના હિતાર્થે આરેના કૃત્યો ન્યાય્ય ગણ્યા છે ગુજરાતમાં પોતાની ગાદી બરાબર સ્થાપી મૂળરાજ સૌરાષ્ટ્ર ઉપર ચ્હડાઇ લઇ ગયા ત્યાના બલવાન રાજા ગ્રહરિપુને પરાજિત **કરી** પોતાનો અમલ સ્થાપી પાછા ગુજરાતમા આવ્યા ત્યાંસુધીના આ નવલકથામા કેટલાક પ્રસગો વર્ણવાયા છે પરિણામે મૂળરાજના રાજ્યકાળના આરભકાળના જ પ્રસગોમાનો એક પ્રસગ છે વસ્તુની પસંગી માટે રા ચુનિલાલને અમ્હે અભિનન્દન આપીશુ

હવે બીજી વાત રા ચુનિલાલ ઘણા વખતથી આવી ઐતિહાસિક નવલકથાઓ લખે છે અને એમની લખાવટના ગુણ ઉપર વણ્યા જ છે પરન્તુ વસ્તુ સકલના જોઇના ત્યથી એ વ્યવસ્થિત કરી શકતા નથી કે પાત્રોના વિકાસમા જોઇએ તેટલુ તેજ કે સામર્થ્ય હોતા નથી એથી એકદર ભાષા પણ ઢીલી લાગે છે ઐતિહાસિક નવલકથાઓની ભાષા સરલ અને સાદી હોય તો ખરી જ, પ ા જ્યાસુધી એમા ગૌરવ અને વીરત્વ હોતુ નથી ત્યાસુધી લખ્યાનું સાર્થક થતુ નથી નવલકથામાં પાત્રોના મનુષ્યજીવનના ઉચ્ચ પ્રકારના ઉ ાનો નથી કે

પ્રસગોના ચિત્રમા કોઈ નવુ રસચૈતન્ય ઉમેરાયુ નથી એવુ હોવા છતાયે પણ મૂળરાજ ગો કીનુ આ પુસ્તક વાંચવા યોગ્ય છે સ્વાભાવિક સરલ ભાષામા લખાયલુ આ પુસ્તક સ્ત્રી અને બાળકો માટે તો જરૂર આદર પામે તેવુ છે

## ૬. સ્વદેશી ધર્મ —

[ કર્તા -અધ્યાપક કાલેલકર, રાષ્ટ્રીય ગુજરાતી શાળા, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી પૃષ્ઠ ૩૨ મૂ ચાર આના ]

મહાત્મા ગાધીજીએ જન્મ આપેલા જાણીતા સત્યાગ્રહાશ્રમના અધ્યાપક કાલેલકરે લખેલુ આ ન્હાનું સરખુ પણ ઉપયોગી પુસ્તક જોતા અમ્હને એક ઘણો મ્હોટો પ્રશ્ન સહજ જ ઉભો થયો કે 'સ્વદેશી ધર્મ'નુ આ પુસ્તક ટોઠ વકે ખરૂ ?' શુદ્ધમા શુદ્ધ એવુ સ્વદેશી વ્રત લેવા માટે, સાગોપાગ રીતે પગથી તે શિખા સુધી સ્વદેશી જ આચાર પાળવા માટે, અને જીવનના સૂક્ષ્મના પણ સૂક્ષ્મ અશમા પણ સ્વદેશી જીવન જીવવા માટે જે પુસ્તક બહુ આગ્રહ કરે છે, તે જ પુસ્તક આ વ્રત મોંઘા કાગળ ઉપર છપાય, અને તેનૂ મૂલ્ય પણ પ્રમાણમા અતિશય જ કહી શકાય એવુ રાખવામા આવે એવુ માની શકાય કેમ ? વળી એ પુસ્તક કેવલ પરદેશી જ કાગળ ઉપર- વળી કિમતી પરદેશી પુઠા સાથે બહાર પડે, ને મહાત્મા ગાધીજી જેવા આરૂઢ સત્યાગ્રહી શુદ્ધ સ્વદેશી મહાજન તેની પ્રસ્તાવના માટે એક શબ્દ પણ લખે અને તે સત્યાગ્રહાશ્રમમાંથી બહાર પડે એ ના માની શકાય એવી વાત આ પુસ્તક જોતા માનવાની અમ્હને દુ ખદાયક ફરજ પડે છે આ પુસ્તક આટલી મોઘવારી પછી પણ બે આનાની કિમતથી મોઘુ વેચાવુ જ જોઇએ નહિ એવુ અમ્હારૂ માનવુ છે તદ્દન સાધારણ કાગળ ઉપર એ સારી રીતે છાપી શકાયુ હોત જ આ તેના બાહ્ય સ્વરૂપની વાત કહી અમ્હે આશા રાખીએ છીએ કે શુદ્ધ ચારિત્રના ઉપાસકોમાના એક નગીના તેની બીજી આવૃત્તિ સમયે આ ઠાઠ-બાહ્યાડબર છોડી જ દેવામા આવશે ને શુદ્ધ સ્વદેશી ધર્મનુ સાચુ જ દર્શન કરાવાશે

પુસ્તકની વસ્તુ ઘણી વિચારવાયોગ્ય જ છે, અને અમ્હે આશા રાખીએ છીએ કે નવજીવનનાં આ જીવન પ્રભાતમા આપણા દેશજનો આ પુસ્તકની વસ્તુ વાચી વિચારી જોશે તો અરે જ નવુ મેળવશે અધ્યાપક મહાશય કહે છે કે,

"સામ્રાજ્યનો યુગ પલટાઇને આજ સ્વયનિર્ણય-*Self Determination* ના યુગની આણ વર્તી રહેલી દેખાય છે પ્રેo વિલ્સને આ નવા બાળકનુ નામકરણ કર્યુ હશે પણ તેનુ પાલનપોષણ કરી ઉછેરવાની તાકાત તેનામા છે કે નહિ એ વાત સશય પડતી છે બ્રિટીશ રાષ્ટ્રે આ સિદ્ધાન્તને અભિનદન આપ્યુ હશે, પણ તેને સેવવાની પાત્રતા બ્રિટીશ જાતિએ પ્રાપ્ત કરી છે કે કેમ એ વિષે હજુ અમને ખાત્રી નથી થઈ એ ગમે તેમ હો, પણ સ્વયનિર્ણયનો આ નવો સિદ્ધાત આ યુગનો હોઈ તેનો સર્વત્ર વિજય જ નિર્માયો છે એ વાત ઉપર અમારી અડગ શ્રદ્ધા છે અમે તેને અવતારપદ આપીશુ નહિ સ્વદેશીનો સિદ્ધાન્ત અહંકારના ખડકને ખોદી કહાડીને માનવજાતિને મોક્ષની અધિકારી કરનારો છે આ જ કારણથી અમે તેને અવતારપદ આપીએ છીએ"

કમલકુમાર '૨ ૦-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

સ્વયનિર્ણયના સિદ્ધાન્તને અધ્યાપક મહાશય આમ અવતારપદ નહિ આપતાં સ્વદેશીના જ સિદ્ધાન્તને અવતારપદ આપે છે એ મહત્ વિચારણીય પ્રશ્ન છે સ્વદેશીના સિદ્ધાન્તને અવતારપદ આપવામા લેશ પણ ખોટું નથી પરન્તુ સ્વયનિર્ણયનો સિદ્ધાન્ત-અલબત્ત જે રૂપમા પશ્ચિમના આગમી અને કેવળ સ્વાર્થાન્ધ રાજનીતિજ્ઞોએ ચિતર્યો છે તે રૂપમા નહિ-પણ જો તેના શુદ્ધ અને સાચા જ સ્વરૂપમા ચિતરવામા આવે અને તેના ખરા પોષકો એ સિદ્ધાન્તનો વિજયડંકો વગાડાવે તો એ પણ અવતારપદને જ યોગ્ય છે અલબત્ત, એ સિદ્ધાન્તના ઉંડાણમાં ઉતરવાનુ કામ સાધારણ પુરૂષોનું તો નથી જ કોઈ પણ પ્રકારની રજાભારની માનવૃત્તિ ઓછી હોઇને નહિ, પણ અમ્હારૂં તો એ પ્રથમથી જ માનવુ હતુ કે પ્રે૦ વિલ્સન અને એમના મતને તાળીઓના બહારના ગડગડાટથી વધાવી લેનાર પ્રજાજનો દેશદેશાન્તરોના પત્રકારો અને યુરોપના રાજપુરૂષો મહામોટા ભુલાવામા પડ્યા છે—પશ્ચિમમા જ્યા આત્મનિર્ણયનો સિદ્ધાન્ત આવ્યો તોયે શુ અને એને ઠોકરે મરાઇ તો યે શુ એમ બેદરકારી રાખી શકે એવા દેશોનો-રાજનીતિજ્ઞોનો મોટો સમૂહ છે તેમ હિન્દુસ્તાનના પ્રજાજનોના મહા મોટા ભાગે પણ એ શબ્દાડમ્બરમા બહુ વિશ્વાસ મુક્યો અને પારકા અને પોતાનાના લોહી વચ્ચે ભેદ સ્હમજી શક્યા નહિ તે હવે સ્હમજે તો પણ બહુ છે પોતાના જ જાતિભાઇઓને જે ગળ્યો પોતાના જ અમનમાથી સ્હેજ પણ ખમેરવાની વૃત્તિ રાખી શકતા નથી તે અન્યને શુ આપે ? પ્રે૦ વિલ્સનનો સિદ્ધાન્ત એ શબ્દોમા હતો જગતમા મચી રહેલી મહાયાદવીનો ક્ષણમાટે અંત આણવા ખાતર જ જાણે કેમ ઉભો ના કરવામા આવ્યો હોય એવો એ કૃત્રિમ સિદ્ધાન્ત હતો અને એના પુરાવામા આજનો ઇતિહાસ જુવો યુરોપનાં મહારાજ્યો આજ સત્તાના લોભમા પોતાનો ભાવિ વિનાશ રચતાં રાચે છે સ્વયનિર્ણયના અને એવા જ મહામોટા સિદ્ધાન્તોના ગૂઢ તત્ત્વો ઉકેલવાં અને સ્હમજવામાં બહુ શ્રમની જરૂર છે સ્હમજ્યા પછી આચારમા મુકવા માટે તો અનહદ સ્વાર્થત્યાગ અને વિલક્ષણ ઔદાર્ય આવશ્યક છે ન્હાના છોકરાના એ ખેલ નથી પણ રાજનીતિજ્ઞોના છળકપટ અને પ્રપંચજાળમાં એ સિદ્ધાન્તોને સમો આવે ઠોકરે મારવામાટે ઘડીભર માટે બહુ ઉંચુ સ્થાન આપવામાં આવે છે આમ પ્રે૦ વિલ્સને દુદુભિનાદથી ગજાવેલો સિદ્ધાન્ત અવતારપદ ઉપર ના જ આવી શકે એ સત્ય સત્ય છે એ સિદ્ધાન્તને એ પદ આપવામા જગત સમસ્ત સામે ઘોર પાપ કર્યાનો જ ગુન્હો થઇ શકે છે

અધ્યાપક મહાશય 'સ્વદેશીધર્મ' ને અવતારપદ આપે છે તે યથાર્થ છે પરન્તુ એમની જ વ્યાખ્યા પ્રમાણે જો સ્વદેશીધર્મ આચરવામા આવે તો અમ્હને લાગે છે કે જગતનો પ્રવાહ-જગતની પ્રગતિ અટકી પડે-લગભગ અશક્ય થઇ પડે પોતાના જ દેશમા બનેલી વસ્તુઓનો જ ઉપયોગ કરવો, પોતાનાં જ દેશના ઉદ્યોગધંધાને પ્રાણ ત્યાગીને પણ નિડરતાથી અને હિમ્મતથી ઉત્તેજન આપવુ, અને 'સ્વભાષાની જ મારફત પોતે કેળવણી લેશે' વિગેરે નિયમોનુ પાલન થાય અને એ જ નિયમો ઉપર પ્રજાનું જીવનતંત્ર રચી શકાય ત્યા સુધી તો કોઇ જ વાંધો લેવાઈ શકાય તેમ નથી, પરન્તુ એ કહે છે કે,

" આવુ સ્વદેશી પાળનાર ઘણાના મનમા હિન્દુસ્તાનનો માલ પણ બધી દુનિયામાં-દેશ દેશાવર-ખપે, એટલુ જ નહિ પણ પાશ્ચાત્યોની ભાષામા કહીએ તો હિન્દી બના-

---

ગીતગોવિન્દ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

પટનો તરેહવાર માલ આખી દુનિયાની બજારોને કબજે કરે, એવી મહત્ત્વાકાંક્ષા એટે ભાગે નથી હોતી શું ?—સ્વદેશીનો સાચો ઉપાસક તો આવી મહત્ત્વાકાંક્ષામાં સ્વદેશી સિદ્ધાન્તનો ચોખ્ખો નાશ થતો જોશે, અને અસ્પર્શ્ય વસ્તુની પેઠે એની આભડછેટ માનીને એવી દુર્વાસનાથી એ દૂર રહેશે "

સ્વદેશી ધર્મની આ વ્યાખ્યા અમ્હને ન્યૂન ભરેલી લાગે છે પરદેશની પ્રજાઓમાં હિન્દી બનાવટનો માલ ગમે તેટલી છૂટથી ખપે એમાં સ્વદેશીધર્મ કયાં ચ્યુત થાય છે એ અમ્હે સ્હમજી જ શકતા નથી, તેમ અધ્યાપક મહાશયે પણ તેનો દલીલવાર સ્પષ્ટ ખુલાસો કર્યો નથી હિન્દના લોકો ભૂખે મરે નહિ, કે નાગા ફરે નહિ એ માટે રાજ્ય તરફથી બરાબરની જગાત નખાય ને ઘરમાં ફાજલ પડી રહેલો માલ બીજા દેશોમાં ઘ્યમરે અને હિન્દમાં દ્રવ્યની ગંજાવર આવક થાય એ દેશની પરમ આબાદી સૂચવે છે પરદેશી માલનો બહિષ્કાર ઘણા મ્હોટા પાયા ઉપર થવાની અગત્ય છે એ આજ ઘણા વર્ષોથી પ્રજાજનોએ જાણ્યા છતાં પણ જોઈએ તેટલી પ્રગતિ એ વિષયમાં થઈ શકી નથી એ ખેદનો વિષય છે

આ ઉપરાંત પણ બેએક બીજી વાતો પણ વિચારવા યોગ્ય છે પુસ્તકના અંતભાગે સ્વદેશી ધર્મના પાલન માટે વ્યવહારિક સૂત્રો ટાંકવામાં આવ્યાં છે સૂક્ષ્મતાથી વિચાર કરતાં એનું પરિપાલન જેટલા પ્રમાણમાં થઈ શકે તેટલું દરેક વ્યક્તિએ કરવાની જરૂર છે એકંદરે આ ન્હાનું સરખું પુસ્તક ઉપયોગી છે એટલું તો અમ્હારે અવશ્ય કહેવું જ પડશે અમ્હે લેખકને ધન્યવાદ આપીએ છીએ પુસ્તકની શુદ્ધ ગુજરાતી ભાષા એ તેનું બીજું લક્ષણ છે

**૭. ગાંધીજીની જુબાની** [ હંટર કમિટી પાસે ગાંધીજીએ જુબાની ]

[પ્રકાશક સ્વામી આનંદ, સત્યાગ્રહાશ્રમ સાબરમતી પૃષ્ઠ ૭૭ મૂલ્ય ૭ આના ]

૧૯૧૯ ના એપ્રીલમાસની ભયંકર ખૂનરેજી અને કત્લેઆમના પરિણામે સરકારે નિમેલી હંટર કમિટી સમક્ષ મહાત્મા ગાંધીજીએ જુબાની આપી હતી તેનો સવિસ્તર પ્રમાણિક હેવાલ 'નવજીવન' પત્રમાં પ્રગટ થયો હતો તેને આમ પુસ્તકના આકારમાં આજ પ્રકટ કરવામાં આવ્યો છે ઐતિહાસિક દૃષ્ટિએ તેની ઉપયોગિતા સ્વયંસ્પષ્ટ છે—અને સ્વયંસ્પષ્ટ સત્યાગ્રહના મહાન્ સિદ્ધાન્તના તત્ત્વોનું તેમાં વિચારવા યોગ્ય આલેખન છે અને તે મનનને પણ યોગ્ય છે પણ અધ્યાપક કાલેલકરના ઉપલા 'સ્વદેશીધર્મ'ના પુસ્તકમાં વાપરવામાં આવેલા કાગળ, છપામણી અને પુઠા વિગેરે માટે અમ્હારે જે ઘણી ક ડી ફરિયાદ કરવી પડી છે તે જ ફરિયાદ આ પુસ્તક માટે કરવાનું અમ્હને જરૂરનું લાગે છે સ્વામી આનન્દ પણ એક આગ્રહી સત્યાગ્રહી અને સ્વદેશી છે આવા ધર્મચ્યુત બાબતો જો આમ કેમ ચલાવ્યું હશે તે સ્હમજવું મુશ્કેલ છે આ ધર્મચ્યુતિ માટે આપણે એમને જવાબ [illegible] ગણી શકીએ કે કેમ ? વ્યાપારી દૃષ્ટિએ પણ આવા પુસ્તકો આટલા બધા મોંઘા તો ના જ વેચાવા જોઈએ બીજી આવૃત્તિ વખતે આશા છે કે આ આડંબરને ત્યાગ દેવામાં જ આવશે ને સ્વદેશી ધર્મચ્યુત હિમાયતો તરીકે સ્વદેશીના વ્યવહારમાં સ્વપ્નાને એ પ્રવેશ પામવા દેશે નહિ

૮ સન્ધ્યા—સ્તનનાજલિ

[લેખક—ગ મહારાણીશકર અબાશકર, ઈડાના પૃષ્ઠ ૧૭૨ મુલ્ય એક રૂપીઓ ]

। મહારાણીશંકરનુ નામ ગુજરાતી આનમમા એક સાગ લેખક કવિ, નાટ્યકાર અને ત્યાથી વિશેષ તો સારા વક્તા તરીકે એટલુ પ્રસિદ્ધ છે કે તેમની ઓળખ કરાવવાની અહીં ભાગ્યે જ અગત્ય જણાતી નથી શુદ્ધ આયજીવનના ઉપાસક અને અભાગી તરીકે પણ । મહારાણીશકરનુ જીવન ઓતપ્રોત થયેલુ છે એમ કહેવામા પણ ખોટુ તો નથી જ સ્નાતકના અહર્નિશ પૂજક તરીકે, એક ચુસ્ત સ્વદેશભક્ત તરીકે પણ એ ભાઈ એટલા જ જાણીતા છે અને આર્ય આર્યસમાજી છે આ સન્ધ્યા-સ્તનનાજલિનુ પુસ્તક એમનો નવો કાવ્યસગ્રહ છે

પુસ્તકની શરૂઆતના ભાગમા એમણે સન્ધ્યાના વૈદિક મન્ત્રોના ગુજરાતી કાવ્યમા નિરૂપણ કર્યાં છે એ નિરૂપણ સુન્દર હોવા છતા અમ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે જરા વધારે ભારે છે સાધારણ ગુજરાતી જાણનાર વર્ગથી સહમજી શકાય તેમ નથી લેખક સમાજના ઓછા ભણેલા જનો સધ્યોપાસના તરફ અભિરક્ત થાય એ ઉદ્દેશથી આ ગુજરાતી નિરૂપણ કર્યું હોવુ જોઇએ એમ હોય તો એ દૃષ્ટિથી તો અર્થ બહુ સચવાશે કે કેમ એ વિષે અમ્હને સહજ જ શકા થાય છે જો કે એના સસ્કૃત શબ્દોના સરલ અર્થો એમણે દરેક પદ નીચે આપ્યા છે ગુજરાતના કેટલાક કાવ્યકારો પોતાના કાવ્યોના આવા અર્થ આપવામા પોતાનુ હીણુ જુવે છે એ વૃત્તિનો રા મહારાણીશકરે બહિષ્કાર કર્યો છે એ કેવલ ઠીક જ કર્યુ છે સધ્યાના નિરૂપણમાં એક ભૂલ થતી અમ્હે જોઇએ છીએ તે સસ્કૃત શબ્દો સાથે અંગ્રેજી શબ્દોનાં મિશ્રણ-ઉ દ્રિત-ફોનોમા, કર મુજ કર્યુ હાર્મોનિયમ, છબી, ફોટા લીધા સુણ્યા, તારો ફોટો લેવા કે, ઉર-કેમેરા, આત્મ-પ્લેટ, કર-કેમેરો આત્મ-પ્લેટ ફોટાતણુ, તાર-એ્લાઇવમેન્ટ-વિગેરેનો સ્વચ્છન્દ ઉપયોગ કવિઓને સ્વયમેવ પોતાને અનુકૂલ એવી સ્વતન્ત્રતા લેવાનો હક છે એ નિયમને જાણીને પણ અમ્હારે કહેવુ પડે છે કે આ પ્રકારની વિધિ વધુસ કરવાની કેતાયને ગણીએ નહી તો પણ કર્ણમાં ખટકે છે તો બહુ જ ખીજી દૃષ્ટિએ જોઇએ તો એન લેખકને અમે પૂછીએ છીએ કે આ અંગ્રેજી શબ્દોના ગુજરાતી રૂપાતરો—ગુજરાતી અર્થોથી પોતે શુ અજ્ઞાત છે ? કે એમના વિચાર અંગ્રેજીમાં વહે છે અને કવિતા આમ અંગ્રેજી શબ્દોમાં જ સ્ફુરે છે ? માતૃભાષાના કે દેશપ્રેમના અપ્રમિત આગ્રહીજન નિષ્કારણ પોતાના કાવ્યમા અંગ્રેજી શબ્દો ઘુસાડે કે પ્રવેશ કરવા દે એ શુદ્ધ ગુજરાતીના સેવકની લેખિનીને ગુજરાતક સમાન નથી ? અમ્હે ગ મહારાણીશકરનુ આ વિષયતરફ ધ્યાન ખેચીએ છીએ.

સધ્યા આદિની ઉપાસનાના આ નિરૂપણ કાવ્યો ઉપરાત તેમા લેખકના બીજા કાવ્યોનો પણ સગ્રહ છે રવિન્દ્રબાબુની ગીતાજલિના ચાર કાવ્યોનાં ભાષાન્તર પણ એકદર સારા જ છે.

"જહિ પુર જ્ઞાન-પૌરુષમાં, રહે સુરનર સદા મથતા,

' તુ માતા દેશને એ, દિવ્ય સ્વાતન્ત્ર્યે જગાડ પિતા !"

એ પક્તિઓનું નૈસર્ગિકપણુ તથા 'દીનબ્યાકુતુ દર્શન' લેખકની પોતાની કાવ્યશક્તિનો પણ સુન્દર નમુનો છે ' દુ કાગડ દુ'તો'તો' વિગેરે કેટલાક સુન્દર કાવ્યો મનને બે ઘડી આનન્દ આપે તેવા ને તેમાથી પણ શીખી શકાય તેવાં છે અને ગુજરાતની સમક્ષ આ એક ઉપયોગી કાવ્ય સમૃદ્ધ આમ રજુ કરવા માટે લેખકને અમ્હે ધન્યવાદ આપીએ છીએ

શ્રીયુત ગોવર્ધનરામ (સચિત્ર) રૂ ૧-૦-૦ એમ એન ત્રિપાઠી એન્ડ કપની, મુ

૯. રેણુકા

[ પુષ્પ ૧ લુ —લેખક —રા ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરા ]

૧૦. શેખ બજારનુ સ્વપ્ન

[ પુષ્પ ૨ જુ— લેખક —રા ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરા ]

૧૧. સૌભાગ્ય દેવ

[ પુષ્પ ૩ જુ—લેખ —રા મતવસુમ ચી હેતા બીએ સરળ વાર્તાવલિના ત્રણ પુષ્પો, પ્રકાશક રા મોતીલાલ મગનદાસ વામા ન ૧૦, સેન્ડહર્સ્ટ રોડ, મુબાઇ દરેકનુ મૂલ્ય દોઢ આનો, વાર્ષિક રૂપીઓ એ ]

આ નજીવા લવાજમમા ટુકી ટુકી વાર્તાઓ રસભરી અને મનને નિરાત આપે કે હર્ષ આહ્લાદ જગવે એવી રીતે પ્રજાની સમક્ષ રજુ કરવા માટે આ વાર્તામાળાના પ્રકાશકને અને તેમની સાથે સહકાર કરનાર લેખકોને અમ્હે અભિનન્દન આપીએ છીએ પ્રથમ અને બીજા પુષ્પના લેખક રા ગોકુળદાસ રાયચુરા ગુજરાતના ત્યા ભાઇ બ્હેનથી અજાણ્યા કે રેણુકાની આ વાર્તા એ એમનો એક સફળ સુન્દર પ્રયાસ છે રેણુકા એ કોઈ રાજારજવાડાની કે અમીરની પુત્રી ન હતી તેનો પિતા વેજાનદ એક પટેલ હતો રેણુકા સોળ વર્ષની કુમારિકા છે પિતા સારી સ્થાવર મિલકતનો માલિક હોવો છતા પણ વ્યાજખોર વણિકોના પજામા સપડાઈ બીચારો ગરીબ જીવન ગાળતો હતો રાયની આ કથાનો નાયક અને રેણુકાનો વ્હાલમ મીરો નાસગી બહુ સુરવી ગાતો હતો. રેણુકા સુન્દર અને ભરયાવની મદમત્ત કુમારી હતી, ગરીબ માબાપના હેતાળ આવાસમા ઉછરી હતી અને સરકાર ઉચ્ચ પ્રકારના લીધા હતા અને ઉગ્યા હતા પ્રતાપગઢના રાજવી પ્રતાપે રેણુકા ઉપર મોહ પામી એના પિતા પાસે એની માગણી કરી વેજાનદ રાજા પાસે ગયો અને રેણુકા પોતાના ચાતુર્યથી મોહાન્ધ રાજાપાસેથી મુક્તિ મેળવી પોતાના પ્રિયતમને પરણી વાતાનુ નિરૂપણ સુન્દર છે બીજા અને ત્રીજા પુષ્પની વાતો રેણુકાની બરાબરી કરી શકે એવી નથી 'શેખ બજારનુ સ્વપ્ન' તેના નામથી જેટલી મોહકતા ઉભી કરે છે તેટલુ એમા વિશેષત્વ લાગતુ નથી 'સૌભાગ્ય દેવ' એક સારુ ચિત્ર છે, પરન્તુ જે મોહકતા અને રસ હોવા જોઈએ તે એમા નથી અને પરિણામે રેણુકા આગળ નિરસ લાગે છે આ વાર્તાવલિમા એક નવો પ્રકાર ચાલુ વાર્તાનો છે 'દરજનુ કરજ' એ એ વાર્તાનુ અભિધાન છે વાર્તાની શરૂઆત બહુ રસથી ભરેલી નથી કે તેમા અલૌકિક ચમત્કાર નથી, છતા અમ્હને લાગે છે કે જેમ જેમ વાર્તા આગળ વધતી જશે તેમ તેમ રસ પણ સારો જામતો જશે અને એકદરે લેખકનો આ પ્રયાસ સફળ થશે આટલુ કહ્યા પછી પણ બે વાત છે એક તો એ કે આ વાર્તાઓમા અશ્લીલ ભાષણો કે પ્રસગો નથી શૃગારના નિર્દોષ અને સુન્દર ચિત્રો આલેખવા માટે અમ્હે લેખકોને ધન્યવાદ આપીએ છીએ બીજી વાત રેણુકાની વાર્તા માફક બીજી વાર્તાઓમા તેટલો રસ નથી એ સ્વીકાર્યા પછી પણ વગના ન્હાના બાળકો અને ઓછુ ભણેલી સ્ત્રીઓને આ વાર્તાઓ બેધડક આપી શકાય તેવી છે અને અમ્હારુ અનુમાન સત્ય હોય તો લેખકો અને પ્રકાશકના મૂળ ઉદ્દેશ પણ એ જ છે બાર મહિને એક રૂપીઆનુ લવાજમ એ લવાજમ નથી અને જે સાહિત્ય ભડાર આમ રજુ થાય છે તે પ્રમાણમા કિમતી છે લેખકો અને પ્રકાશકના આ કામમા ગુજરાતીઓ લાખોની સખ્યામા રહેજે મદદ કરી શકે એમ છે

—ર. ગો ત્રિપાઠી.

# મેઘાગમન.

લેખક-રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા, બી એ, એલએલ બી

( કહેણ થતા માવલ મશુ ૧૭૦, કાગળ નહ લખ્યો કટકો રે-એ રાગ )

આવ્યો, આવ્યો, આ યો આજે, મેઘરાજ ચડી આવ્યો રે
છાઇ ઘટા ઘમઘોર ભરકર, ગર્જન-ડંકો બજા યો રે
આવ્યો

મુસળધાર વર્ષે નભમંડન જગને જળમય કીધુ રે,
તાપમરેના કંઠ જીવોને પુનરુજ્જીવન દીધુ રે
આ યો

મન્ડુકે । મહામંડને મંત્રોચ્ચ મચાવ્યો રે
કર્કશતાના ' કોરસ ' કેરો કોલાહલ જ જમા યો રે
આ યો

જન્તુજગે મહારોપ જગા યો-નવ પગ ભર પડ્યુ જ્યે ",
શીત સમીરના સુસવાટાથી વૃક્ષકન્દ પણ કમ્પે ર
આ યો

તાપસૃષ્ટિ, રસતરસી સૃષ્ટિ ગ્રહિયળ થઇ ઘેલી રે
રસ ઝીની રસભીની બની છે-મેઘોન્મા છેલી રે
આ યો

પારેખનો બંગલો
નડિઆદ,
તા ૨૫ ૬ ૧૯૨૦

---

* નિયિકંપરાનુ અ વ અનુકરણ આ કાવ્ય નથી પર તુ એક અનુભવનુ વાસ્ત આલેખન છે કવિ-Poetic Convention-ની દષ્ટિથી એમા જે શબ્દો દોષ હોય તે ખરા નહિ તો જેવુ અનુભવ્યુ તેવુ લખ્યુ છે દેડકાઓ તથા ત ધ જ તુઓ જે કર્કશતાનુ કોરસ મચાવે છે તે ખરેખર માનસિક નૈસર્ગિક બોલે છે તેવુ જ લખ્યુ છે

દયારામના અક્ષરદેહ રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

# આદત ન મક્કમ હોય તો દિલ્હી હજુએ દૂર છે.

લેખક—ગ કનુભાઈ અચાભાઈ દેસાઈ, મેન એમ એન્ડ એસ

મોના મૂને પોષાતના, 'મહેમાન' એ કઈ નવીના
'જાણો' કહે જનહીનને, રે'તા છતા એ સીમના —૧

એ દેન હજી બહેના આનગ્ય બિન્દુ સા તા
ધીમે-ધીમેને સાથી સાગર ભરાતા જાય છે —૨

હિન્દીજનોના સવમા અ'પાશમા મતભેદ છે,
'ચોકુ' છતા 'ઝાઝુ' કરેક દિલ્હી હજુએ દૂર છે —૩

સ્વાતન્ત્ર્ય વ્યક્તિનુ છતા બક્તિ સમષ્ટિની ઉચી
દૃષ્ટિ નથી જ્યા સુધી ત્યા દિલ્હી હજુએ દૂર છે —૪

સીખામણો ને ભાષણો છે એ જરૂરીઆતી ખરા,
ઉદ્યોગને વક્તિ વિના દિલ્હી હજુએ દૂર છે —૫

મક્કમ બને દીન આપણી, 'આપુ' નઇ સભાળના
મક્કમ ન 'લેવા'-દીન તો દિલ્હી હજુએ દૂર છે —૬

સમભાવમય હિતચિંતકો સત્યાગ્રહિ થાવા કહે,
પરશક્તિની સિદ્ધિ વિના દિલ્હી હજુએ દૂર છે —૭

મક્કમ બને દીન આપણા ચારિત્ર્યથી જો હીન છે,
મક્કમ ન આદત હોય તો દિલ્હી હજુએ દૂર છે —૮

---

* ઉત્તર ફેડરેશન અને કોમિસમા ન જવુ વિષે"

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ)

લેખક—રા શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

(ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા)

પ્રકરણ ૨૨ મુ

### બિજાપૂરમા રાજ્યખટપટ.

"ઉચ્ચે સરકારમેં, રાજ દરબારમેં, હરદમ તુફાન હય, આફતમેં જાન હય
આના મસ્તાન હય, અદના હયરાન હય, યુગની બહુતાન હય, કયદી ઇનસાન હય
શેખી હય, શાન હય, સરપર શયતાન હય, ઉંચી દુકાન હય, ફીકા પકવાન હય,
ઝુંઠોકા રાજ્ય હય, સચ્ચા મુહતાજ હય, ઘોડોકી હાન, ઔર ગધોકી માન હય!"

"બાજનીકો જાયો બાજ, લાજ હું ગોપટાય રહે
કુકરીકો જાયો બાજ, હોત ન શુધાએ સો.
સીંહઅન કે બચ્ચે જાકી ઉરાપત આન માને,
સ્યાન ન હોત સીંહ, માંશકે ખેનાએ સો
ગૌવન કે બચ્ચે વા, ધુતમેં લપટાત રહે,
ગધનવા ન હોત ગૌં, ગગાજી ન લાહે સો
રાગ તો કમોદ ક્યાન, હસમોતીયન ચુગે,
બગવા ન હોત હશ, મોતી કે ચુગાએ સો
કહેત મીયા તાનસેન, સુનો શાહ અકબર
વફા નહીં પાવોગે, ગુલામકે બધાય સો'
— તાનસેન

બિજાપૂર-દક્ષિણની રાણી-બિજાપૂર તરફ હવે આપણે લક્ષ આપીશુ બિજાપૂરમા હજુ ગોળ ઘુમટ જેવી અત્યત પ્રચડ ઇમારત અદ્યાપિ પૂરી બધાઇ રહી ન્હોતી, તેનું કામ ચાલુ જ હતું અને તેપર હજારો લોકોનો ઉદરનિર્વાહ ચાલતો હતો, તે જ પ્રમાણે અન્ય સુશોભિત મકાનો ઝરૂખો હજુ બધાવાનાં હતા જે શહેર-પાટનગર અત્યારે વૈભવના અત્યત ઉચ્ચ શિખરે પહોચ્યુ હતુ, જેના બાદશાહ અને અમીર ઉમરાવો એશઆરામ કરવામાં તલ્લીન થઈ ગયા હતા પોતાની હિંદુપ્રજાને પોતાના અમીર ઉમરાવો તરફથી અતિ છળ-ત્રાસ થાય છે, એવુ જે

બાદશાહને સ્વપ્ને પણ માલુમ નથી, ત્યા તરુણીઓના વિનાસમા, વારુણીની લ્હેરમા તે મોજના બાદશાહ મહમદશાહનુ જીવન તદ્દન ઓતપ્રોત થઇ ગયુ છે, તેથી વિશેષ જાણવાની તેને દરકાર પણ નથી, આજ સમયે કારસ્થાનોથી વધુ બીજા રાજકારસ્થાનો પણ ત્યા વિનોદ ચાલતા હતા, આના આ બિજાપૂરમા આપણે હવે દાખલ થઈ ત્યાના રંગરાગ જોઇએ

બિજાપૂરમા તોરણાના કિલ્લેદાર રંગરાવ આપાને લઇને રણદુલ્લાખાન આવી પહોચ્યો બિજાપૂરમાં આવી પોતાના નવીન યુવાન મરાઠા મિત્રને રહેવા માટે જુદી ઇમારત પૂર વ્યવસ્થા સાથે કાઢી આપી અને કિલ્લેદારની પણ વ્યવસ્થા પ્રિય રીતે નાખી તેને પકડી લઇ આવ્યાની ખબર બાદશાહને કાને યોગ્ય સમયે પહોચાડી કિલ્લેદારના પુત્રને હુકમો મોકલ્યા છતા દરબારમા કિલ્લેદારે મોકલ્યો નહી અને ઉલટો તેને કિલ્લામાથી ન્હસાડી મૂક્યો એવી બાદશાહની સમજ થયાથી કિલ્લેદારપર અતિશય ક્રોધ ચઢ્યો હતો અને તેથી તેને કેદ કરી બિજાપૂર વાસી રાખવાનો હુકમ થયો હતો આ કાર્યમા બાદશાહના કાન ભભેરનાર તેનો અતિ માનિતો સરદાર સૈયદુલ્લાખાન હતો પ્રથમ તેને આ કામ ઉપર મોકલવાની યોજના થઇ હતી, પણ ઐન વખતે બીજી કામગિરીમા તેને મોકલવામા આવ્યો રણદુલ્લાખાન અત્યત સુશીલ સ્વભાવનો ઉદાર સરદાર હતો તેને દરબારના ઘણા સરદારોનુ આપખુદ વર્તન-કૃતિ બિલકુલ ગમતા ન હોતા, પરતુ હજુરને વારવાર જણાવતા સારાને બદલે ઉલટુ જ પરિણામ આવે છે એ જાણીને તે એ ભાંજગડમા પડતો ન હોતો કોઇ પણ નિન્દ્યકામમા એ અમારા હુકમથી પણ પડનાર નથી એવુ બાદશાહ સારી રીતે જાણતો હોવાથી એવા તેવા કામમા તેની યોજના એ કરતો નહી બાદશાહના મનમા સૈયદુલ્લાખાનના ભભેરવાથી કિલ્લેદારને કેદમા પૂરી તેનો છેદ કરવાનુ હતુ

આ વખતે મુરાર જગદેવ અને રણદુલ્લાખાનનુ વજન બાદશાહની પાસે ઘણુ હતુ પરતુ ધીમે ધીમે સૈયદુલ્લાખાને પણ બાદશાહપાસે પોતાનો મોભો બહુ વધારી દીધો હતો તેની અનિષ્ટ અસર દિનપ્રતિદિન બાદશાહપર વધતી ગઇ અને તેના પરિણામે ઘણી બાબતોમા અનિષ્ટ પરિણામ આવ્યા આ સૈયદુલ્લાખાન મૂળનો એક હજુરીયો હતો ને બાદશાહની મહેરબાનીથી મોટો સરદાર બન્યો હતો બાદશાહના કાન એ હમેશા ભભેરતો કે-મુરાર જગદેવ શહાજીરાજા, રણદુલ્લાખાન વગેરે સરદારો બિજાપૂરનુ અનિષ્ટ ઇચ્છે છે તેમના મનમા મરાઠા બડખોરોનુ પારિપત્ય થાય એવુ બિલકુલ નથી, તેથી જ શહાજીરાજાનો છોકરો આમ ઉન્મત્ત રીતે વર્તે છે તોરણાના કિલ્લેદારનો પુત્ર પણ આવુ વર્તન કરે છે, તેનો પણ હેતુ એ જ છે સૈયદુલ્લાખાનના મનમા પોતે તોરણા જઇ કિલ્લેદારને પકડી લાવવો, અને સાથે નાનાસાહેબની અતિ રૂપવતી પત્નીને લાવવી એ ઇચ્છા ઘણી હતી અને તે પ્રમાણે પોતે યોજના યોજી, પણ છેક ઐન વખતે તેને બદલે રણદુલ્લાખાનની તે કામપર નિમણુક થઇ અને તેની ઇચ્છાપ્રમાણે થયુ નહી નાનાસાહેબની સ્ત્રીપર આ વિષયી ખાનની નજર ખુચી હતી તેને પીયરે તેણે એક વખત એને જોઇ હતી. તોરણાના કિલ્લેદારપર અને નાનાસાહેબપર આથી તેને દ્વેષ થયો અને એ સુદરી પોતાની થાય એવુ એકસરખુ તેના મનમા આવર્તુ થયુ અને તેથી તેણે આ સર્વ ખટપટ કરી

લીલાવતી જીવનકલા રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

પોતે કિન્નેદારને પકડવા જવાનુ ઠરાવ્યુ અને આનદમા આવ્યો પણ છેક અણીને વખતે બાદશાહે કાઇ ચોકસ ખાનગી કાર્ય માટે તેની યોજના કરી અને તેને ઠેકાણે રણદુલ્લાખાનને મોકલ્યો તેથી તેનો અતિશય મનોભગ થયો મનની આશા આમ મનમા જ રહી ગઇ

રણદુલ્લાખાન ગયો કિલ્લેદારને લાવ્યો અને બાદશાહને ખબર આપી એ સૌ આપણે ઉપર જોઇ ગયા છીએ આ જ સુમારમા સૈયદુલ્લાખાને પોતાની શિફારસથી માવળમા શુ શુ ગડબડ ચાલે છે, શહાજીના પુત્ર અને ઇતર બીજા કોઇ બડખોરોએ ત્યા કેવી કેવી શુ ગડબડ મચાવી છે, તેનો પક્કો બદોબસ્ત કરવા અને સર્વ માવળમા શાતિ પ્રસારવા માટે સર્જેખાન નામના પોતાના ગમતની નિમણૂક કરાવી મુરાર જગદેવે તે દેશની સર્વ માહિતી આપવા, તે સાથે માવળના સુભા સાહેબની સર્જેખાન સાથે રહી કામ કરવા અર્થે ગોઠવણ કરી મોકલ્યો માવળમા શુ ચાલતુ હતુ, તેઓએ ત્યા જઇ શુ કર્યું, તે આપણે આગળ જોઇ ગયા છીએ અને હવે ભવિષ્યમા પણ તેનુ પરિણામ શુ આવ્યુ તે જોવાનુ છે મુરાર જગદેવનુ વિજાપૂર દરબારમા અતિશય વજન હતુ તેનો સૈયદુલ્લાખાને અતિશય દ્વેષ હતો, અને તેનો હમેશનો યત્ન એવો હતો કે બાદશાહ પાસે મુરાર જગદેવનુ વજન કેવી રીતે કમી થાય? મુરાર જગદેવ બાદશાહનો જુનો ઇમાની નોકર–અને તેની સલાહ વગર કોઇપણ કામ પાડવો એ ખુદ બાદશાહને પણ ભારી પડે–ઉત્કૃષ્ટ કામમા ઉપયોગી પડનાર એક મુરાર જગદેવ, અને બીજો રણદુલ્લાખાન અને અન્યાન્ય કામમા હમેશ જેનો ઉપયોગ થતો તે પોતાનો માનિતો સૈયદુલ્લાખાન–આ ત્રણ વચ્ચે અપડાયાથી બાદશાહની સ્થિતિ અતિ ચમત્કારિક થઇ હતી રણદુલ્લાખાન અને મુરાર રાવ એ બેઉ એક જ હતા. મુરારપતનો અને રણદુલ્લાખાનના પિતાનો અત્યન્ત સ્નેહ તેથી તેનુ વચન માનવા રણદુલ્લાખાન હમેશ તત્પર રહેતો હતો તેમ તેના પ્રતિ એ અતિ પૂજ્ય ભાવ પણ રાખતો હતો, અને રણદુલ્લાખાનનુ વચન મુરારપત ઉથાપતો નહી આ વાત તો ઠરેલી જ હતી બાદશાહની લાગણી તેમની તરફ હતી, પણ ક્રમ માર્ગમા સૈયદુલ્લાખાનનુ વજન હોવાથી તેણે કહેલી વાત સાચી ખરી મા બાદશાહ માનતો હતો આમ એકદર રીતે મુરારપત અને રણદુલ્લાખાન એક તરફ અને સૈયદુલ્લાખાન બીજી તરફ એ સ્થિતિ હતી. બાદશાહતનો અમલ ઉત્તમ પ્રકારે ચાલી તેના પગના મરાઠા સરદારોનો પ્રેમ તે તરફ જેટલો બેચાય તેટલો રાખવાનો મુરારપંત અને રણદુલ્લાખાનનો પ્રયત્ન હતો મરાઠા સરદારોના મન બગડવા ન દેતા તેમને પૂર્ણ સ્વામિનિષ્ઠ રાખવા–હમેશ કાયમ રહે–એ પ્રયત્નો પ્રયત્ન–ખટપટ તેમની હમેશ ચાલુ રહેતી હતી સૈયદુલ્લાખાનનો હેતુ તેથી ભિન્ન હતો તેનો હેતુ, મનની પ્રેરણા એકદમ વધારી દઈ જેટલી બને તેટલી ઉતાવળથી પોતાને મુખ્ય વઝીર બનીજવુ, અને મરાઠા સરદારોનુ વજન નષ્ટ કરી જ્યા ત્યા પોતાને અને પોતાનાઓની નિમણુક કરવી, એ હતો ત્યારે મુરારપત અને રણદુલ્લાખાનની ઇચ્છા, આ યોગ્ય માણસોની વ્યવસ્થા–નિમણુક કરવી એ હતી હાલના વખતમા મુસલમાનોના જુલમથી મરાઠા પ્રજામા બેચેની–અસમાધાન ઘણું પ્રસર્યું છે, શિવાજી જેવા તરુણ મરાઠાઓ બડ કરવા એક પગે ઉભા થઇ ખડા થયા છે, એ કેવળ ઘટરતાથી બનનારું કાર્ય નથી એ મુરારરાવ જાણતો

હતો અને તેથી જ તેને એવું લાગ્યું કે, શિવાજી જેવાને નષ્ટ કરવાનો પહેલો ઉપાય તો મરાઠા સરદારોને-વિશેષત તેમના તરૂણ તરૂણ પુત્રોને સંતુષ્ટ રાખવા -તેમને દરબારમાં બોલાવી તેમનો માનમરતબો કરવો-મ્હોટી મ્હોટી પદવી આપી બહાદુરીના કામોપર યોજવા-એ હતો અર્થાત્ આવી આવી વાતોપર બાદશાહનું મન લગાડવા માટે તેની હમેશની ખટપટ અને પ્રયત્નો ચાલુ હતા તે જ્યારે ત્યારે બાદશાહને કહેતો કે —

"આ સરદારો કિંવા કિલ્લેદારો પૈકી કોઇના હાથથી એકાદ પ્રમાદ થાય તો તેની તેમણે ક્ષમા કરવી જોઇએ આ વખત તેમના મન દુખવવાનો નથી શિવાજી બંડ કરે છે, તેણે પોતાના પ્રાંતમાં ઘણી ગડબડ મચાવી છે એવું આપણે સાંભળીયે છીએ, પણ તેમાં ઘણી અતિશયોક્તિ છે શહાજીરાજા તરફથી તેને એક સખત પત્ર જશે તો કામ થઇ જશે તેપ ફોજફાટો મોકલી નહાકનું મહત્વ આપવા જેવું છે " વગેરે મુરારપતની આ સલાહ યોગ્ય હતી, પણ કેવળ આત્મપ્રૌઢપણા વગર જેને બીજું કાંઇપણ સુઝતું ન હોતું તેવા સૈયદુલ્લાખાનને આમાં સાગમાગ કેવી રીતે જણાય ? તેણે જુદું જ કુભાંડ રચી બાદશાહના મનમાં ભરાવી દીધું કે, મુરારરાવનો સર્વ દાવ મુસલમાન બાદશાહી ડુબાડી મરાઠાશાહી કરવાનો છે આ વખતે શહાજી રાજાને તેના ઉદ્ધત છોકરાના આ દગાદિસાહના વતન બદલ શિક્ષા કરીશું નહી, અને તે છોકરાને પકડી લાવી તેને નાશ કરીશું નહી, તો ભવિષ્યમાં અતિ ભયંકર પરિણામ આવશે એટલું જ નહી, પણ તોરણાના કિલ્લેદાર, તેના પુત્રને, રોહિડખોરાના દેશમુખ, દેશપાંડે વગેરેને પકડી કેદ કરવા જોઇએ બાદશાહની સ્વત ની અક્કલ તેટલા પુરતી તેટલી જ હોવાથી કયું ખરૂં માનવું તે સમજાયું નહી સૈયદુલ્લાખાને કાંઇ કહ્યું તો તે તરત બાદશાહના મનમાં ઘુસે, અને મુરારપત આવતા તે પ્રશ્ન કાઢતા તેનું નિવારણ કરીને તોડી નાખતા તે સત્ય લાગે આવું ઘણા દિવસ ચાલ્યું હતું સૈયદુલ્લાખાન ઘણો આગ્રહી અને દુષ્પ્રયત્ની હતો અને તે અંતે ફાવ્યો બાદશાહના મનમાં માવળનો પૂર્ણ બંદોબસ્ત કરવાનું આવ્યું, અને સૈયદુલ્લાખાનની સલાહ પ્રમાણે માણસોની પણ તે કાર્ય માટે યોજના થઇ સૈયદુલ્લાખાને સ્વત એ તોરણાપર જવું રોહિડખોરા અને શહાજીની જહાગિરપર તપાસ કરવાની સરદાર સર્જેખાનની યોજના થઇ

બાદશાહનો શહાજીપર અતિ પ્રેમ હતો મુરારપત અને શહાજીની ગાઢ મૈત્રી હતી, તેને આ સમાચાર જણાતા જ તરત તેણે બાદશાહને કહ્યું કે —"આપણા આ પગલાથી શહાજી રાજાનું મન નહાકનું દુખાશે માટે આ ન થાય તો સારૂં શહાજીરાજા બાદશાહતના ઘણા જમાની નોકર-તેને વિનાકારણ દુખવવો એ સુત્તસદ્દિપણાનું કાર્ય નથી સર્જેખાનને ત્યાં મોકલવો યોગ્ય નથી " વગેરે અનેક પ્રકારે મુરારપતે બાદશાહની સમજણ કર્યાથી, અંતે પૂતાપર સર્જેખાને ન જવું પણ શિરવળ જઇ રોહિડખોરા વેળવડખોરાનો બંદોબસ્ત કરવો, અને તેની સાથે માવળના દેશમુખ બાદલે રહેવું એવું મુરારરાવે ઠરાવ્યું આથી બાદશાહના મનનું પણ સમાધાન થયું બાદશાહને પણ મુરારરાવની સલાહ યોગ્ય અને સત્ય લાગી પણ આથી સૈયદુલ્લાખાનના મનનું સમાધાન થયું નહી પોતે યોજેલા માણસ સાથે મુરારરાવનો પણ માણસ

છે એ એને ઠીક લાગ્યુ નહી પણ હવે લાચાર બની ઉપરનો હુકમ નીકળ્યો એટલે મૌન ધારી રહ્યો એટલામા વળી છેલ્લી ઘડીએ તોરણાપર જવાનુ પોતાનુ પણ બંધ રહ્યુ, અને પોતાને બદલે ત્યાં યે મુરારરાવના પક્ષનો જ માણુસ ગયો તેથી તેના ક્રોધ-દ્વેષની તો અવધિ થઇ પોતાની મનીષા પાર પડી નહી આટલી આટલી યુક્તિ રચી અને તેને આટલી હદસુધી લાવી પણ અંતે તે તુટી પડી, એવુ થયુ જે રમણીમાટે તેણે આટઆટલુ કર્યું, તે મળી નહી પણ ફીકર નહી, હજુ આશા ગઈ નથી 'જીતે રહેંગે નર તો ફીર બસાયેંગે ઘર' હાલ નહી તો ભવિષ્યમા તે ક્યા જનાર છે? એમ ધારી તેણે પોતાને મનનુ સમાધાન કર્યું તેને જે વાત સાધવાની હતી તે, ફિરંગોજીને તેના સર્વ કુટુંબસાથે કેદ કરી, રણદુલ્લાખાન બિજાપુર લાવશે, ત્યારે સધાશે ત્યાસુધી પોતાની મનોકામનાની તૃપ્તિને અવધિ આવશે એમ ધારી મનનુ સમાધાન કર્યું ભુવો ભુવાનુ કહે, ને, જાગરીઓ જાગરીઆનુ કહે એક ધાર્યું ને થયુ બીજુ અહીં તો રણદુલ્લાખાન માત્ર ફિરંગોજીને પકડી લાવ્યો તેની પુત્રવધુ તેની સાથે નથી એવુ જોતા તેના મનમા એકદમ અગ્નિનો ભડકો થયો—પગની આગ ચોટી સુધી પહોચી ગઈ આ રણદુલ્લાખાને નષ્ટ કરવા શુ કરૂં કે શુ નહી? એવુ મનમા થઇ રહ્યુ આ છોકરી કિલ્લાપર છે કે કેમ, કે આ રણદુલ્લીયાએ પોતાને માટે ઉપાડી છે, તેની તપાસ કરવા લાગ્યો તપાસમા એવી ખબર મળી કે ખાન કિલ્લાપર ગયો તે પહેલા તો તે નાસી ગઇ હતી, ને ત્યાં ન હોતી ખાન ફિરંગોજી સાથે પૂર ઇજ્જતથી અને માનમરતબાથી વર્ત્યા છે ઇત્યાદિ બાતમી મળતા તેણે રણદુલ્લાખાનપર વેર લેવાનો નિશ્ચય કર્યો. 'ડફગરની દુકાનમા બીલાડી મુત્રે, તો કે ગંધ મારતી બંધ'—તેમ એક તો મૂર્ખાઇ છે જ, તેમા બીજી વધી તો શુ ને ઘટી તો શુ!' તેવુ આ નીચ બુદ્ધિના સૈયદુલ્લાખાનનું હતું—તેણે રણદુલ્લાખાનપર વેર લેવાનો ઠરાવ કર્યો, અને ફિરંગોજીને પોતાના તાબામા લઇ કેદમા નાખી, હાલ હાલ કરી ઠાર મારવો, અને તે જ પ્રમાણે તેના વહેવાઇ નાનાસાહેબના સસરાના પણ વરનાર બુરી બેહાલ કરી તેમની સ્ત્રીઓસાથે જ તેને પકડી લાવી પોતાની ઇચ્છા પુરી કરવી એવી પણ ઘોર પ્રતિજ્ઞા કરી લીધી

" ન ડર ખુદાસે તુ હો કર ગુન્હા કરતા હય
ન જાનુ ક્યા તેરા અંજામે કાર હોવેગા "

---

પ્રકરણ ૨૩ મું

## બિજાપુરના સમાચાર

*" Nothing is lost ! for failure cannot be*
*What wisdom infinite wolves the plan,*
*'Tis but a part & not the whole we see,*
*In worlds unseen revive things dead to men*

---

ગેરલોક હોમ્સનું નવું પરાક્રમ ૧-૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.

"આગે મે ધસિયે ન, ધસિયે તો ખસિયે ન,
શૂર કે સમીપ જાકે, મારીયે કા મરીયે,
બુદ્ધિબિન બોલિયે ન, બોલિયે તો ડોલિયે ન,
મૌન ઐસા બોલિયે, જો બોલિયે સો કીજિયે
અજાણપ્રિત જોડિયે ન, જોડીયે તો તોડિયે ન,
જોડ ઐસી જોડિયે, જો જીવનમેં જડિયે
કહે કવિ કહાનદાસ, સુનોજી બિહારીલાલ,
ઉમરમેં બીસકાલ, કહા મુસલસે ડરિયે !" —કહાન

---

**અ**હીં આપણા નળનાખોર મડળે પોતાની અનિશ્ચા પ્રમાણે ચાર માસમા તોરણનો કિલ્લો લેવા માટે જે જે તૈયારી અવસ્ય જોઈતી હતી, તે તે કરવા માટે જે જે પ્રયત્ન કરવાના હતા તે સનધિ વિચાર શરૂ કર્યો હથીયારો, પૈસા, દારૂગોળો વગેરેનો જમાવ કરવાની એક સરખી ખટપટ આજ નિમો થયા ચાલુ હતી સારકડથી થોડા માઇલ દૂર એક ગીચ ઝાડીવાળા ભાગમા એ ઝુપડી હતી, તેમા એકમાં હનુમાનની મૂર્ત્તિ હતી, તે આપણે આગળ વર્ણવી ગયા છીએ. તે મૂર્તિ નીચે એક ગુપ્ત ગુફા હતી તે સ્થાન આ વીર રોગીએ પોતાની સામગ્રી રાખવાને માટે નિર્માણ કર્યું હતુ અને ત્યા સામગ્રી પૂર્ણ ઝપાટાથી એકઠી થતી હતી તે ગુફા હથીયારો-દરેક જાતના હથીયારોથી પૂર્ણ રીતે ભરેલી હતી, તેમ ખજાનો પણ તેમા પુષ્કળ ભરેલો હતો શિવાજીએ પોતાના સાથીઓસહ, મુસલમાન ઉમરાવોના ગામોપર, અને મુસલમાનોને કેટલા જેમણે પોતાનો દેહ સરસ્વ રીતે વેચ્યા છે એવા મરાઠાઓના ગામોપર હલ્લા કરી લુટી હથીયાર અને પૈસો આ ગુફામા લાવી ભર્યો હતો આ વખતે એવી સ્થિતિ થઈ હતી કે શસ્ત્ર અને સપત્તિ એ બેની જરાપણ ખામી ન હોતી તેજ પ્રમાણે શિવાજીનો હેતુ પાર પાડવા વીર પુરૂષોની પણ ઓછપ ન હતી સર્વ કાઈ તજવીજ યથાસ્થિત થઈ ચુકી હતી ફક્ત અત્યારે રોહિડખોરામા ચાલતી ગડબડનુ પરિણામ અને ખરો વખત આવવાની જ ખોટી હતી

એ જ પ્રમાણે આવા રાજકારણમા લાગનારી દક્ષતા અને ચાણાક્ષપણુ પણ તેનામા પૂર્ણ હતાં, સર્વ તરફથી ખાતમીઓ લાવવાની વ્યવસ્થા પણ ઉત્તમ પ્રકારે તેણે કરી હતી ખાતમીઓ લાવવા બદલ શ્રીધરસ્વામિએ કેવી વિલક્ષણ યોજના રચી હતી, અને તે વ્યવસ્થાપર પૂર્ણ દ્રષ્ટી યાગ, ચતુર નરહર સ્વામિની યોજના યોજી હતી તે આપણે આગળ જોઇ ગયા છીએ તે વ્યવસ્થા પ્રમાણે હમેશા મુખ્ય મુખ્ય જગ્યાઓની ખાતમીઓ મળતી રહેતી હતી દેહ જાય કે રહે,પણ આપણે તો'આ ધર્મ સ્થાપનના અને ગૌબ્રાહ્મણને આ યવનોના ત્રાસથી છોડાવવાના કાર્યમા લાગવુ એવો શિવાજી અને તેના સર્વ અનુયાયીઓનો પક્કો નિશ્ચય થયો હતો આ નિશ્ચય કેવળ ન્હાનાસુના હલ્લાઓ કરવા પુરતો કે ધાડો મારી મુસલમાનોને લુટવા પુરતો જ ન હોતો, પણ

મારી વીસ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસગ્રહ ) રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ.

ને મગદી ગજ્યની-હિંદુપદપાદશાહીની-હિંદી અગાજ્યની સ્થાપના કરવાનો હતો તે માટે રોહિડેશ્વરમા પ્રતિના પણ લેવાઇ હતી ભારતીય યુદ્ધના અનેક વચનો અભળી, પોતાને દેવ સહાય થશે અને તે વખતે જે પ્રમાણે દુર્યોધનાદિ અન્યાયી અને દુષ્ટ લોકોથી પૃથ્વિ છોડવી, તે જ પ્રમાણે આ વખતે પણ પોતાને હાથે પરમાત્મા આ યવનજાતથી ગજાયલી પૃથ્વિ છોડવશે અને જે એક મહા પુરુષનો કૃપાપ્રસાદ પોતા-પર શ્રીધર સ્વામીદ્વારા થયો છે, તે યોગથી આપણને આ મહદ્ કાર્યમા ખરેખર યશ આવશે જ, એવું વારંવાર શિવાજીને લાગતુ હતુ જગ આની કૃપાતી તો તેની પકની ખાત્રિ જ તની આટલા બધા મનને આધાર હોવાથી તેમ પોતે જાતે દઢ નિશ્ચયી અને શૂરા હોવાથી હાથ ઘરના હાથમા ધરેલ સહ કાર્ય થશે, એવું તેને હમેશ લાગતુ હતુ જે પ્રમાણે પોતાની જહાગિરની આસપાસના પ્રદેશમાથી આતમીઓની તેની તૈયારી હતી, તેજ પ્રમાણે વિજા પુરી પણ આતમીઓ આવવા સારુ વ્યવસ્થા તેને કરી હતી વિજાપુરમા તો મન દાઈ હતુ, દાખુ તેનો પિતા વિજાપુરનો મ્હોટો સરદાર હોઇ તેનાપર બાદશાહનો અતિ પ્રેમ હતો. શિવાજીને દરબારમા લાવી અમારે સ્વાધીન કરો અમે તેને મ્હોટી મ્હોટી પદવિઓ આપીશુ એમ બાદશાહે ઘણી વાગી વખત શહાજીને કહ્યું હતુ, પરંતુ શહાજીએ પોતાના પુત્રપાસે વિજાપુર આવવા માટે કિવા વિજાપૂરના તેઓ તો હતો ત્યારે આ શાહની દરબારમા આવવાની વાત માટે કે તેને અતિશય સતાપ થતો કેટલીક વખત તે બાળક હતો ત્યારે શહાજીરાજ જોડે જુલમરી શિવાજીને દરબા મા લઇ જતો, તે વખતે ત્યા બાદશાહને મુજરો ન કરતા પિતાપાસે બેસે એવા પણ ઉન્મત્તપણાના આચરણો કર્યાં હતા તે વખતની તે પ્રકારનો આગ્રહ કર સાનુ શહાજીરાજાએ છોડી દઇ તેને પોતાની જહાગિરપર પાછો મોકલી આપ્યો, અને પોતે વા ગાની ફરમાનથી દક્ષિણ તરફ રહાગી કરવાને ગયો ઇત્યાદિ હકિકત વાચ ને પ્રતિહાસપરથી ખબર જાણવી વધુ હકિકત માટે મ્હારી "ઉષા-અગાજ્યસ્થાપના એ કથાપર નેમનું લક્ષ ખેચું છુ

ઠેઠ બાળપણથી વધતો આવેલો યવનદ્વેષ અને સાથે આવે વધતી આવેલી અગાજ્ય સ્થાપનાની ઉત્કટ ઇચ્છા આ વખતે તો એટલી બધી વધી હતી, કે કોઇ પણ રસ્તે તેને સગીરીને મૂર્તિ રૂપ આપવુ જરુરનુ હતુ શિવાય આપણે જોઇ ગયા છીયે તેમ હવે કોઇ ને કોઇ પણ કિલ્લો હસ્તગત કરી લઇત્યાથી પોતાના મન ઉપરનની સસ્થાપના કર્યાં વગર શિવાજી અને તેના અનુયાયીઓને બીજો માર્ગ ન હતો તે મહાન રોહિડેશ્વરમા ચાલતી ગડબડથી મજખાનને કાઢી, સર્વ માવળ પોતાના હાથમા લેવાની પણ અગત્ય હતી. જે દિવસથી રોહિડેશ્વર નામે મંદિરમાં પ્રતિજ્ઞા લેવાઇ, અને જે દિવસથી શ્રીધરસ્વામિની સલાહથી ચાર માસમા તોરણા સર કરવની પ્રતિજ્ઞા કરી તે દિવસથી તે કાય નરદ્ર પૂર્ણ ઉત્સાહથી સૌ મચ્યા રોહિડેશ્વરમાં પણ અત્યારે વારવાર શિવાજીને ચોરી છૂપીથી જવુ પડતું અને લોકોને ઉત્તેજિત રાખવા પડતા

તોરણા લેવાની પ્રતિજ્ઞાને આજ દસ દિવસ થયા શિવાજી, તાનાજી, યેસાજી શ્રીધર-સ્વામી અને નાનાસાહેબ અરણ્યમાં આવેલી ઝુપડી-પ્રેતાની હમેશના ગુપ્ત જગ્યાપર વિચાર

કરતા બેઠા હતા સુમારે એક ઘડિના પૂર્વે ખુદ બિજાપૂરથી એક બાતમીદારે એવી બાતમી-આપી હતી કે –"રણદુલ્લાખાનપર બાદશાહની અતિશય નારાજી થઇ છે તોરણાના કિલ્લેદારના હાલહાલ કરી તેને તુરગમા નાંખના હુકમ નીકળ્યો છે રણદુલ્લાખાનપર નારાજી થવાનુ કારણ એક તો તેણે રગરાન આપાની તરફદારી કરી અને બીજુ એક અતિશય તરૂણ મરાઠા સરદારને તોરણા પાસેથી પકડી લાવ્યો છે છતા બાદશાહને તેની ખબર આપી નથી આથી તેના તરફ બાદશાહનુ મન અતિશય કલુષિત થયુ છે આ સમાચારથી નાનાસાહેબને પણ લાગી આવ્યું અને તેના સાથીઓને પણ ઘણી ચિ તા ઉત્પન્ન થઇ આ બાતમીથી તેઓ ચિ તાતુર બન્યા નાનાસાહેબ તો ઘણો શોકાતુર થયો પિતા હવે ઘડપણમા છુટે એવી આશા નથી, અને આવા પ્રસગમા જો આપણે તોરણાપર ચડી જઇએ તો ઘણુ ભયકર પરિણામ આવને એ દેખીતુ હતુ આ પ્રસગે કોઇપણ યુક્તિ યોજવી જોઇએ એવુ સર્વેને લાગ્યુ અને સવ શુ કરવુ તેના વિચારમા બેઠા શ્રીધરસ્વામી તો અતિ વિચારમા ગુમ થયના દેખાય. આ બાતમી ઉપરાત કાંઈ વિશેષ બાતમી તેને મળી હોય એમ લાગ્યુ તે જોઇએ તેમ હો, પણ અત્યારે આ વાત તો ખરી કે સર્વેની ચિત્તવૃત્તિ આ સમાચારથી નિરાશ-ઉદ્વિગ્ન થઈ હતી હજુ શુ કરવુ તે કોઇને સુઝતુ ન હોતુ એટલામા નાનાસાહેબ મ્હોટેથી બોલ્યો —

"આપની સર્વેની અનુમતિ હોય તો હુ બિજાપૂર જાઉં, અને સાંચી ખરી હકીકત શુ છે તેની બાતમી કાઢી લાવુ છુ સધિ સાપડતા જોઇએ તે કરશુ વડિલને છોડવી મુક્ત લાવીશ. અરેરે !'આ ગયા દોઢ મહિનામા અમારા કુટુમ્બની કેવી વિલક્ષણ સ્થિતિ થઇ છે, તે જુવો! હુ તો આમ રહ્યો, પણ આપ જેવાની સેવામા રહી દેશરક્ષણ, ધર્મરક્ષણ પણ મ્હારા હાથથી થશે પણ બામાની અવસ્થા શુ ? હાય, તેની પણ કાંઈ બાતમી નથી એ કયા ગઈ હશે ? કેમ ગઇ ? કોના હાથમા સપડાઇ ? કાંઈ પણ બાતમી મળતી નથી—તો મહારાજસાહેબ, સ્વામિસાહેબ, મને હવે જવા દો રજા આપો મ્હારા પિતાને તો મુક્ત કરી લાવવા દો, નહી તો આ દેહ તેમની મુક્તિના કાર્યમા પડવા દો આદલી બધી આ ચડાળોએ તેમની વિટબના કરી છે તો તેમને આપણે છોડવી લાવતા તે બાજીથી અનુકૂળ થશે અને અનુકૂળ થયા તો ઝપાટાથી આપણા કાર્ય થશે શિવાય મ્હારા ત્યાં જવાથી આપને પુષ્કળ નવીનવી બાતમીઓ કાઢી અનેક પ્રકારે ફાયદો કરી શકીશ આપની આજ્ઞા તોડવા મ્હારી ઇચ્છા નથી, પણ મ્હારા મનનો કૃતનિશ્ચય થયો છે, કે, બિજાપૂર જઇ પિતાને છોડવવા, કિંવા તે કાર્યમા દેહાર્પણ કરવુ "

નાનાસાહેબ પૂર જુસ્સાથી બોલતો હતો જાણે પોતાનુ હૃદય તે શબ્દોમા મુકયુ હોયની ! તેના મુખદ્વારા પડતો દરેક શબ્દ તેની સાથે તેના અત કરણનો એક એક ટુકડો લઈ બહાર પડતો હોયની એવુ લાગતુ હતુ ! શિવાજી અને સ્વામિમહારાજે તેનુ બોલવુ શાન્તચિત્તે સાંભળી લીધુ તે પુરૂ થયા જરા વિચાર કર્યા પછી શ્રીધરસ્વામી બોલ્યા — " આ વખતે બિજાપૂર આપણાપૈકી કોઇએ પણ જવુ તો જોઇએ જ કેવળ બાતમીદારો પર જ-

ગુલામગિરીનો ગજબ (સચિત્રવાર્તા) રૂ ૨-૦૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કપની મુબાઇ

અવનખી રહેવામાં ડહાપણ નથી તેમ એકલા નાનાસાહેબને પણ જવા દેવા એ પણ યોગ્ય નથી. આ વખતે નાનાજી ફિરંગોજી, યેસાજી અને મિર્જાપુરથી પૂર્ણ માહિતગાર યમાજીએ વેશ પાલટો કરી મિર્જાપુર જવું જોઇએ. રંગરાવ આપાને છોડવી લાવવાની ખટપટ કરવી અતિ મહત્વની છે. પણ એ કામ અતિ સાવધપણે કરવું જોઇએ. રંગરાવ જેવો આપણને અનુકૂળ થાય તો એક ઘણું મ્હોટું કાર્ય સધાયું એમ સમજો."

સ્વામિમહારાજનું બોલવું સ્વસ્થ ચિત્તે શિવાજી સાંભળતો હતો, અને તેમનું બોલવું પુરું થતાં વિચારપૂર્ણ દ્રષ્ટિથી સ્વામિતરફ જોઈ શિવાજી બોલ્યો—"આપની સલાહ વ્યાજબી છે. નાનાસાહેબને એકલા જવા દેવા એ યોગ્ય નથી. તેમ તેની સાથે જવાને જે વીરોની યોજના સૂચવી છે તે પણ બરાબર યોગ્ય છે. રંગરાવને છોડવવા તે પણ અતિ મહત્વનું છે એમાં શક નથી. આ લોકોએ ત્યાં જઈ ઘણી સાવધતાથી વર્તવાનું છે. વેશ કોઈથી ના જાય તેવી રીતે અજ્ઞાતવાસમાં રહી કાર્ય બજાવવાનું છે. આ જે કામ કરવાનું છે તે ખુદ રાજધાનીમાં, તેમના ડોળાઆગળ! અને કેવળ આપણા ત્રણ ચાલાક વીરોએ જ જઈ કરવાનું છે. તેમની આંખમાં ધોળે દિવસે ધૂળ નાખી અતિ શિતાબીથી કામ કરવાનું છે. આ સિવાય બીજો માર્ગ નથી. અહીં રોહિડખોરામાં પણ મ્હોટી ગડબડ ચાલે છે તે પણ આપણે ભૂલી જવાનું નથી. તે કામમાં ત્યાંના ચતુર યોગ્ય લોકો અને આપણા બીજા વીરો યોજવાના છે, તે પણ વિચાર કરવાનો છે. હવે મિર્જાપુર નાનાજી, યમાજી અને નાનાસાહેબે જવું એ ઠર્યું. ત્યાં જઈ કોણે કેમ વર્તવું, શું શું કરવું ને ત્યાંના આપણા ગુપ્ત બાતમીદારોને ખબર આપવી એ સર્વ વિચાર કરવો જોઇએ."

આ એકંદર બોલતાં શબ્દાનુશબ્દ એટલી શાંત રીતે શિવાજીના મુખમાંથી બહાર પડતા હતા કે જાણે પ્રત્યેક શબ્દ બહાર પડતા બોલનારાનું મન કોઈપણ ગૂઢ વિચારમાં નિમગ્ન થયેલું હશે એવું દેખાયું. જે વાતનો વિચાર કરવો જોઇએ એવું તે કહેતો હતો, તે જ વાત વિશે ઉપલું ભાષણ કરતા કરતાં મનમાં વિચાર ચાલતો હતો, એટલું જ નહી પણ શું કરવું, શું થાય, ત્યારે શું કરવું, એ કરેલું ઇત્યાદિ વાતોનો નિર્ણય પણ તેના મનમાં થયો હોય તેવું દેખાયું.

ઉપલું ભાષણ પુરૂં કરી શિવાજી કેટલોક વખત શાન્ત ચિત્તે સ્તબ્ધ બેઠો. જાણે કેમ મનમાં કરેલ વિચાર પરિપક્વ થવાની રાહ જોતો હોયની! તે અવધિમાં સર્વ અતિશય સ્તબ્ધ રીતે અને પૂજ્યભાવ યુક્ત દ્રષ્ટિથી તેના તરફ જોઈ રહ્યા. સ્વામિજીના નેત્રોમાં પણ એક પ્રકારનું પૂજ્ય બુદ્ધિયુક્ત પ્રેમ ઝળકી રહ્યું હતું. અંતે તેણે કોઈ નિશ્ચયપર આવી, પોતાનો વિચાર જાહેર કર્યો, અને તેપર સલાહ મસલત ચલાવી. અને તેને પરિણામે-નાનાસાહેબ, નાનાજી અને યમાજી બીજે દિવસે પ્રભાત થતા જ ત્યાંથી નીકળ્યા. અને મિર્જાપુરના માર્ગે પડ્યા. સાથે શુભાનજી નામનો એક અતિ ચાલાક વાચાળ વીશ પચીશ વર્ષની ઉમ્મરનો છોકરો લીધો.

[illegible] પાંચ પ્રેમકથા રૂ ૦-૬-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

આ ચાર જણાઓએ સાધુઓનો વેષ ધાર્યો હતો તેઓ નિર્વિઘ્ને મિર્જાપુર પહોચ્યા ત્યા ગામ બહાર આવેન ઉજ્જડ જગ્યામા એક ખંડિયર મકાનમા આવી તેમણે ઉતારો લીધો તેઓ હજુ વિશ્રાંતિ લેતા બેઠા હશે ત્યા એક ફકીર આવી પહોચ્યો. તે આવતા આપણા ચાર મુસ ફરમાથી એકે ગાઢા અવાજે પુછ્યુ "કોણ છો તમે?"

હસીને સાઇંઓએ ઉત્તર આપ્યો—"દોસ્ત, દોસ્ત દુશ્મન નથી તાન મ તમને ઓળખ્યા પણ તમે મને ઓળખ્યો નહી, તમારો વેષ મ્હારાથી છુપાયો નથી નહી તમ અહીં કયા કામ માટે આવ્યા છો તે પણ હુ જાણુ છુ હુ ધારતો જ હતો કે તમે બધા આવશો તમારી તપાસપર જ હતો અને બે માર્ગનપર આવેલા એક વડના ઝાડ નીચે હુ પડયો હતો, ત્યારે મ્હેં તમને દીઠા, અને તમારી પુઠે આવ્યો, સમજ્યા મહેરબાન—"

આપણા આ ચાર મુસાફરો આશ્ચર્યથી તેના તરફ જોઇ રહ્યા "આ કોણ? અહીં ક્યાથી?" એ પ્રશ્ને તેમના મનમા ખળ વઠ તેમને ગુચ ના એટલામા તે ફરી બોલ્યા—"ગભરાવ નહી, હુ આપનો મદદગાર જ છુ આ તાનાજીગનને? આપ નાનાસાહેબ? નહી, અને હેમે સાહેબ યમાજી? કેમ? બોલો, બરાબર?"

તેઓ ચમક્યા પ્રથમ પગથીએ જ વેષ કળાઈ ગયો પણ આ કોણ? આપણુને ગવાને એ બરાબર ઓળખે છે, અને આપણે તેને ઓળખી શક્યા નહી તેને પુરો કરવો જોઇએ નહી તો બાતના મહાર જશે તો દગાશું, એવુ પણ તેમના મનમા આવ્યુ 'મ્હારે વિશે બિનફીકર ચાકા ધરશો નહી હુ આપનો દોસ્ત, આપનો સેવક જ છુ—મ્હારી નજર નગર આપનુ કાર્ય સધાશે ન હું તમે મને ન ઓળખ્યો" એમ કહેતા ફકિર દાઢી મુછ કાઢી નાખ્યા અને તેની તરફ સાશ્ચર્યથી જોતા તાનાજીના મુખમાથી આ શબ્દ બહાર પડ્યા—"કોણ અઝીમુલ્લાખાન! વાહવા! તમારી યોજના મિર્જાપુર થઇ છે, તે યોગ્ય જ છે ગુપ્ત ચાર તરીકે તમે પૂર્ણ લાયક છો તમને જ પ્રથમ મળવાના હતા, અને આ અનાયાસે લાભ થયા, ચાલો"

"દિલ્લી ગયે, આગેસે આયે, ગયે પીછુ મુલતાના
બાત ખુબી, ઓહા તુમારી, બડે બડે ને પિછાના

---

ગુલામગીરીનો ગજબ ( સચિત્ર વાર્તા ) રૂ. ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

વિદ્યાર્થીઓ, વેપારીઓ, તથા બહારગામના વિઝીટરો માટે
મુબાઈમાં ફકત એક જ.

# "શ્રી નૃસિંહ હિન્દુ લૉજ."

આ હિન્દુ લૉજ તેના હિન્દુ માલિકોની ખાસ જાતી દેખરેખ હેઠળ તદ્દન નવી જ મેનેજમેન્ટ સાથે ચલાવવામા આવે છે. ગ્રાહકોની વધતી અસાધારણ ધમાલ તે જ અમારૂ એક સાચુ સરટીફિકેટ છે. એક જ વખત પધારવાથી વધુ ખાત્રી થશે

ઠેકાણુ—ક્રાફર્ડ મારકીટ સામે

ટેલીગ્રાફ એડ્રેસ ' લૉજ '

# અમૃતાંજન

( રજીસ્ટર્ડ )

એ દેશી દવામાથી હીન્દુસ્તાનમા તૈયાર કરવામા આવ્યુ છે. તેનો ઉપયોગ, જ્યા તમને શરીરમા ખરજવુ થાય ત્યારે, અમૃતાજન વાપરજો. આખા શરીરના કોઈ પણ ભાગપર એક અતિશય રામબાણ ઈલાજ પુરવાર થયેલો છે

## ફકત દસ આનાની કીમતમાં
## તે દરેક ઠેકાણે વેચાય છે

આજના ભણેલા ડાકટરો અમૃતાજન વાપરવાની
મજબુત ભલામણ કરે છે

અમૃતાજન ડેપો ન. ૧૯૦ ફ્રિઅર રોડ, મુબાઈ.

આ ચાર જણાઓએ સાધુઓનો વેષ ધાર્યો હતો તેઓ નિર્વિઘ્ને મિર્જાપુર પહોચ્યા ત્યા ગામ બહાર આવેલ ઉજ્જડ જગ્યામા એક ખડિયેર મકાનમા આવી તેમણે ઉતારો લીધો તેઓ હજુ વિશ્રાતિ લેતા બેઠા હશે ત્યા એક ફકીર આવી પહોચ્યો તે આવતા આપણા ચાર મુસફ઼રમાથી એકે ગાભ અવાજે પૂછ્યુ "કોણ છો તમે?"

ફકીરે સાહેબે ઉત્તર આપ્યો—"દોસ્ત, દોસ્ત દુશ્મન નથી તાન્યા તમને ઓળખ્યા પણ તમે મને ઓળખ્યો નહી તમારો વેષ મ્હારાથી છુપાયો રહ્યો નહી તમે અહી કયા કામ માટે આવ્યા છો તે પણ હુ જાણુ છુ હુ ધારતો જ હતો કે તમે બધા આવશો તમારી તપાસપર જ હતો અને એ માર્ગપર આવેલા એક વડના ઝાડ નીચે હુ પડયો હતો, ત્યારે મ્હેં તમને દીઠા, અને તમારી પુઠે આવ્યો, સમજ્યા મહેરબાન—?"

આપણા આ ચાર મુસાફરો આશ્ચર્યથી તેના તરફ જોઈ રહ્યા "આ કોણ? અહી

નામા તે ફરી બોલ્યા—

નાનાસાહેબ, નહી ?



પુસ્તક ૨૫ મું, ]     જુલાઈ, ઈ. સ. ૧૯૨૦     [ અંક ૭.

# ગીતાનો આદેશ.

લેખક—રા. મોતીલાલ જેઠાલાલ મહેતા.

' All the problems of human life arise from the complexity of our existence, the obscurity of its essential principle and the secrecy of the inmost power that makes out its determinations and governs its purpose and its processes If our existence were of one piece—solely material vital or solely mental or solely spiritual or even the others entirely or mainly involved in one of these or quite latent in our being there would be nothing to purplex us, the material and vital law would be imperative or the mental would clear to its own pure and unobstructed principle or the spiritual self existent and self-sufficient to spirit The animals are aware of no problems a mental god in a world of pure mentality would admit none or would solve them all by the purity of a mental rule or satisfaction of a rational harmony, a pure spirit would be above them and self-content in the Infinite But the existence of man is a triple web a thing mysteriously physical-vital, mental and spiritual at once, and he knows not what are the true relations of these things, which the real reality of his life and his nature, whither the attraction of his destiny and where the sphere of his perfection '

—*Aurobindo Ghose*

ગીતાનો મુખ્ય આદેશ શું છે? વ્યવહારમાં તે કેટલો ઉપયોગી છે? જે વખતે તે આપવામાં આવ્યો હતો તેને ઘણો કાળ થયા છતાં અને તે કાળમાં મનુષ્યના વિચારમાં, તેના જીવનમાં અનેક ફેરફારો થયા છતાં આજના મનુષ્યનું જીવન ઉત્તમ કરવામાં તેનો શું ઉપયોગ છે?

મનુષ્યનું મન હમેશ આગળ વધે છે, પોતાના વિચાર ફરવે છે, વિકાસ કરે છે અને તેનું પરિણામ એ આવે છે કે ભૂતકાળના વિચાર અને ભૂતકાળની ગોઠવો નિર્માલ્ય થાય છે અથવા તે રહેલ હોય તો તેમાં દૃશ્ય અથવા અદૃશ્યપણે ઘણા ફેરફાર કરે છે

સાક્ષરજીવન રૂ ૨—૦—૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ભૂતકાળના શાસ્ત્રો તો જ ઉત્તમ કહી શકાય કે જો તે વખતોવખત મનુષ્યના કેટલાક વિચારને સહાય આપી શકે કારણ કે દરેક કાળે તે શાસ્ત્રના વિચાર ગમે તેવા અપૂર્ણ લાગે તોપણ તે શાસ્ત્રના સત્યને, તેના અનુભવને અસર થવી ન જોઇએ સત્ય ત્રણે કાળમા સત્ય રહેવુ જોઇએ

ગીતા એક એવુ પુસ્તક છે કે જેનો ઘણા કાળ સુધી ઘણી રીતે ઉપયોગ થવા છતા તેનુ સત્ય હજુ જાણે તાજુ જ હોય, તદ્દન નવુ જ હોય તેમ લાગે છે કારણ કે મહાભારત વખતે કહેવામા આવ્યા હતા તે જ આદેશ હજુ અને હમેશા અનુભવમા લાવી શકાય છે હિંદુસ્થાનમાં હજુ પણ ઘણા ધર્મને એ ગ્રન્થ પ્રમાણભૂત છે તેનો આદેશ જો કે બધા ધર્મવાળા સર્વાંશે સ્વીકારતા નથી છતા બહુ જ કિંમતી છે એમ સર્વ કબુલ કરે છે વળી તે આદેશની અસર માત્ર વિચારમા, તત્ત્વચિંતનમા જ રહેલ નથી, પણ જીવનમા પણ ઘણી ઉપયોગી નીવડી છે તેની અસરથી જ્ઞાન અને ક્રિયા વિકાસ પામ્યા છે તે આદેશની અસરથી આ દેશની વિદ્યા કળામા ઘણી વૃદ્ધિ થઈ છે એક મહાન પુરૂષે હમણા એવુ પણ કહેલુ છે કે પ્રભુમય જીવન માટે જે આત્મજ્ઞાનની જરૂર છે તે સર્વ ગીતામા મળી શકે છે આ કહેલુ શબ્દશઃ ખરૂં માનીએ તો ગીતા પ્રત્યે આપણે વહેમને ઉત્તેજન આપ્યુ ગણાય. આત્માનુ સત્ય અનંત છે અને તે સવ ગીતામા જ સમાયેલ છે એમ કહેવાય નહીં, છતા એટલું કહી શકાય છે કે આત્મપ્રાપ્તિના ઘણા અને મુખ્ય માર્ગ તેમા છે અને ગીતાનો ઉપદેશ આપ્યાને ઘણો કાળ થયા છતા અને તે કાળમા તત્ત્વજ્ઞાનમા અને તત્ત્વાનુભવમા ઘણો વિકાસ થયા છતા હજુ પણ ગીતા આપણને વધુ ઉત્સાહ આપી આગળ વધારી શકે છે હિંદુસ્થાનની બહાર પણ ગીતા જગતનુ એક મહાન શાસ્ત્ર ગણાય છે, જો કે ત્યા ગીતાના મૂળ તત્ત્વ કરતા ગીતાના વિચારને પ્રધાનપદ મળેલ છે ત્યારે ગીતામાં એવુ શુ છે કે જેથી તેના તત્ત્વની, તેના વિચારની સર્વત્ર આટલી અસર થઇ રહી છે?

ગીતાના તત્ત્વજ્ઞાનથી અને તેના યોગથી, જે મુખ્ય આદેશ નીકળે છે એટલે કે જે વિચારથી ગીતા શરૂ થાય છે, જે વિચારથી ચાલુ રહે છે અને જે વિચારથી સમાપ્ત થાય છે તે એ જ છે કે જે ઉત્તમમા ઉત્તમ, અતીતમા અતીત આત્માનુભવની મનુષ્યના જીવન અને કર્મની સાથે, ઐક્યતા કરે છે, તે બે વસ્તુ વચ્ચે સમજણ કરવી સહેલી છે અને ઘણા કરે છે પણ ઉત્તમ આત્મજ્ઞાન અને મનુષ્યની જીવનક્રિયા વચ્ચે સમજુતી કરવા માત્રથી જ છેવટનો સંતોષકારક નિર્ણય લાવી શકાશે નહી ઘણા એમ કહે છે કે આત્મજ્ઞાનથી નીતિમાન થઇએ એટલે મનુષ્યજીવન સફળ થયુ વ્યવહારમા તેના અર્થની કિંમત છે, પણ તેનો મનુષ્યદૃષ્ટિથી મનુષ્યના વ્યવહાર માટે સારા મનુષ્ય બનવા જેટલો ઉપયોગ થયો, તેથી સામાન્ય મનુષ્ય સારો મનુષ્ય થશે, પણ તે પ્રભુ થશે નહી તેવો અર્થ કરવાથી આત્માનું સમગ્ર સત્ય અને મનુષ્યના સમસ્ત જીવન વચ્ચે ઐક્ય થશે નહી, ઉલટુ તેથી જેટલી મુશ્કેલી ઓછી થાય છે તેટલી જ વધે છે તેમાંની એક મુશ્કેલી

તો એ જ ઉભી થગે કે યુદ્ધને પ્રસગે મનુષ્યે કેવી નીતિ ગ્રહણ કરવી—કે જે પ્રસંગે ગીતા શરૂ થઈ છે અર્જુન યુદ્ધનો નીતિથી જ વિચાર કરે છે તે વિચાર કરે છે કે " એક બાજુ મારો ધર્મ લડવૈયા તરીકે, નાયક તરીકે, રાજા તરીકે, યુદ્ધને મુખ્ય નેતા તરીકે શુ છે? આ યુદ્ધમા ન્યાય અને અન્યાય વચ્ચે, સત્ય અને અસત્ય વચ્ચે મારો ધર્મ શુ છે? મનુષ્યનું કલ્યાણ કરવુ એ મારો ધર્મ છે અને તેથી આ યુદ્ધમાં પડી ઘણાનો સહાય થવા જતા, સત્યનુ, ન્યાયનુ નવુ ધર્મરાજ્ય સ્થાપવુ એ એક બાજુ મારો ધર્મ છે બીજી બાજુ નીતિની દષ્ટિએ, આવા સાધન વાપરવા, આવુ કર્મ કરવુ તે પાપરૂપ લાગે છે, દુ ખમય લાગે છે, તેથી કુટુબનો નાશ થાય છે, વ્યવસ્થા તુટે છે, મનુષ્યજીવન અસ્થિર બને છે " આ બે વિચારમાં નીતિના વિચારે જોર કરવાથી યુદ્ધ છોડી દેવુ તે જ ઉત્તમમાં ઉત્તમ ધર્મ તેને લાગે છે આત્મજ્ઞાનનો નીતિની દષ્ટિએ ઉપયોગ કરવાથી અહિંસા પાળવા મન થાય છે, કોઇને દુ ખ ન થાય તેવુ કર્મ કરવા વિચાર આવે છે, કોઇ પ્રાણીમાત્રનો જીવ ન લેવાય તે જ ઉત્તમ ધર્મ હોય તેમ સમજાય છે નીતિની દષ્ટિએ એવો વિચાર આવે છે કે યુદ્ધ કરવુ પડે તો પણ આત્મભાવથી કરવુ એટલે **અસહકારથી, સત્યાગ્રહથી, આત્મબળથી** કરવુ અને જો આ ઉપાય બાહ્ય જીવનમાં ફલિભૂત ન થાય અને અન્યાયનુ રાજ્ય વધે તો પણ મનુષ્યની નીતિ તો સચવાશે, અને અન્યાયની સામે થવુ એ પણ એક સદ્‌ગુણ છે, એમ માનવામા આવશે

બીજી દષ્ટિએ, એક દેશી તત્ત્વજ્ઞાનીને યુદ્ધ વખતે એવા વિચાર આવશે કે, મનુષ્ય-સમાજ પ્રત્યે ફરજ અદા કરવી એ ઉત્તમ ધર્મ નથી, નીતિમાન્ થવુ પણ ઉત્તમ ધર્મ નથી કારણ કે આત્મા એક છે અને તેને યુદ્ધની જરૂર નથી અને તેથી સસાર છોડી, જીવન ત્યાગી, બધા હેતુ કર્મ, એક બીજા પ્રત્યે ધર્મ વિગેરે છોડી દેવા જોઇએ કારણ કે મનુષ્યના જન્મ, મરણ, મનુષ્યના જીવન, સ્વપ્ના જેવા છે અધ્યાત્મદષ્ટિએ તેનો કાઇ ઉપયોગ નથી અને તે પ્રત્યે ઉદાસીન થઇ આત્માનુભવના ક્ષેત્રમા આ માનદમા મસ્ત થઈ ફરવુ જોઇએ

આ બે દષ્ટિનો તે તે સ્થાનમા ઉપયોગ છે તેની ગીતા ના પાડતી નથી. કારણ કે સમાજનુ કલ્યાણ કરવાનુ પણ ગીતા કહે છે સમાજના કર્મમા જે ભાગ લેવો જોઇએ, તે લેવાનુ કહે છે ઉત્તમ સ્વભાવ પ્રાપ્ત કરવામા અહિંસા એક સાધન છે એમ કહે છે તેમ મોક્ષ માટે સસારત્યાગી સન્યાસી થવાનુ પણ ગીતા કબુલ કરે છે પણ ગીતા તો આ સર્વ ધર્મની ઉપર જાય છે સમસ્ત જીવન, સર્વ પ્રકારનુ જીવન પ્રભુનુ જ સ્વરૂપ વ્યક્ત કરે છે એમ કહે છે અને મનુષ્યના સર્વ કર્મ અને આત્માનુભવથી પ્રાપ્ત થતાં પ્રભુમય જીવનની એકતા કરે છે- આત્માનુભવથી પૂર્ણ પુરુષોત્તમ થઇ કર્મ કરવાનુ કહે છે અથવા જેવા ભાવથી સર્વ કર્મ કરી પુરુષ પુરુષોત્તમ થાય તે બતાવે છે

સચિત્ર મુદ્રાક્ષરના પત્તાં રૂ. ૦-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબઇ

મનુષ્યજીવનની બધી મુશ્કેલીઓનું મૂળ કારણ, આપણો ગુંચવણભરેલો સ્વભાવ છે, જે નિયમથી આપણું જીવન ચાલે છે તેનું અજ્ઞાન છે, અંતરમાં-હૃદયમાં જે સત્તા, સર્વ ક્રિયા કરે છે, તેના હેતુ ઉપર જે અમલ રાખે છે, તેની વ્યવસ્થા જે સાચવે છે, તે સત્તા ગુપ્ત રહે છે જો આપણું જીવન એક જ પ્રકારના સ્વભાવથી ઘડાયાં હોય એટલે કે જો બધા મનુષ્ય માત્ર તમોગુણી (જડ) હોય અથવા રજોગુણી (પ્રાણમય) હોય, અથવા સત્વગુણી (મનોમય) હોય અથવા ગુણાતીત (પરમાત્મામય) હોય અથવા આ ચાર ભાવમાંથી કોઈ પણ ભાવ, બીજા ભાવને પોતામાં નિત્ય સમાવીને રહી શકતો હોય તો આપણને કોઇ જાતની મુશ્કેલી નડે જ નહીં તમોગુણી અથવા રજોગુણી સ્વભાવનો ધર્મ સહેલાઇથી સમજી શકાય છે સત્વગુણી સ્વભાવ પણ શુદ્ધ મનથી તરત સમજી શકાય છે ગુણાતીત-આત્મભાવ પણ હમેશ સ્વતંત્ર અને પૂર્ણ રહી શકે છે પણ તમોગુણી અને રજોગુણી હોવાથી પશુઓને તેઓના જીવનમાં કાંઇ મુશ્કેલીઓ નડતી નથી. મનુષ્ય-મનોમય માત્ર સત્વગુણી જ હોય તો પણ શુદ્ધ મનથી, મન અને બુદ્ધિને સંતોષ મળે તેવું જીવન કરીએ, તો મુશ્કેલી મટી શકે છે અને માત્ર આત્મભાવ જ સત્ય હોય તો પણ અનંત કાળ સુધી આત્મ-તૃપ્તિમાં રહેવાથી કાંઇ મુશ્કેલી આવે નહીં પણ મનુષ્યનું જીવન આ ત્રણ દોરાનું બનેલું છે —

૧ તમોગુણ-રજોગુણ મિશ્રિત ૨ સત્વગુણી ૩ ગુણાતીત

મનુષ્યજીવન આ ત્રણ દોરાનું કોકડું છે અને તેથી આ ત્રણ વચ્ચે શું સંબંધ છે, પોતાના જીવનનો-પોતાના સ્વભાવનો શું હેતુ છે, પોતાને ક્યાં જવાનું છે, શું કરવાથી પોતે પૂર્ણ થઈ શકે તેની તેને ખબર નથી. તેના જીવનમાં એક જ દોરો દેખાતો હોય તો કાંઇ મુશ્કેલી નડે નહીં પણ આવું વિચિત્ર કોકડું કેવી રીતે ઉકેલવું?

શરીર (તમોગુણ) અને પ્રાણ (રજોગુણ) મનુષ્ય જીવનનો આધાર છે, કે જેને આધારે જીવન સ્થિર થાય છે, કે જેના ઉપર પોતે ઉભો રહે છે, જેના ધર્મ તેણે પાળવા પડે છે, જેને સંતોષ આપવો પડે છે, જો આ પૃથ્વીમાં શરીરરૂપે, શરીરમાં રહેવાની તેની ઇચ્છા હોય તો શરીર અને પ્રાણનો ધર્મ એવો છે કે ખાણીઆના બે ભાગ, કજીઆ કરી યુદ્ધ કરી, ઇચ્છા પુરી કરવી, પરિગ્રહ વધારવો, અભિમાન રાખવું, શરીર, પ્રાણ અને અહંકારને સંતોષ થાય તેવું જીવન ગાળવું જગતનું બુદ્ધિબળ, નીતિધર્મ, અને આત્મધર્મ કે જે મનુષ્યને પ્રાપ્ત થઈ શકે છે તે પણ શરીર અને પ્રાણના ધર્મ રદ કરી શકે તેમ નથી તેમ જ શરીર અને પ્રાણના હેતુ તેના સંતોષના ઉપાય મનુષ્ય ન શોધે, કોઈ મનુષ્ય પ્રકૃતિને વશ ન જ થાય તેમ બની શકતું નથી

વળી શરીર અને પ્રાણ તદ્દન નિરૂપયોગી છે એમ નક્કી થઈ શકતું નથી શરીર અને પ્રાણનો મનુષ્યજીવનમાં જેટલો ઉપયોગ છે, જે કારણને માટે તે રચવામાં આવેલ છે તે ન ધ મનુષ્ય અલક્ષ રાખી શકે તેમ નથી

કમનાના પત્રો રૂ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

અને વળી શુદ્ધ આત્મા કે જેનાથી મનુષ્યજીવન સીવાય બાકીનું બધું તત્ત્વ સમજાય છે તેમાં પણ જ્યારે મનુષ્યજીવનની ચાવી નથી મળતી ત્યારે બુદ્ધિ પાછી હઠે છે અને શરીર અને પ્રાણયુક્ત તમોગુણી અને રજોગુણી જીવન જ સ્વીકારે છે, તેને જ પૂર્ણ કરે છે તેથી તેના સતોષ માટે જ મનુષ્ય જીવે છે કોઇપણ પ્રકારે આપણે જ જીવવું, આપણી જ સત્તા વધે, આપણા જ રક્ષણ માટે લડાઇની સામગ્રીઓ ભેગી કરી આપણું તમો-રજો-ગુણાત્મક જીવન દૃઢ કરવું એ આ કાળના મનુષ્યને મ્હોટો ધર્મ લાગે છે બીજા બધા ધર્મ ઠગબાજી માનવામા આવે છે અને આ મ્હોટા ધર્મને પોષવાને માટે જ સાધનભૂત હોય તેમ માનવામા આવે છે આ પ્રમાણે પશુમય જીવન તે જ મનુષ્યને માટે આ યુગમા ઉત્તમ મનાય છે

શરીર અને પ્રાણ ઘણા ઉપયોગી છે ના તેનાથી જ માત્ર મનુષ્યજીવન રચાયું નથી તેમ જ મન પણ શરીર અને પ્રાણનો નોકર છે એમ નથી અને તેને પણ તેની નોકરીના બદલામા થોડાક સ્વાદ આપવા માટે રાખેલ છે એમ નથી શરીરનું સુખ વધારવા માટે જ મન રાખેલ છે એમ પણ નથી જેમ શરીર અને પ્રાણ મનુષ્યનો આધાર છે તેમ મન પણ મનુષ્યનો મ્હોટો આધાર છે મન મનુષ્યનું રૂપ છે, મન જેમ જેમ કેળવણી પામતું જાય છે તેમ તેમ તે શરીર અને પ્રાણો પોતાના નોકર કરે છે, પોતાના જરૂરી સાધન કરે છે–કે જે નિરૂપ પણ થાય છે કારણ કે નહીંતર મુસ્કેલીઓ ઉભી થાય નહી મન પોતાના સતોષ માટે અને પોતાના વિકાસ માટે શરીર અને પ્રાણને વાપરે છે તેથી મનુષ્યનું મન આવા કેટલાક ભાવ ઉત્પન્ન કરે છે—

૧ રજોગુણી–કામી ૨ તમોગુણી–આળસુ ૩ બુદ્ધિવાન્ ૪ લાગણીવાળુ ૫ નીતિવાળુ ૬ વિચારવાળુ ૭ પ્રેમમય ૮ વિચક્ષણ

વળી તે આ દરેક ભાવને ઉત્તમ કરવા મથે છે, તેના ઉચ્ચ સ્વભાવનો રસ ચાખવા મહેનત કરે છે પણ તેના પ્રાણ અને શરીર તેને વિઘ્ન કરે છે આપણને પરમાર્થની ભાવના થાય છે પણ આપણું જીવન તે પુરી થવા દેતું નથી આપણને નીતિવાન્ થવાની ઇચ્છા થાય છે પણ આપણુ જીવન તે ઇચ્છા પુરી થવા દેતુ નથી પ્રેમમા પણ પરિપૂર્ણતા મળી શકતી નથી કરૂણા, દયા પણ જોઇએ તેટલી સારા પ્રમાણમા વધારી શકતા નથી વળી જગતના સર્વ ભોગો, શરીર અને પ્રાણના સતોષ માટે મેળવવા મહેનત કરીએ તો તે પણ મળતા નથી

મનુષ્યની બુદ્ધિ આ પ્રમાણે એક પણ ભાવ ઉપર જય મેળવી શકતી નથી તો બધા ભાવ ઉપર શી રીતે મેળવી શકે? અને તેથી જ જુદા જુદા ધારા ધોરણ, ધર્મ, યમ, નિયમ, નીતિ, સત્ય, અસત્યના માર્ગે આનદ, પ્રેમ, દયા, કરૂણા, એકતા, સ્વતત્રતા, સ્વાધીનતા, ભોગ, શક્તિ, સુખ, દુ ખ વિગેરેના ધર્મ પોતાની બુદ્ધિ પ્રમાણે ઘડી પોતાના જીવનમાં મનુષ્ય ઉતારવા મથે છે

ગુણાતીત સત્ય તો અતીત જ રહે છે આપની શક્તિની બહાર જ રહે છે, કોઇક જ ભાગ્યશાળી પુરુષ તેની નજીક પહોંચી શકે છે મનુષ્ય સમાજ તો ઉપરમનો કોઈ પરિ

ખાનનો હુકમ થતા બહ્લાલ-હબસી ચારીઓ સાથે પોતાની ટુકડી લઈને સત્વર તેનો અમલ કરવા ‍પૂરદમામથી આવતો થયો નગારાપર દાંડી પીટાઇ સીંગડાનો અવાજ થયો અને ચોગાનમા આસપાસ આ દેખાવ જોવા એકઠા થયેલા નાગરિકો તરફ ફરી સર્જેખાન ગંભીર મુદ્રાથી ક્રૂર નજરે તેમના તરફ જોતો મ્હોટેથી બોલવા લાગ્યો —

" દેશમુખ, દેશપાંડે, કુલકર્ણી, નાગરિકો, મ્હારો હુકમ સૌ ધ્યાનપૂર્વક સાંભળો અમારા જાણવામા આવ્યુ છે અને પકકે પાયે ખબર પણ મળ્યા છે કે બંડખોર શિવાજીરાજા આ નગરમા છુપાયો છે, અને બાદશાહે હકુમત પન્હાના હુકમ વિરૂદ્ધથી ચોરી છુપકીથી તમારા બંડખોરોઓ-માથી એ સૈન્ય એકઠુ કરે છે આ લોકો જેઓએ બાદશાહત વિરૂદ્ધ બળવો ઉઠાવવા હિમ્મત કરી છે, અને તેમા જોડાયા છે તેમને યોગ્ય શિક્ષા થશે પણ તે દરમિયાન આ બરાબર લક્ષ્યમાં રાખજો કે જે કોઇ નાગરિક આ શિવાજીરાજાને પોતાના ઘરમા આશ્રય આપશે કે તેને આ શહેર છોડી જવામા મદદ કરશે તે રાજ્યનો ગુન્હેગાર ઠરશે, અને તેની શિક્ષા મોતની થશે સાથેઆ પણ ધ્યાનમા રાખજો કે ત્રણ દિવસની અંદર શિવાજીરાજાને મ્હારે સ્વાધિન કરવો એ મ્હારૂ ફરમાન છે, અને તેથી તે મુદત પૂરી થાય ત્યા સુધી આ નગરના દરવાજાઓ બંધ રાખવા સખ્ત હુકમ આપ્યો છે અને છેવટનુ મ્હારૂ એ ફરમાન છે કે આ ત્રણ દિવસની મુદત દરમ્યાન જો શિવાજી રાજાને અમારે સ્વાધિન કરવામા નહી આવે તો આ શહેર-આ તમારૂ ખન્ને ખોરાઓ બંડખોર અને કાવત્રાખોર ઠરાવવામા આવશે અને દરેક સ્ત્રી, પુરૂષ, અને બાળક તલવારની ધારે મુકાશે, અને આ તમારા ગામને બાળીને ભસ્મ કરવામા આવશે આ તમારા આખા શેહિદખોરા અને વેલનકખોરાને ખેદાનમેદાન કરી નાખવામાં આવશે કડકમા કડક શિક્ષા થશે અલ્હાતાલા બાદશાહને આપણા શીરપર સદા સલામત રાખો "

" બાદશાહ ઘણુ જીવો, અમર રહો !" વગેરે જયનાદ બિજાપૂરી સૈન્યે કર્યો નગારાપર ડાંડી પીટાઇ અને રણશીંગાના અવાજ થયા પણ નગરજનો મુગા રહ્યા કોઇએ એક શબ્દ ઉચ્ચાર્યો નહી,કે આ જયનાદમા ભેળાયા નહી લોકો એકબીજા સામે ભયથી અને ત્રાસથી ફાટેલી આંખે જોઇ રહ્યા તેમનામા જે વીરો હતા તેમના હૃદય ધ્રુજ્યા, અને ચ્હેરા ફીકકા થઈ ગયા આ ભયંકર ક્રૂર સમાચારથી ઘરોમા કેટલીક સ્ત્રીઓ બેશુદ્ધ થઇ પડી, કેટલીકો ભયની મારી નિ શ્વાસ નાખવા લાગી, બેબાકળી બનતી ઉભી થઈ ગઇ, અને બાળકો કાંઇ પણ ભયંકર બન્યુ છે એમ સમજતા ધ્રુજતા રડતા, રડતી માતાઓ અને ભગિનીઓને વળગી પડ્યાં આખા નગરમા વિદ્યુત વેગે આ સમાચાર પ્રસરી ગયા અને ભય ત્રાસ વ્યાપી રહ્યો

ખાને આ ભયંકર હુકમ ફરમાવી પોતાનો ઘોડો ફેરવ્યો, અને કિલ્લામા દાખલ થવા લાગ્યો, ત્યા જાણે આથી કુદરત પણ ઉગ્ર બની હોય તેમ જબરજસ્ત કડકડાટ સાથે મ્હોટી વીજળી આકાશ ચીરતી ચમકી રહી સાથે મ્હોટો ગડગડાટ થયો અને તે સાથે જોરભેર મુસળધાર વરસાદ આ સૈનિકોને પૂર લઇ જવતો તુટી પડ્યો ખાનનો ઘોડો એકદમ પાછો હઠ્યો અને ખાન પડતા પડતા બચ્યો તેના અંગરક્ષકોમા પણ ગભરાટ ફેલાયો, પણ તરત

લીલાવતી જીવનકલા રૂ. ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

તેઓ સાવધ થયા કેટલાક વિચારશીલ સૈનિકો આ કાંઇ પણ અમંગલ થવાનું છે તેની ઈશ્વરી ચેતવણી તો નથી એવી શંકામા પડયા પુર જોસમાથી પડતા વરસાદથી લોકો એકદમ વિખરાઈ ગયા. દેશમુખ, દેશપાંડે અને શહેરના મુખીઓ માત્ર વરસાદ પડતો હતો છતા ગુચળુ વાળી ઉભા અને એકમેક સામે ગુસપુસ વાતો કરતા ધીમે પગે ચાલવા લાગ્યા નગરજનો બિચારા અત્યત ચિંતાતુર ચ્હેરે તેમના તરફ જોતા હતા-તે ગરિબ બિચારી પ્રજા-તેમને આવા દુધટ સમયમા સર્વોપર ભય લટકતુ હતુ તે વખતે માત્ર તેમનો આધાર-તેમનાપર નજર હતી જેમની સલાહ મદદની આશાથી તેઓ તેમના તરફ જોતા હતા

ખાન અને તેની ખાસા સ્વારી કિલ્લામા દાખલ થઇ કે અહીં મદનાભર્યા સિપાઇઓ છૂટા થયા જ્યા ત્યા ચોકીપહેરા વગેરેનો બદોબસ્ત કરવો હતો તે સૌ થઇ ગયો હતો અને હવે માત્ર બીજા સૈનિકોનો મ્હોટો ભાગ રહ્યો, તેઓ છૂટા હતા તેમણે આખા નગરમા ધમાચકડી મચાવી મૂકી-તેમને માટે રહેવા અમુક જગ્યા મુકરર કરવામા આવી ન હોતી તેઓ ન્હાની ન્હાની ટુકડીઓમા તેમના જમાદારો સાથે વ્હેંચાઈ જઈ તે જમાદારોને યોગ્ય લાગે ત્યા મુકામ કરી, અને તેની મુખ્ય સરદારોને ખબર પહોંચાડતા હતા તેઓએ ચૌટામા, બજારમા, આવરો લીધો એટલુ જ નહી પણ કેટલીક ટોળીઓ તો ગરીબ બિચારા નાગરિકોના ઘરમા ઘુસી, ત્યા રહેવાની માગણી કરતા-તે તેમણે મુગે મ્હોડે સ્વીકારવી પડી અને ત્યા પણ ધીંગામસ્તી, અને મ્હોટે મ્હોટે મર્યાદા રાખ્યા વગર બરાડાઓ પાડવાનો ક્રમ ચાલુ રાખ્યો તેથી જ્યાત્યા ગડબડ-ગભરાટ મચી રહ્યો

ભય, ત્રાસ અને શોક સર્વ નગરમા પ્રસરી રહ્યા. ખાનનો સખત હુકમ વત્તાઓછા પ્રમાણમા દરેકને કાને ગયો અને એટલામા છુટા મુકેલા સિપાઇઓનું આ વર્તન તેથી તો ગભરાટ વધી ઘણાઓ બિચારા તાબડતોબ ગાડાઓ તૈયાર કરી સ્ત્રીબચ્ચાઓ તથા ઉતાવળે લેવાય તે સામાન લઇ ઘરબાર ગામ છોડી જવા તૈયાર થઇ નીકળ્યા પણ દરવાજાઓ બધ. ત્યા જતા તેમને પાછા ફરવુ પડ્યુ શિવાજીને શરણુ કરવામા નહી આવે ત્યાં સુધી દરવાજા ખુલશે નહી એ ખાનનુ સખ્ત ફરમાન-પછી તેમના ભય, શોક ત્રાસનું પુછવુ શુ ! ઘણો જ ભયકર-ભય ઉપજાવનાર ક્રુર હુકમ આ નગરના ઘણા જણા તો શિવાજી આ નગરમાં છે કે નહી ને ક્યારે ક્યાં ક્યારે આવે છે તે જાય છે તે જાણતા સુદ્ધાં ન હોતા એવા નિર્દોષ હતા. તેમને આ બળવામા સામેલ થવા માટેની સજા એ ક્યાંનો ન્યાય ! આ કેવો જુલમ ! પણ જેનુ મ્હોટુ જુલાઇ દોર બેગરશાહી ચાલે ત્યા બાકી શુ હોય ?

"સીતમગર સખ્ત હુવા તો ક્યા, મેરા અલ્લાહી અલ્લાહ એ,
ખફા હર વખ્ત હુવા તો, મેરા અલ્લાહી અલ્લાહ એ
કહુ અફસોસ ખફા મુજસે, ગુઝારે તુ ઝરા મુજપે,
શીહા ગરસખ્ત હુવા તો ક્યા, મેરા અલ્લાહી અલ્લાહ એ

+ + × +

કહે ફિરોઝ રકીબોસે, હજારો બીલ રકીબોસે
હશકા સખ્ત હુવા તો ક્યા, મેરા અલ્લાહી અલ્લાહ એ "   —ચાલુ

---

# પ્રિયતમનો ઉત્તર.

લેખક-રા કનુભાઈ આશાભાઇ દેસાઈ, એલ એમ એન્ડ એસ

પુછો છો પ્રશ્ન શું વ્હાલા! જગતપ્રેમી થશો ક્યારે?
જગતના ભાંડુમાં જોશું તમોને રાચતા ત્યારે ૧

પુછો છો પ્રેમથી વ્હાલા! જગત ઉદ્ધારશો ક્યારે?
ક્રિયામાં-બોધને મુકો, જગત ઉદ્ધારવા સાથે ૨

પુછો છો સાથી દુખદુ ખના સહુના કહો થશો ક્યારે?
તમારા મોહના બધો-જરૂરીઆતો ઘટાડો કે ૩

પુછો સન્માર્ગમાં વ્હાલા! જગતને દોરશો ક્યારે?
હમારા પ્રેમ-પન્થોમાં તમે આહુતિ દો ત્યારે ૪

બતાવો-સાક્ષરો ક્યારે નિરક્ષર જ થશે ક્યારે?
હમારી પાઠશાળામાં થશો અધ્યાપકો ત્યારે ૫

દવાખાના દુ ખ દીલના પુછો બનાવશો ક્યારે?
દયાની સેવિકા થાશો સજીને શ્વેત વસ્ત્રોને ૬

ભગિની ચાદલો કરશે અને આશિષ માતા દે
તને શસ્ત્રો સજાવો કે સ્વીકુ-છતુ સમરે ૭

વ્યવસ્થા સારી ગૃહરાજ્યે કરો, સન્તાન સસ્કારે
સ્વરાજ્યે- સુરાજ્યે એ ઘુમીશુ આપહિ આગે ૮



---

* સમાલોચકના ૧૯૧૮ ના સપ્ટેમ્બરના અંકમાં રા ગોકુલદાસ નાયકરાના છપાયલા પ્રિયતમ પ્રશ્ન ના કાવ્યનો ઉત્તર-કનુભાઈ

† લલિતના કાવ્યો, રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

# સમાલોચક

પુસ્તક ૨૫ મું,] ઑક્ટોબર, ઈ. સ. ૧૯૨૦ [ અંક ૧૦.


## ધન્ય ધર્મવીર-અવસાન !


લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ. એલ્એલ્. બી.


( કાફી )

ધન્ય ધર્મવીર–અવસાન !
ધન્ય ધર્મસમર્પિત પ્રાણ ! ધન્ય.

મરણજીવન છે સૃષ્ટિનાં, તત્ત્વે બે ય સમાન
મરણ નથી તે જીવન નાશ જે ધર્મે કુરબાન ધન્ય

જગે ઝઝૂમતું ધર્મસમર્પિત ધર્મવીરોની લ્હાણ
' સનાતન જીવન ધર્મસમર્પણ " સત્ય વાક્ય પ્રમાણ ધન્ય.

બાગ મુઝફ્ફરખાન
આગ્રા, તા. ૨૭-૩-૧૯૧૯

રાઉલેટ કમિટીની સરકારી મંજુરીને નામંજુર કરવામાં દેશ એકમત છે સત્યાગ્રહનો સ્વીકાર એ જ માત્ર ઉદ્ધાર છે એવો અંગીકાર કરવાની બાબતમાં દેશમાં અનેકમત છે માત્ર મિતવાદીઓ જ નહિ, પરંતુ ઉદ્દામોનો અગત્યનો ભાગ સત્યાગ્રહની સ્વીકાર્યતાના સમ્બન્ધમાં સંદિગ્ધ છે ગાંધીજી એમને નિભાવ ગાંધીજી એમને આગ્રહ સત્યાગ્રહની શક્યતાના સમ્બન્ધમાં સંદેહ હોય તે ભલે સંદેહોના ઉપર હવે ગાંધીજીને શ્રદ્ધા છે એટલે તેમણે જાતે ઝુકાવ્યું છે અને દેશના તપસ્વીઓને શું ... આમંત્રણ કર્યું છે હીન હિન્દની આગળ ને તેમને ... તો કરવાનું છે જ, સવાલ માત્ર એટલો જ છે કે એ તે ...ની માફક દીનતાથી સહેને કે સત્... ...ની માફક વીરતાથી? આસ્તિકો ભલે ઝુકાવે, નાસ્તિકો ભલે મના કરે તટસ્થો ભલે જોયા કરે, પરન્તુ એટલું તો ન્યાય માગે છે કે ગાંધીજી સમાન નેતાએ હિન્દના આત્મન ઉપર લખેલી હુંડી સ્વીકારાય છે કે કેમ તે માટે તેઓ જ્યાં થોભે ત્યાં ... એટલું તો કમીમાં કમી ગાંધીજી જ ને ઘટે છે*

આશ્વિ, તા ૧૩ ૪ ૧૯ ]

---

# સ્વીડનની કેળવણી.

લેખક—રા અમૃતલાલ માનવલાલ શાસ્ત્રી.

જે વિશિષ્ટ સિદ્ધાન્તોપર સ્વીડનની કેળવણીનો પાયો રચાયો છે, તેમાં નિરીક્ષણશક્તિનો અને મુગ્ધબુદ્ધિનો વિકાસ, તેમ જ સાથે સાથે તેનો વ્યાવહારિક ઉપયોગ એટલાનો સમાવેશ થાય છે

સ્વીડનના લોકો સામાન્ય ઉંચી કેળવણી પ્રતિ સારૂં લક્ષ આપે છે સાધારણ વ્યક્તિઓ તેમ જ સરકાર વિજ્ઞાનવિષયક હેતુની સિદ્ધિ અર્થ અતિશય ઉદારતા દાખવે છે પ્રજાની વસ્તીના પ્રમાણમાં તુલના કરીએ તો સ્વીડનમાં ઘણી સારી સંખ્યામાં યુનિવર્સિટિઓ છે, અને વધારામાં, સારી રીતે વિકાસ પામેલી કૉલેજો ત્યાં સ્થપાએલી છે વિજ્ઞાનશાસ્ત્ર માટે સ્વીડિશ યુવાનોને પ્રબળ આકર્ષણ હોય છે, અને વિજ્ઞાન પ્રત્યેના પ્રેમને ત્યાં અનેક રીતે ઉત્તેજન આપવામાં આવે છે

---

* આ લઘુ લેખ ઇ સ ૧૯૧ ના એપ્રિલ માસમાં લખાયો હતો તે વખતે જ પ્રકટ થવો જોઇતો હતો પણ ન થયો 'સત્યાગ્રહ' એ ગાંધીજીનો પ્રથમ પ્રયાસ હતો અસહકાર એ બીજો પ્રયાસ છે બન્ને પ્રયાસોની સાદૃશ્યતા સ્પષ્ટ છે બાકી એ સાહસથી હિંદને લાભ થાય છે કે હાનિ એ જોવાનું છે

તા. ૧/૧૦ ૨૦     ન પંડ્યા

ગિરગામ, મુંબાઇ

---

સત્તરમી સદીના આરંભે દેશના ઘણા ગામડાના લોકો ધર્મોપદેશોના પ્રયત્નોને લીધે લગભગ પુસ્તકો વાચવા જેટલી શક્તિ ધરાવતા હતા પણ ૧૬૮૬ ના વર્ષમા એક ધાર્મિક કાયદો પસાર થયો તેનાથી પહેનવહેલું એવું પરિણામ આવ્યું કે, પ્રજાકીય શિક્ષણને ઉદ્દેશી કેટલાક નિયમો ઘડવામા આવ્યા, ને શિક્ષણનું સુકાન દેવાલયની દેખરેખમાથી નીકળીને સરકારી હસ્તક આવ્યુ અઢારમા સૈકા સુધી કેળવણીની પ્રગતિ ધીમે ધીમે થઇ, અને ઓગણીસમા સૈકા દરમિયાન આ નિર્ણય ધીમે ધીમે પૂર્ણતાએ પહોચતા દરેક પેરિશમા નિશાળો સ્થપાવા માડી, અને તેમા કાબેલ શિક્ષકો રાખવા માડ્યા, આ ઉપરાત, ફરજીઆત કેળવણી ફરજિઆત કરવામા આવી ૧૮૪૨ ની સાલમા (ઇંગ્લંડની બોર્ડ સ્કૂલ્સને મળતી) જાહેર-શાળાઓસબંધી પહેલો સ્ત્રીશિક્ષણ કાયદો પ્રસિદ્ધ થયો તેમા એવું ધોરણ બાધવામા આવ્યુ હતું કે, દરેક પેરિશમા ઓછામા ઓછી એક શાળા હોવી જોઇએ, અને તેમા સત્તાધિકારીઓએ પ્રમાણપત્ર આપ્યું હોય એવો લાયક શિક્ષક રાખવો જોઇએ હાલના વખતમા દરેક મહાલમા ઓછામા ઓછી એક નિશાળ રાખવી, અથવા જરૂરીઆતોને અનુસરી એકથી વધારે શાળા પણ ઉઘાડી એવો હુકમ આ કાયદો ફરમાવે છે સામાન્ય જાહેર-શાળાનો અભ્યાસક્રમ પુરો કર્યો હોય એવા વિદ્યાર્થીઓ સારૂ પરગણાની ઘણી નિશાળોમા વધારાનો અભ્યાસક્રમ ગોઠવેલ છે આવી ઉચી જાહેર-શાળાઓનો આશય એવો છે કે, વિદ્યાર્થીઓને વ્યવહાર શિક્ષણ ને નાગરિક ધર્મનું જ્ઞાન વધારે પ્રમાણમા મેળવવાની સારી તક આપવી જમીનના તરફથી જાહેર શાળાઓનો વહિવટ ચલાવનાર અધિકારી મંડળ (*The Public School Board of Administration*) દેશની શાળાઓના કારભારપર અંકુશ રાખે છે, તેમ જ તે મંડળ નિશાળોની પરીક્ષા લઇ શાળાઓની સ્થિતિ સબધી હકીકત નિવેદન કરવા સારૂ કરનારા તપાસણી અમલદારોની નીમણુક કરે છે

બધા શિક્ષકો-સ્ત્રી અને પુરૂષ, બન્નેએ રાજ્ય તરફથી સ્થપાએલી શિક્ષકોની પાઠશાળાની પરીક્ષા પસાર કરેલી હોવી જોઇએ હાલ, આવી સદર પાઠશાળાઓ ત્યા છે; તેમાની નવ પુરૂષો માટે છે અને છ સ્ત્રીઓ સારૂ છે વધારામા, ત્યા સ્ત્રીઓને માટે એના જેવી બે ખાનગી પાઠશાળાઓ છે પાઠશાળાનો અભ્યાસક્રમ ચાર વર્ષનો છે તેમા નીચેના વિષયો શિખવાય છે, ધાર્મિક શિક્ષણ, સ્વીડિશ ભાષા, ગણિતશાસ્ત્ર, ઇતિહાસ, ભૂગોળ, પ્રાણીશાસ્ત્ર, આરોગ્યવિદ્યા, પદાર્થવિજ્ઞાન, રસાયનવિદ્યા અર્થશાસ્ત્ર, પરદેશી ભાષાઓ (જર્મન અથવા ઇંગ્રેજી), માનસશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, ડ્રોઇંગ, સંગીત, બાગકામ, હસ્તકલાશિક્ષણ (સ્લોઇડ), દાખ્લઅને રમતો સાથે વ્યાયામવિદ્યા અને શિક્ષણશાસ્ત્રનું પ્રાયોગિક જ્ઞાન દરેક શાળામા એક દાક્તર નીમ રાખવામા આવે છે તેનું કામ નિશાળના વિદ્યાર્થીઓનું આરોગ્ય જાળવવાનું અને કેળવણીની આરોગ્યવિષયક સ્થિતિ તપાસવાનું તેમ જ વિદ્યાર્થીઓને સ્વાસ્થ્ય સબંધીના નિયમોનું શિક્ષણ આપવાનું છે એ ઉપરાત, બે કલાકના

'પેરિશ' પાદરી નામના અમલદારની સત્તા નીચેનો ભાગ

ઇંગ્લંડનો ઇતિહાસ રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

ધવાની તાલીમ લેવા સારૂ જે ૮૦ પુરૂ તેને વિના મૂલ્યે સલાહ આપવાની તેની ફરજ ગણાય છે વળી વિદ્યાર્થીઓને સ્નાનગૃહોનો તેમ જ ધારાગૃહો ( *Shower-baths* ) નો પણ અનુભવ લેવો પડ છે.

વિદ્યાર્થીઓ તથા માબાપોને તથા વાલીઓ પોતાના બાળકોને યા આશ્રિતોને શિક્ષણ આપવા દેવાની ફરજ પાડવામા આવે છે આ નિયમ પ્રમાણે થાય છે કે નહિ તે જોવાનુ કામ સ્કૂલ-બોર્ડનુ છે શાળામા અભ્યાસ કરવાનો વખત ૭ થી ૧૪ વર્ષની ઉમર સુધીનો ગણાય જે માબાપો અથવા વાલીઓ બાળકોના તુમનતાનુ અને ગુજરાનનુ ખર્ચ પુરૂ પાડવાને શક્તિમાન્ નહિ હોય તો તેવે પ્રસગે પરગણાના ભેગા થએલા નજરાણા માથી તેમને મદદ કરવામા આવે છે જે વિદ્યાર્થીઓ દુર્ગુણી હોય અને તેમના માબાપ સગા તેમના સોબતીઓ પર ધ્યાનો સભાન હોય તેવા વિદ્યાર્થીઓને સ્કૂલ-બોર્ડ ત્યાથી કાઢી મુકે છે, ને એવા બાળકો ન જ ખાસ નક્કી કરેલી શાળામા તેમને દાખલ કરે છે કાયદા પ્રમાણે આખા વર્ષ મિયાન શિક્ષણનુ કામ ઓછામાં ઓછુ આઠ મહીના સુધી થાવુ જોઈએ બાળકોની શારીરિક વિકાસ થાય એ હેતુથી સા બીજી કેટલીક ગોઠવણો કરેલી છે કસરત અને મનના વિકાસ ઉપરાત જે કઈ ત્યા વધારે છે તેમા નીચેની વસ્તુઓના નામ ગણાવી શકાય, હાતની સભાળ, નિશાળમાં નહાવાનું જે વિદ્યાર્થીઓના માબાપ પોતાના બાળકોને યથાયોગ્ય ખોરાક પુરો પાડવાને અશક્ત હોય તેવા બાળકોને અપાતુ ભોજન, અને રજાના દિવસોમા ઉત્સવ-શાળા ( *Holiday-School* ) ની સ્થાપના

ત્યા શાળાના મકાનના નટારાના ખાસ ઓરડાઓ હોય છે તે જગાએ છોકરાઓ ગરમ પાણીએ ન્હાય છે, અને હોશિયાર નોકરો તેમના અગ ધુએ છે દરેક વખતમાં બાળકોના વસ્ત્રો ગરમ વરાળથી ધોવાઈ રહે છે મોટા શહેરોમા નિશાળોમાં જ ભોજન પુરૂ પાડવામા આવે છે સ્ટોકહોમના વિદ્યાર્થીઓને માત્ર મુખ્ય ભોજન જ નહિ, પણ નાસ્તો સુદ્ધા કરાવવામા આવે છે

ઉત્સવ-શાળા ( *Holiday-School* ) ની સ્થાપનાના નિયમથી ગરીબ અને સુકુમાર બાળકોને ઉનાળાની રજાના દિવસોમા ખાનગી મડળની દેખરેખ નીચે શહેરમાથી ગામડાઓમાં મોકલવામા આવે છે વળી કરીને, આવી વ્યવસ્થામા લગભગ વીસ છોકરાઓ તેમના પર દેખરેખ રાખનાર એક શિક્ષકો અથવા શિક્ષિકાનો, તેમ જ બીજા જરૂરના સંતનીશ માણસોનો સમાવેશ થાય છે કેટલીક વખત આવી ટોળી ગામડામા પોતાની માલીકીનુ મકાન રાખે છે, નહિતર, તેઓ જગલની અથવા સમુદ્રની પડોશમા ખેતરોની નજીક યા તો દૂર એકાદ મકાન ભાડે રાખે છે સા બાળકોને પૌષ્ટિક ખોરાક મળે છે, તાજી હવામા ફરવાનુ હોય છે અને શક્તિ વધારનારૂં સમુદ્ર-સ્નાન કરવાનો લાભ થાય છે આવી રીતે ઉત્સવ-શાળાઓ બાળકોની શક્તિમા અભિવૃદ્ધિ કરી તેને જાળવવાનું અગત્યનુ કામ બજાવે છે વળી તે જ વખતે સા બાળકોમા નિયમિતપણાની અને વ્યવસ્થાની ટેવોનો

અભ્યાસ ક્રમ્ગી તેમના પર શિક્ષણ ઉચ્ચ સરકાર પાડવામા આવે છે એ લાભ ફક્ત નાનોસુનો નથી

૪૧-સમાજની કેળવણીની વૃદ્ધિ કરવા ખાતર જે ખાસ ઉપાયો ત્યાં યોજવામાં આ છે તે પૈકી નિશાળનુ પુસ્તકાલય એ મુખ્ય છે પુસ્તકાલયોનુ ખાતુ નિશાળના કાયદાનુસા સ્કુલ-બોર્ડને સ્વાધીન કરેલુ હોય છે ૧૯૧૪ ની સાલમા સ્ટોકહોમ નગરમા ૧૬ નિશાળન લાયબ્રેરીઓ હતી, અને તે બધીમા મળીને કુલ ૪૩,૦૦૦ પુસ્તકો હતાં

હસ્ત-કલા અર્થાત્ સ્લોઇડ શાળાઓ.

બધા દેશોમા મગજમારીની એકદેશીય કેળવણીની વિરૂદ્ધમાં, શારીરિક ખીલવણી માનસિક શિક્ષણમા એક અગત્યના અગ તરીકે લેખવાની જે ભગીરથ પ્રવૃત્તિ ચાલી રહી છે તેમાં સ્વીડને મુખ્ય ભાગ લીધો છે ત્યા હસ્ત-કળાનુ શિક્ષણ આપવા સારૂ ભારે શ્રમ લઈને એક સારી પદ્ધતિ ખોળી કાઢવામા આવી છે ને તેને ત્યારપછી યુરોપના તેમ જ બહારના બીજા ઘણા દેશોએ પોતાને ત્યા દાખલ કરી છે સ્વીડનની હસ્ત-કૌશલ્ય-શાળા પરથી આપણે સમજીએ છીએ, કે નાસની હસ્ત-કળા-પાઠશાળા ( *Nass Sloyd Seminary* ) જ્યાંથી સ્લોઇડ અને સુથારીકામ શીખીને તૈયાર થએલા ઘણા સ્વીડિશ શિક્ષકો બહાર પડયા છે તે સસ્થા વડે શિક્ષણની પદ્ધતિ અને રીતિ વિકાસ પામ્યા છે તથા, એ વિષય ત્યાની બધી જાહેર-શાળાઓમા શિખવાય છે, અને દેશમા કેટલેક ઠેકાણે જાહેર-શાળાઓના શિક્ષકો માટે સ્લોઇડનો અભ્યાસક્રમ ગોઠવવામા આવ્યો છે હાલ તો કોલેજની ઉનાળાની રજાના દિવસોમા ૭ ૭ અઠવાડીઆં સુધી ચાલે એવા બે અભ્યાસક્રમ ગોઠવ્યા છે આ ઉપરાંત, ત્યાં ધાતુકામના, રમતોમા અગ્રેસરપદ લેતા શીખવવા માટે, અને નાઘણકળાની તેમ જ અખાડાની તાલીમ લેવા સારૂ ખાસ અભ્યાસક્રમ રાખેલા છે શિયાળાની રજાના મહીનામા સિવણકામ તથા વણાટકામ પણ શીખવવામા આવે છે જે વિદ્યાર્થીઓ જાહેર-શાળામા શિક્ષક તરીકે નીમાયા નથી, તેઓ ૨૫ ક્રોનર ( લગભગ ૨૮ શિલિંગ ) એક વર્ષમા આપે છે એટલા અપવાદ સિવાય બધા વિદ્યાર્થીઓને શિક્ષણ મફત મળે છે પરદેશી પ્રજાના શિક્ષકો ૫૦ ક્રોનર આપે છે હસ્તકળા શિક્ષણ તેની પદ્ધતિઓ અને રીતિઓ, તેનો ઇતિહાસ તથા જીમ્નાસ્ટીક વગેરે વિષયોપર વ્યાખ્યાન અને ચર્ચા કરીને શિક્ષણ આપવામા આવે છે કેટલીક શાળાઓમાં કાગળનુ કામ, ધાતુકામ, ઘાટ ઘડવાનુ કામ અને લાકડાનુ કોતરકામ વગેરે વિષયો પર પાઠો અપાય છે હસ્તકળા શિક્ષણનો ઉદ્દેશ એવો નથી, કે સુથારો અથવા બીજા ધધાદારી કારીગરો કેળવવા પણ તેનો આશય એવો છે, કે એકદેશીય પુસ્તક-જ્ઞાન બાળકોના મગજમા ભરવાને બદલે સુખકર ઉદ્યોગોથી નેત્રેન્દ્રિયને વધારે સારી રીતે જોતા, અને હસ્તને વધારે સારી રીતે કામ કરતા શીખવી વ્યવસ્થા, નિયમ, ધૈર્ય વગેરે ઉચ્ચ ગુણોનો અભ્યાસ પાડી બાળકનાં શરીરનો, બુદ્ધિનો અને નીતિ વિષયક ગુણોનો વિકાસ કરવો

સારી વીસ વાર્તાઓ (સચિત્રવાર્તા સમહ) રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ.

"જ્ઞાનસંચય નહિ, પરંતુ જ્ઞાનશક્તિ" ( *Not quantity but quality* ) એ સ્લૉઇડ-શાળાનો મુદ્રાલેખ છે. આસમાં જે પદ્ધતિ અનુસરાય છે તે 'અભ્યાસ' ના તત્ત્વ પર રચાએલી છે. અમુક રીતીથી એક યા તો વધારે ઓજારો વાપરીને કોઇક નિશ્ચિત વિષય ની ફળપ્રાપ્તિ કાજે પ્રયોગનો ઉપયોગ કરવો તેનું નામ 'અભ્યાસ' એવો અર્થ અહીં સમજવાનો છે. સપૂર્ણ ક્રિયા અર્થાત્ ઉદ્યોગ તેના તે જ સ્વરૂપમાં વ્યાવહારિક ઉપયોગિતા ધરાવનારો હોવો જોઇએ. અને નિયમ પ્રમાણે, ઘર અને નિશાળનો સબંધ દઢ કરવા સારૂ, જેનો ઉપયોગ થઈ શકે એવી વસ્તુઓ જ ત્યાં બનાવવામાં આવે છે. વળી સ્લૉઇડ-શાળાઓ પણ વિદ્યાર્થીઓની મૂળબુદ્ધિની અને કલ્પનાશક્તિનો વિકાસ કરવાની ઈચ્છા ધરાવે છે, તેમ જ બાળકોને નિરીક્ષણ કરવાની અને વિચાર કરવાની ટેવ પાડે છે-તે બાળકને સિદ્ધાંતની પહેલાં પ્રયોગ, અને સ્પષ્ટીકરણ કરતાં અગાઉ રીતિઓ બતાવીને પોતાની મેળે વિચાર કરતાં શીખવાનો મહાવરો પાડે છે, અને તે જ વખતે, બાળક પોતાના શુદ્ધ વિચાર બાંધી શકે છે. સ્લૉઇડ-શિક્ષણનો મૂળ ઉદ્દેશ એવો છે, કે બાળકનો વ્યક્તિગત વિકાસ કરવો, પણ માત્ર હસ્તક્રિયાના લાભ સંપાદન થાય એથી જ કૃતકૃત્યતા લેખવાની નથી. ત્યાંનું શિક્ષણ પણ વ્યક્તિગત છે. આખા વર્ગને શિક્ષણ આપવા જેવી રીત ત્યાં નથી.

જનસમાજને કેળવવાના કામમાં—જાહેર ઉંચી શાળાઓમાં, તેમ જ જે લોકો શાળા છોડી દઇને પોતાના ખાસ ધંધારોજગારમાં પડ્યા છે તેવા પ્રૌઢ વયના માણસોને મફત શિક્ષણ આપવાના કામમાં-સરળ વૈજ્ઞાનિક વ્યાખ્યાનો અને જાહેર પુસ્તકાલયો છૂટથી ઉપયોગમાં લેવાય છે. "જનસમાજની કેળવણી" એ શબ્દને પ્રજાના વિસ્તૃત ભાગના માત્ર મજુરિઆત વર્ગની સૂચક ગણીને અહીં અર્થ કરવાનો નથી પણ આ સ્થળે 'જનસમાજ' શબ્દ પ્રાકૃત જન અને વ્યવસાયી માણસોનો તફાવત બતાવવાને વાપરેલો છે. શાળા, પેરિશ અને ખાનગી વ્યક્તિઓ આ હેતુ સ્વીકારે છે, તેમણે પણ આરંભમાં મુખ્યત્વે કરીને અલ્પ સાધનવાળા લોકોપર ઉપકાર કરવામાં ધ્યાન આપ્યું હતું.

ઉંચી જાહેર-શાળાઓમાં પ્રૌઢ વયના સ્ત્રીપુરૂષોને સાધારણ નાગરિક ધર્મનું શિક્ષણ અપાય છે અને તે ઉપરાંત વ્યક્તિત્વ અને નીતિવિષયક બળ ઉત્પન્ન કરવા સારૂ ખાસ કાળજી રાખવામાં આવે છે. સમભાવની વૃત્તિ કેળવવામાં આવે છે અને વિદ્યાર્થી પોતાના દેશ, તેનો ઐતિહાસિક વિકાસક્રમ અને તેની વર્તમાન સમયની સ્થિતિ, દેશની આધ્યાત્મિક અને ભૌતિક સંપત્તિ તેમ જ તેની સાથે વિદ્યાર્થીને પોતાના જીવનપથમાં સહાયભૂત નીવડે તેવું બીજું જ્ઞાન -એવા કલ્યાણદાયી વિષયોનું વૈજ્ઞાનિક દૃષ્ટિએ ત્યાં શિક્ષણ અપાય છે. સ્વીડનના હાલ ૪૮ ઉંચી જાહેર-શાળાઓ છે. તેમાંની ઘણીક તો ગામડામાં આવેલી છે-ત્યાં અભ્યાસક્રમ ખાસ ધોરણ બાંધવામાં આવતું નથી, અને નિશાળ છોડતા પરીક્ષા લેવાની નથી. એક અથવા બે વર્ષમાં શિક્ષણ પૂરૂં થાય છે. તેટલા વખતમાં પુસ્તકો મારફતે અને વ્યાખ્યાનદ્વારા ભિન્ન ભિન્ન વિષયો શીખવવામાં આવે છે. વળી વધારામાં, ત્યાં ખેતીવાડીનું શિક્ષણ પણ આપ

- સરસ્વતીચંદ્ર ભાગ,૧ લો ક઼ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની.

વામાં આવે છે સ્ત્રીવિદ્યાર્થીઓને રાંધણકળા, બાગકામ, અથાણાં ને મુરબ્બા કરતા, તથા જુદીજુદી જાતની લલિત કળાનું કામ શીખવાને માટે ખાસ વર્ગો ઉઘાડવામાં આવે છે કેટલીક ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપનારી જાહેર-શાળાઓના વિદ્યાર્થીઓ છૂટા પડે છે, ત્યારે તેઓ એક મંડળ સ્થાપે છે આ મંડળ વર્ષમાં બે વાર મળે છે તે વ્યાખ્યાનો સાંભળે છે, અને ચર્ચા-પ્રશ્નોત્તર થયા કરે છે પૂર્વના વિદ્યાર્થીઓ, લોકો, શિક્ષકો તથા જે માણસો યુનિવર્સિટિના અને બીજી શાળાના વ્યાખ્યાનકર્તાઓની સહાય લેવામાં રસ માનતા હોય તેના જેવા માણસો બાળઉછેર, ગૃહ-વ્યવસ્થા, અને મકાનો સંબંધીનું શિક્ષણ આપવાના વર્ગો વળી શાળાઓમાં એકાદ બે અઠવાડીઆ સુધી ભરવામાં આવે છે વળી વધારામાં, નાના ખેડુતોને માટે તેમ જ મજુરોપર દેખરેખ રાખનારા માણસોને સારૂ ખાસ વર્ગો ખોલવામાં આવે છે કેટલીક ઉચ્ચ શિક્ષણ આપનારી જાહેર-શાળાઓમાં સાંજના વર્ગો ભરાય છે આવી રીતે આધારનું મોટી કેળવણી આપવાનું કામ ઉંચી શાળાઓ મારફતે સાધી શકાય છે, અને તેથી તે બહુ દરજ્જે જરૂરનું છે

**મંડળી વૈજ્ઞાનિક વ્યાખ્યાનો**—શિક્ષણ આપતી વખતે સૂત્રાત્મક અને અનુભવસિદ્ધ માર્ગોમાં પ્રવેશ કરવા સારૂ ઉત્સાહ ઉભો કરવામાં, નવીન વિચાર પ્રદીપ્ત કરવામાં, નવીન રસ પ્રત્યેના અભિલાષ સચેતન કરવામાં અને નવરાશના વખતમાં કલ્યાણકારક વિનોદ પુરા પાડવામાં આ ભાષણોનો બહોળો ફેલાવો કરવામાં આવે છે રાજકીય કે ધર્મવિષયક વિરૂદ્ધતા ચર્ચામાં ઉપસ્થિત થવા ન પામે એટલી શરતથી કોઈ પણ વિષય ભાષણમાં લેઈ શકાય છે આ કાર્ય માટે શહેરોમાં તેમ જ ગામડામાં અને વળી લશ્કરની ભરતી કરવાના મથકોમાં પણ વ્યાખ્યાન-મંડપો બાંધવામાં આવ્યા છે આવા મંડપો બાંધવા માટે સરકાર દર વર્ષે ૨૭૦,૦૦૦ ક્રૉનર (લગભગ ૧૫,૦૦૦ પૌંડ) ની મદદ આપે છે દર વર્ષે ત્યાં લગભગ ૧૨,૦૦૦ ભાષણો થાય છે

**જાહેર પુસ્તકાલયો**—હમણાં હમણાં વ્યાખ્યાનપદ્ધતિને પુસ્તકાલયોની પ્રવૃત્તિ સાથે જોડી દેવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે કારણ કે તેમ કરવાથી ભાષણના શ્રોતાજનો તે વિષયમાં રસ ધરાવી શકે તો તે વિષયના પુસ્તકો મેળવી તેમાં વિશેષ જ્ઞાન સંપાદન કરી શકે બધા શહેરોમાં પુસ્તકાલયો હોય છે, અને સરકાર પુસ્તકો ખરીદવા સારૂ તેને દર વર્ષે નાણાંની મદદ આપે છે જાહેર પ્રગટ માન બાહેધરી આપવાથી મનગમતું પુસ્તક મફત મેળવી શકે છે જાહેર-શાળાઓનો વહિવટ ચલાવનારા મંડળમાં "સલાહકારક અથવા નાયબો" હોય છે તેઓ જાહેર-શિક્ષણના કાર્ય સાથે જોડાએલા વિષયો તૈયાર કરે છે, અને તેપર ભાષણો આપે છે જનસમાજને તેઓ જ્ઞાન, વર્તમાન સમાચારને ઉપયોગી સૂચનાઓ આપીને સેવાધર્મ બજાવે છે આ ઉપરાંત, પુસ્તકાલયોના ખાતાને અંગે રાજ્ય તરફથી મદદ તરીકે અપાતા નાણાંની વ્યવસ્થાપર તેઓ દેખરેખ રાખે છે, ને પુસ્તકાલયોનો કારભાર ચલાવે છે *

* ઇંગ્લીશ પરથી.

સરસ્વતીચંદ્ર ભાગ ૨ જો રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# રત્નાવલી.

[ નાટક ]

લેખક—રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા, બી. એ.

( ગયા અંકથી ચાલુ )

## દ્વિતીય અંક—ચાલુ

---

સાગરિકા—અલિ સુસંગતા! હું પેલુ ચિત્ર ક્યાં મુક્યુ? કદાચ કોઈ દેખશે તો?

સુસંગતા—હવે વળી ચિત્રની કયાં વાત કરે છે? જોને, દુધભાત ખાવાને પેલી મેનાનુ પાંજરૂ એ દુષ્ટ વાંદરાએ ઉઘાડી નાખ્યુ અને આ ઉડી પેલી મેના ચાલ, ચાલ, એની જ પાછળ જઇએ નહિ તો સાભળેલા શબ્દો તે બીજાઓ પાસ બબડીને આગળ જાય છે, ( નેપથ્યમા ) હા હા હા આ શુ આ !!!

સાગરિકા—( ભયથી ) સુસંગતા, સાભળ્યુ કે? એ દુષ્ટ વાંદરો તો આહિં આવે છે

સુસંગતા—( વિદૂષકને જોતા જ હસી પડીને ) અલિ બ્હીક્ણુ, બ્હીશ નહિ, આ તો મહારાજાનો નર્મસખા છે

સાગરિકા—( ઉત્કંઠાથી નિહાળી )-સખી સુસંગતા, આ માણસ જોવા જેવો છે

સુસંગતા—સખી, આને જોવાથી શુ વળવાનુ હતુ? આ જો પેલી મેના, કેટલે દૂર ઉડી ગઇ તે ચાલ, ચાલ, ત્યા જ જઇએ (બ ને જાય છે )

( પ ના ઓ ખ ભ કરીને નાખો ખુશી થતો થતો વિદૂષક પ્રવેશ કરે છે )

વિ૦—હા હા હા આ શુ આ શુ? ધન્ય છે, ધર્માત્મા બાભ્રવ્ય, ત્હમને ધન્ય છે એમની બતાવેલી યુક્તિથી તો આ નવમાલિકા આમ બારમાસી ફુલવાળી થઈ ફુલતાં શુ થતાં દીપતી નવમાલિકા, જેની માનીતી માળીનતાને હવે તો જાણે હરાવતી હોય નહિ, એમ દેખાય છે ચાલ હું મ્હારા મિત્રને વધામણી ખાઇ આવુ પણ અરે, નવ માલિકા આમ પુષ્પવાળી થઈ, એવુ કોઇની પાસેથી સાભળીને મ્હારો મિત્ર હરખાતો હરખાતો આ આવે આવ, ત્હેની પાસે જ જાઉ

( રાજા પ્રવેશ કરે છે )

રાજા—( હર્ષથી )

( શાર્દૂલ )

ખીલતી બહુ ઉલ્લસિત કલિકા કાન્તિ ત્રિપાંડુ ધરે

વાયુ શ્વાસતણો નિરતર વરી કંપાવી દુ ખી કરે

શાર્દૂ )

દેખી વિરહ ગે મહિ સમરમા રાતુ બવા ન્હાનેના
હારી મન્ત્ર પ્રતાપથી જઇ વસ્યા બજ । પાતાળમા
પૂર્વે લક્ષ્મણ વીર વાનર શત ને ઈ દ્રજીતે હુવ્યા
તેના મબ મટાન ઔષધી ત ઠી પાછા થતા જીવતા

તેથી હેના દર્શનના ફળ અનુભવીએ, એવો માગ બતાવ

વિદૂષક—આ પાસ, મહા જ, આ પાસ (જવા માંડે છે)

( ભર માથે પાછા ફરી રાજાનો હાથ ઝાલી )

વિ૦—અરે, ન્હાસો મહારાજ, ન્હાસો આ ઝાડમા કાંઇ ભૂત જેવું દેખાય છે

રાજા—મૂર્ખ, બસ કર, ગીચમા એવાઓનુ અહિં શુ બની આવવાનુ છે?

વિ૦—અરે, વયસ્ય! જુઓ તો ખરા કે કેવા ચોખ્ખા શબ્દો તે બોલે છે! જો આના બોલવા ઉપર ભરૂંસો ન હોય તો જરા આગળ આવી ને આપ જાતે જ સાંભળો ને

રાજા—( સાંભળીને )—

ચીંપી ચીંપી વદે ગબ્દો મીઠા સ્ત્રીના સ્વભાવથી
કુંપ વીમા સ્વરો લુઠી જાણુ કે સારિકા વદે

( પાસે જઈ ઊંચે જોઇ ) ખરે ને, આ તો સારિકા જ છે

વિ૦—( ઉંચે જોઇ ) આ? ખરેખર આ તો સારિકા જ

( રોષથી લાકડી ઉપાડી ) અરે, ચાકરડી, તુ શુ સમજે છે? શુ હારાથી વસન્તક બી જશે? ક્ષણવાર ઉભી રહે તો ખરી, હમણા જ પાકેલા ફળની માફક લાકડીના પ્રહારથી ઝાડ ઉપરથી ડોકુ જુદુ કરી નાખીશ

રાજા—મૂર્ખ, જાણતો નથી કે એ કેવુ મનોહર બોલે છે! શા માટે એને બ્હીવડાવે છે? સાંભળવા દે, એ શુ કહે છે તે

વિ૦—એ તો તેમાં નવી આવડો શેય શો? સાભળો ત્યારે (બન્ને સાભળે છે)

[ સાભળી ને નવાઇ પામી ]

વિ૦—શુ બોલે છે? હૈ, વયસ્ય, એ તો બોલે છે કે "સખી, આ શુ? હેં તો મ્હારી છબી કાઢી. સખી, નકામી શુ કામ શ્હીવાઇ જાય છે જેવો ત્હારો કામદેવ, તેવી મ્હારી રતિ" મહારાજ એનો અર્થ શુ?

રાજા—વયસ્ય, હુ તો એમ ધારૂ છુ કે, કામદેવને મિષે કોઇ સ્ત્રીએ પોતાના પ્રિયતમની છબી ચિતરી હશે, હેની સખીએ એ વાત જાણી લઇ ચતુરાઇથી રતિને મિષ હેની છબી ચિતરી હશે

વિ૦—( ચપટી વગાડીને ) મહારાજ, શાન્ત રહો એમ પણ હોય

રાજા—અરે વયસ્ય! તું જ ઠાનો રહેને? જો સાભળ વળી પાછુ એ કાંઇક કહે છે.

વિ૦—શુ? શુ? "સખી, એમા શરમાય છે શાની! હાગ જેવાં કન્યા રત્ન આવા વરમાં અભિલાષા થી જ જોઇએ"

રાજા—ઓહો, આનો અર્થ તો—

વિ૦—વયસ્ય! નકામા પરિતાપનો ગર્વ ન કરશો હું જ ત્હમને એ બધુ કહીશ. જે કન્યાની ...ગી ચિતરાઇ છે, તે જોવા લાયક તો હશે જ, એટલુ તો નિ:સશય!

રાજા—જો જો, માબળ વળી પાછુ આપણી ઉત્કંઠાને હવે કાંઇક વધારે જાણવાનું મળશે

વિ૦—મહારાજ, સાભળ્યુ એણે કહ્યુ તે! એ તો કહે છે કે 'સખી, આ પાદડાં અને તન્તુઓને નથ લે મ્હારે સારૂ તું નકામી શીદ ચિન્તા કરે છે?'

રાજા—વયસ્ય, સાભળ્યુ એટલુ જ નહિ, પણ ત્હેના મનનો અભિપ્રાય પણ જાણી લીધો.

વિ૦—મહારાજ, હજુ પણ આ મેના કાંક લવલવ કરે છે આ બધુ સાભળીને પછીથી હું ત્હમને કહીશ વયસ્ય, જુઓ તો ખરા આ મેના તો ચતુર્વેદી બ્રાહ્મણની પેઠે ...ચા બોલતા પણ મ...ડી ગઇ

રાજા—વયસ્ય, મ્હારૂં ધ્યાન બીજી દિશામા હતુ, તેથી હું કાંઇ સાભળી શકયો નથી. કહે જોઇએ, એણે શું કહ્યુ?

વિ૦—મહારાજ, એણે તો ગાયુ કે—

(પ્રીતિ)

'દુર્લભ જનમા પ્રીતિ લજ્જા મ્હોટી, પરવશ નિજ તને
...ર વિષમ પણ ત્યારે, મરણ એ જ છે પછી શરણ મ્હારે.'

રાજા—મિત્ર, ત્હારા જેવા બ્રાહ્મણ શિવાય બીજુ કોણ આવી કથા ભણી શકે?

વિ૦—ત્યારે ત્હમે શુ સ્હમજ્યા?

રાજા—મૂર્ખ, આ તો ગાથા છે ભર જોબનમા આવેલી સ્ત્રીને પોતાનો પ્રીતમ પ્રાપ્ત થતો નથી, તેથી તે જીવવાની આશા ત્યજીને આમ કરે છે

વિ૦—ઓહો! એમ આડુ શુ કામ બોલે છે? સીધુ જ કહી દોને કે ત્હમે ત્હેને પ્રાપ્ત થતા નથી નહિ તો વળી કામદેવને મિષે બીજા કોને બોલાવે?

(મોટેથી ખડખડાટ હસી પડે છે, મેના ઉડી જાય છે)

રાજા—અરે મૂર્ખ, ખડખડાટ હસીને આને બીવડાવી કાઢી મૂકી જો એ તો ઉડીને બીજે કાંક ગઇ

(બને જોઈ રહે છે)

વિ૦—એ તો કેળની વાડીમા ગઇ ચાલો આપણે પણ ત્યાજ જઇએ

રાજા—

(પ્રહર્ષિણી)

સ્હેલી જે મન્મથની વ્યથા અસહ્ય
વીનેતુ રમણી વદે સખી સમીપે,
મેના તે ફરી વદતી સ્વરે મધુરા
સુણતા જન નિજને ગણે જ ધન્ય!

વિ૦—ચાલો, ચાલો, મહારાજ, ( આમ તેમ ફરે છે ) વયસ્ય ! આ ગ્રી કેળની વાડી. ચાલો એમા પ્રવેશ કરીએ

( બન્ને પ્રવેશ કરે છે )

અરે ! મેના તો ઉડી ગઇ ત્યારે તો હવે પવનથી મંદ મંદ હાલતા આ કેળના પાંદડાના ચંદા નીચે જરા આરામ લઇએ તો ઠીક

રાજા—જેવી ત્હારી ઇચ્છા ( બેસે છે )

વિ૦—( આમ તેમ જોઇ ) વયસ્ય ! જુઓ પેલુ વાદરાએ ભાગી નાંખેલુ મેનાનુ પાંજરૂ. આ ચિત્રપટ પણ અહિ જ છે ( હાથમા લઇ હર્ષ પામતો ) અરે, વયસ્ય ! ત્હમારૂ ભાગ્ય તો મ્હોટુ છે મ્હે ત્હમને કહ્યુ તેમ જ છે લ્યો, આ ત્હમારી જ છબી ચિતરાઇ છે ત્હમારા સિવાય કામદેવ જેવો બીજો કોણ હોય !

રાજા—( હર્ષ પામતો ) મિત્ર લાવ જોઉ તો ખરો

વિ૦—નારે ભાઇ, હું તો નહિ દેખાડુ આમા તો વળી તે કન્યારત્નની પણ છબી છે આવુ રત્ન તે કાંઇ ઇનામ વિના દેખાડાય કે ?

રાજા—( બળાત્કારે ચિત્રપટ ઝુટવી લઇ નવાઈ પામતો જોઇ રહે છે ) ખરે

( ગીતિ )

કમળ પત્ર વિલાસે કપાળે, તે અધિક ગણે અમને
કોણ હરી પ્રમદા જે, રાજહંસી સમ છબી હરે મનને

( સાગરિકા ને સુસંગતા પ્રવેશ કરે છે )

સાગરિકા—સખી, મેનાને તો આપણે ન પકડી શકયા ચાલ ત્યારે, કદલીગૃહમાથી ચિત્રપટ ઉતાવળે લઇ આવીએ

સુસંગતા—હા, હા, ચાલ જઇએ ( જરાક આગળ ચાલે છે )

વિ૦—અરે વયસ્ય, એને છબીમા રોતી શામાટે ચિતરી હશે ?

સુસંગતા—( સાભળીને ) સખી, વસન્તક બોલતો હોય એમ લાગે છે હું ધારૂ છું કે મહારાજ પણ ત્યાં જ હોય જોઇએ ચાલ, કદલીવૃક્ષની પાછળ સતાઇને આપણે જોઇએ

(બન્ને સતાઇને જુએ છે)

( ધીમેથી ) સખી ત્હારૂ ભાગ્ય તો મ્હોટુ છે ત્હારો હૃદય-વલ્લભ ત્હારૂ જ વર્ણન કરતો ઉભો છે

સાગરિકા—( શરમાઇને ) સખી, મશ્કેરી કરી મ્હને શીદ હલકી પાડે છે ?

વિ૦—( રાજાને ) મહારાજ, એને છબીમાં રોતી શા માટે ચિતરી હશે ?

રાજા—વયસ્ય, મેનાએ જ બધુ સ્પષ્ટ કરી દીધુ છે

સુસંગતા—( સ્વગત ) સખી, આ રૂપની મેનાએ તો પોતાનુ બધુ ડહાપણ બતાવી દીધુ લાગે છે

વિ૦—વયસ્ય, હવે ત્હમાન નેત્રો શાન્તિ થઇ કે નહિ ?
સાગરિકા—(મનમાં) અરે, હવે આના જવાબમાં જ મરણ કે જીવન નક્કી થશે.
વિ૦—(રાજાને હલાવીને) મિત્ર, બોલો ને, ત્હમને શાન્તિ વળી કે નહિ ?
રાજા—વયસ્ય, એમાં પૂછે છે શું ? જોતો નથી કે —

(શાર્દૂલ)

દૃષ્ટિ બહુ શ્રમથી ઉરૂથી ખસીને નીતંબ વિષે ઠરી
મધ્યે ત્રિવલીના તરંગ દીસતા ત્યાં તો મુઝાઇ ગઇ,
તે ઊંચી થઇ પછી ત્યાંથી સ્હેજ વધતા ઉંચા સ્તનોએ પડે
વારંવાર જુએ કુતૂહલથી તે, આંસુભર્યા લોચને

સાગરિકા—(સાંભળીને, મનમાં) હાશ ? હૃદય, શાન્ત થા, શાન્ત થા ! ત્હારા મનોરથ શું હવે આટલે સુધીયે નથી આવ્યા ?

રાજા—અને વળી

(અનુષ્ટુપ)

પૂર્ણ ચંદ્ર સમી શોભા મુખમાં વિધિ નિર્મીને,
થાતો દુ ખી હશે, પદ્મો બીડાતા નિજ સ્થાનના

સુસંગતા—સખી, સાંભળ્યું કે ?
સાગરિકા—તું જ સાંભળ ને આ તો ચિત્રનું વર્ણન થાય છે
વિ૦—અહો વયસ્ય, આવી સ્ત્રીઓ જ્યારે ત્હમને આમ ચિતરીને તમારો સમાગમ પ્રિય ગણે છે, ત્યારે ત્હમે તો ત્હમારૂં ચિત્ર જોતા જ નથી ત્હમે ત્હમારી જ અવગણના આમ શું કામ કરો છો ?
રાજા—(નિહાળીને) વયસ્ય, એણે મ્હને ચિતર્યો છે, તેથી તો હું વણો મકલાઉં છું-શા માટે હું તે જોઉં ? કારણ કે —

(ગીતિ)

છબી ચિતરતા એના નયનથી આંસુ ખયા અધિક દિસે
હસ્તસ્પર્શથી થાતો પરિસ્વેદ સમ દિસે મને શરીરે

સુસંગતા—સખી, ભર્તાએ ત્હારા તો બહુ વખાણ કર્યાં, ધન્ય છે ત્હને !
વિ૦—(એક પાસ જોઇ) અહો વયસ્ય, આ વળી સરોવરનાં કમળપત્ર અને મૃણાલનું રચેલું શયન ત્હેની મદનાવસ્થા સૂચવતું જણાય છે ?[1]

[1] નેત્ર [?] જીવન ગાળનારા પ્રાચીન મનુષ્યો કામદેવથી અકળાઇ ગાત્ર ઘવા માટે કમળપત્ર અને મૃણાલનું શયન કરી શાંતિ મેળવવા મથતા શાકુન્તલમાં પણ આવો જ ભાવ કલ્પ્યો છે —સરખાવો — *वस्त्रा पुष्पमयी शरतलशिला शय्या शिलायामय* ! એવી પુષ્પ ભરી શિલા ઉપરની શય્યા પડી આ રહી ! ભાષાન્તર—ઝવેરીલાલ

ગ્રેફીકલ એસ્ટ્રોલોજી રૂ. ૩—૦—૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

**સાગરિકા**—( રોષથી ) સુસગતા, હુ ત્હારૂ કહેવુ સ્હમજતી નથી, તેથી હુ તો જઈશ ( ચાલી જવા માડે છે )

**સુસગતા**—( સાગરિકાનો હાથ ઝાલી ) અલિ ઉભી રહે ને હવે ને, હુ જ ચિત્ર ઉપાડી લાવુ છુ

( કદલી ગૃહમા જાય છે )

**વિ૦**—( સુસગતાને જોઈ, ગભરાટમા ) અરે વયસ્ય, ઢાકી દ્યો, આ ચિત્ર, આ તો ખરે દેવીની દાસી સુસગતા જ આવી

( રાજા કપડાના છેડાથી ચિત્રપટ ઢાંકે છે )

**સુસગતા**—( પાસે આવી ) જય જય મહારાજ

**રાજા**—અમે આહિ છીએ એવુ ત્હે ક્યાથી જાણ્યુ ?

**સુસગતા**—( સ્હેજ હસતી ) મહારાજ, ત્હમે જ આહિ છો એટલુ જ જાણ્યુ, એમ નથી આ ચિત્રફલકનો યે સઘળો વૃત્તાત પણ જાણી લીધો તેથી હવે તો જઈને દેવીને જ કહી આવવાની છુ

**વિ૦**—( ભય પામી એકાન્તમાં રાજાને ) વયસ્ય, એ તો દેવીને બધુ યે કહી દે તેવી છે તેથી કાઇ ઇનામ આપી ત્હેનું મોંઢુ બધ કરો

**રાજા**—સારુ કહ્યુ ( સુસગતાને ) સુસગતા ! આ તો અમે ગમ્મત કરતા હતા. વિના કારણે દેવીને સતાપ ઉપજાવીશ નહિ

( પોતાના કાનનુ કુંડળ આપે છે )

**સુસગતા**—( સ્હેજ હસીને કુડળ લેતી ) મહારાજ, આપે નકામી નકા કરી મ્હારે તો મહારાજની કૃપા જ બસ છે, આ કુડળને મ્હારે શુ કરવુ છે ? પણ પેલી મ્હારી પ્રિય-સખી સાગરિકા 'મ્હારૂ ચિત્ર કેમ કાઢ્યુ' એમ કહેતી ઉભી છે, ત્હેને જરા પ્રસન્ન કરો

**રાજા**—( એકદમ ઉભો થઇ ) દેખાડ, દેખાડ, ક્યા છે એ ?

**સુસગતા**—આમ આમ, મહારાજ.

**વિ૦**—( મનમા ) હુ ચિત્રપટ લઈ લઉ છુ, કદાચ ત્હેનુ યે કામ પડે

**સુસગતા**—મહારાજ આ રહી

( બધાયે કદલીગૃહમાથી બહાર આવે છે )

**સાગરિકા**—( રાજાને ઉત્કંઠાથી જોઇને, ધ્રુજતી મનમા ) અરેરે આમને જોઇને મ્હારાથી તો ડગલુ એ ખમાતુ નથી હવે હુ શુ કરીશ ?

( જોવાય છે )

**વિ૦**—વયસ્ય, આ તો નવાઈ ! નુ આવુ રૂપ આપણા લોકમા છે ખરૂ ? મ્હને તો લાગે છે કે બ્રહ્મા આ રૂપ ઘડયા પછી બહુ જ નવાઈ પામ્યા હશે !

**રાજા**—વયસ્ય, મ્હને પણ એમ જ લાગે છે

( શિખરિણી )

વિકાસ્યા નવાથી નિજ કમલ [illegible] દિવ્ય થતી,
મુખો ચારે જોયા [illegible] ભર્યા હાઇ ખીલી [illegible]

## પ્રૉફેસર ઢોલકિયા—એમ એ (ઑક્સન) બી એસસી, બાર-એટ-લૉ,

### —એક પીછાન.

લેખક—રા. વામવર્મા.

અમે જાણિયે છિયે કે અમને જાણે છે તે સહુ કોઈ જાણે છે કે અમારા ગામમાના ઘણાઓ પોતાને અમારા મિત્ર તરીકે ઓળખાવે છે આ ગામમા જ અમારો જન્મ થયેલ છે અને આ ઉમર સુધી અમે આ ગામમા રહ્યા છિયે છતા અમારા મિત્રો ઘણા નથી એ વાત અમે જ જાણિયે છીયે કેટલીક વસ્તુઓ ચકલે અને ચૌટે હોઇ શકે છે—ઉદાહરણ, લેણદારો, પરન્તુ મિત્રો એ એવી વસ્તુ નથી તેમા પણ જ્યારથી અમે, વામવર્માએ પ્હેલો પુરૂષ એકવચન "હું" છોડી બહુવચન "અમે" વાપરવા જેટલી નમ્ર મહત્તા ઓઢી લીધી છે ત્યારથી તો મિત્ર બનવા ચ્હાતાઓની સખ્યામા, ગપાવાળાઓ કહે તેમ ચિંતા ઉપજાવનારો ઉછાળો થયો છે એ હિસાબે તૈયારના જ ભાવ કહિયે તો પણ અમારા ગામની મ્હોટી ગેરી દીઠ ત્રણ ત્રણ અને સાકડી શેરી દીઠ (સરેરાશે) ડોઢ ડોઢ મિત્રો થઈ પડે જ્યારે જેને અમે અમારા મિત્રવર્ગમા લેખી શકિયે એવા થોડા છે આ ચુનંદા થોડા ઇસમોની પિછાન આપવાનુ અમે દુરસ્ત ધારિયે છિયે

અમારા મિત્રવર્ગમા પ્રથમ અંકે ત્રેવીશ નગ હતા આટલા વર્ષમા વ્યાધિ, ગ્લાન, સંશય, પ્રમાદ, આલસ્યાદિ શાસ્ત્રોક્ત દોષોને લીધે હવે માત્ર ૧૭ અંકે સત્તર નગ રહ્યા છિયે આમાનો એકે એક જણ પહેલા પુરૂષ એકવચન પેલ્લીપાર પ્હોચેલો છે, એકે એક જણ બીજા બધાથી પોતાને વધારે ડાહ્યો માને છે નવાઇ જેવુ જરાએ નથી કે આ સઘળાના ભેળા—જથાબંધ ડહાપણ સામટી વિદ્વત્તાનો અમારી પોળમા પ્રભાવ પડે છે આ મિત્રોમાના એક પછી એક વિદ્વાન મિત્રનો થોડા શબ્દોમા ઘણો ખ્યાલ આપવાના ઉદ્ગાર જણાવેલા અમારા ઇરાદા પ્રમાણે અમે આજે પ્રૉફેસર ઢોલકિયા એમ એ (ઑક્સન) બી એસસી બાર એટ-લૉ-ની પિછાન આપીયે છિયે

એઓના વડનાઓ વેળકાના હતો પણ પ્રૉફેસર વેળકિયાના જન્મટાણે તો તેઓ અમદાવાદના વતની હતા એમનુ, પોતાનુ નામ બહુ લ ય છે જો કે બાપનુ નામ તો કંચરાભાઇ છે. એમના માના ખાસ આગ્રહથી એમની રાસ ગ ઉપર હોતા એમનુ નામ ગજેન્દ્રવદન પાડનામા આવ્યુ એમનો સ્થૂલ જન્મ આમ થયો જ્યારે એમનો બીજો જન્મ અમારા મિત્ર તરીકે થયો ત્યારે અમે તો એમની અટક જ જાણી હતી તેઓ પોતે વિલાયતી ઢબે બોલતા હોવાથી ધોનો ગ બોલે છે પ્રેના અમે એમને ઢોલ વગાડનારા લગ મા ના પણ પાછળથી અમારી ભૂલ સુધરી,* અને અમારા મડળમાના અન્ય બેચાર પેઠે એઓ પણ અમદાવાદના જુના વિચારના નાગર કુટુમ્બના નવા વિચારના નબીરા નીવડ્યા

* ગુજરાતી કહેવત સગ્રહ ૨ ૨૦ • એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

પ્રૉફેસર ધોનકિયા—અથવા ઢોલકિયા અમારા મિત્ર મંડળનુ નાકીનુ નાક છે એટલું જ નહિ પણ એઓ ગુજરાતના વિદ્વન્મંડળનુ પાણીદાર ઘરેણું છે માત્ર એમની વિદ્વત્તા સરસ્વતીના જલ પેઠે અમારા મિત્રવર્ગરૂપી સિદ્ધપુરો કોઈ જ ડોઈ હાથના ઉંડાણથી વહે છે—બાકી ગહન હતા એમની સરસ્વતી પણ ગુપ્ત છે એમની કલ્પના બહુ તીવ્ર છે અને કોઇ પણ વસ્તુને જોતા વાર તે વસ્તુની ઉત્પત્તિ વૃદ્ધિ, પરિપાક પરિણામ અને લય સર્વ એમ ધ્યાનમા આવી જાય છે જે સવાનમા દેશના વૃદ્ધ નેતાઓને [ શા સુજતી ન'ી ત્યા એમને સ્પષ્ટ દેખાય છે જે વાત સુધારકો આગના વસ્ની હાથ જોડ અને માથા ફોડથી કે એરી બીજી છરતો-મ્હેનતથી નથી કરી શક્યા તે સર્વ વાતોના એમની પાસે રામબાણ ઈલાજો છે જ્યારે એઓ આ ઇલાજોની ચાવીનુ રેખા સ્વરૂપ માત્ર અમને સમજાવે છે ત્યારે અર્ધા કલાકમા કાર્ય ન થાય તો પૈસા પાછા અપાવનાર હકીમોની વાતો અમને ઘડીભર સાચી લાગી જાય છે અમારા મિત્રોમાના એકે એક જણનો મત છે કે પ્રૉફેસર ઢોલકિયા અપૂર્વ શક્તિનુ પાત્ર છે અને અહિંયા અમારે જણાવવુ જોઇએ કે અમારૂ મંડળ એકમત થાય એ બનાવ ઐતિહાસિક જ લેખાય કારણ અમારો બધાનો એક મત એવો છે કે વિદ્વાનો કદી કોઈ વિષયમા પણ એક મત હોઇ શકે નહિ અમારી વિદ્વત્તાને ધોકો ન પ્હોંચે તે માટે અમારામા એવો નિયમ જ બંધાઇ ગયો છે કે કોઈ ચર્ચામા બે જણાએ પણ એક મત ન થઇ જવાય તેનુ ધ્યાન રાખવુ ગમે તેટલી દેખીતી વાત હોય તો પણ તે સર્વસંમતિ વાત નીકળતા અમે પરન્તુ કે એવો કોઇ અવ્યય વાંકો દેખાવા સુધી દઇયે છિયે મતભેદના આવા ઉપાસક છતા પ્રૉફેસરની શક્તિની બાબતમા અમે ન છુટકે એક મત થયા છિયે કોઇના મતમા પરન્તુ નથી નોંધ—તર્ક *Logic* મા પરન્તુ જેવો સમાધાનકારક બીજો કોઈ શબ્દ નથી આજના જગતમા રહેતા પ્રખ્યાત તત્ત્વજ્ઞાની ટચસ્ટોનનો સિદ્ધાન્ત જ હતો કે *Much virtue in your If*

પરન્તુ પ્રૉફેસર ઢોલકિયાની અપૂર્વ શક્તિ માટે અમે સહુ એક મત છિયે એમણે અમારા પરન્તુ ના પતુ—ઓનો પરન્તુ કહાડી નાખ્યો છે પ્રૉફેસરને જે દહાડાથી અમે મિત્ર તરીકે ગણવા લાગ્યા તે દહાડા ઉપર હજુ રાત ફરી નો'તી વળી તે પ્હેલા જ અમે એમની શક્તિ અનુભવી જ્યારે તેઓ અમારા પરિચયમાં આવ્યા ત્યારે વિલાયતથી આવે તેમને પુરા સાત દહાડા નો'તા થયા જ્યારે તેમની શક્તિનો અમને અનુભવ થયો ત્યારે તેમના પરિચયને હજુ સાત મિનિટ નો'તી થઇ આખી જીંદગીમા અમને બીજી કોઇ એવી સાત મિનિટ ધ્યાનમા નથી જેમા અમે આટઆટલુ જાણ્યુ હોય

અમે પ્હેલીવાર પ્રૉફેસર ઢોલકિયાના પ્રતાપે અમને ઓળખતા થયા અરેરે! અમે શુ છિયે એ જ અમને ખબર નો'તી એ જાણવાને અમે દરકાર પણ કરી નો'તી એક કવિ કહે છે 'હું એક સવારે જાગ્યો તો મ્હે મ્હને જગવિખ્યાત જોયો" અમે પણ અજ્ઞાનની રાત્રીમા ઘોરી રહ્યા હતા તેમા ઢોલકિયારૂપી કુકડાના બોલવા સાથે જાણે જ્ઞાનનો ભળકે આખો ગોળના ઉગ્યા તો અમને તદ્દન નવા રૂપમા અમે દીઠા અમે જોયું કે અમે બધા સત્તરમાનુ એકે એક નગ નેટિવ્ઝ છિયે ! નેટિવ્ઝ ને-ટિ-વ-ઝ !

# પરાજય.

લેખક—રા નાથુભાઈ દયાળજી પટેલ.

સૌન્દર્યમા મહાલક્ષ્મી સાક્ષાત્ લક્ષ્મી જ હતી ને ખાનદાની જે અટળક ધન ને સ્થાનિક માનમરતબાનુ બીજુ નામ હોય તો ત્હેનુ કુટુંબ પણ સપૂર્ણ રીતે ખાનદાન હતુ પરંતુ આ બધુ ક્યા જુએ છે જે? ત્હેના નચાવ્યા હાથોમા આ જીવન પણ સપડાયુ ને ત્યા નિશ્ચય થયો!

મહાલક્ષ્મી અને રજની બને એ જ મહોલ્લામાં જન્મ્યા હતા ને એક જ દિન મ્હાના ઝાંખા સૂર્યપ્રકાશના પગને મહાલક્ષ્મીએ આ વિશ્વને વધાવ્યુ ને લાલમહેલ ને ગર્ભ રીતે માતૃત્વના બાહુનો સ્પર્શ કરાવ્યો તે માનવવત્સલતાની મૂર્તિ કરના નિર્જળ નમકા ની ડગળી જેવી વધુ લાગતી બાપુની 'નસ' ની ધવા પૂરતી ગરજ ને રત્નસિદ્ધિ માતાના નૈસર્ગિક સ્નેહ તળે મહાલક્ષ્મીનુ ના ય ખીલવા લાગ્યુ

રજની બેના મૂતનાગયણના છેલા સ્પર્શ ચિતરેલ મન્જર રતાન હવે આટાશપટ પર નોર્ન ને સારી દ્રષ્ટિને અધાર પિઓડો આરંભતો આવે ત્યારે સમયે લાલમહેલની પાછળ ન્હાના ઝૂંપડામા ફાટ્યા તુટ્યા ગાભાપર હરિશંકરની ચોથી ઓરડી રજનીનો જન્મ થયો હતો રજનીની માના પાસે આભૂષણમા રમ્તા બગડી જ—ને તે પણ વીસ વર્ષની જુની નગીન રૂમમા ચોથી બાળકીના જન્મનો જે આનંદ ઘરની દાસી વગેરે તરફથી થાય છે તે જણાવવાની જરૂર નથી, અને જો રૂમમા બાળકી ગૌરવર્ણી દેખાતી ન હોય તો—બ્હેતર છે કે આ વાત જ પડતી મકરી

રજની રસોડામા નૈ વખતે વખતે વિધવા બ્હેન જમનીના ખોળામા પોઢી જવા લાગી. ગાભાની પથારી પર પડી પડી રજની રડવાનુ પરાક્રમ કરતી ત્હારે ત્હેની પરમેનાથી નીરમની ને લોટથી લોગાયલી મા ત્યા આવતી ને પાપડુ ઉચકી તે કોમળ મુખમા જેમ તેમ થોડુ દૂધ ઉતારી પાછી રસોડામા ચાલી જતી ને, પોતાના કાર્યમા નથાની મ્હાન્ટે તો મા કે બ્હેન કોઈ તદની સભાળ ન્હોતું રાખી શકતુ બના કામમા ગથાઈ રહેતા ને ન્હાની બાળકી રાક્ષસી ન્હાનો મેના સામે લગામા સપૂર્ણ બળ અજમાવતી, એવી ઇચ્છાથી કે સ્નેહાળ માતાના આલિંગનોનો રોમાંચ–સ્હજ રોમાચ તે અનુભવે ને અમૃતમય સ્પર્શ ચુબન કરતા ઓટમાની મધુર નિર્ઝર હાલરડુ તે સાભળે–પણ હા! એ સૌભાગ્ય કેટલુ મોઘુ ? ! ત્હેની આઠ વર્ષની બ્હેન કામિની સ્વપ્ન પ્રદેશમા ઉડી જતી બ્હેનને જોવા આવતી પણ ત્હેને જોતા તો ગુસ્સા ને નિરાશામા આંખ ફુલાવતી ને ન્હાનકડા પગવતી કામિનીને ખસેડી મૂકવા પ્રયત્ન કરતી ને ગાલે ભાલપર ગલગલામા સતોષ માનતી કામિની સ્નેહથી તેને પથારી પર મુકતી ને ત્હેના બાળક મુખને પોતાના મુખ સાથે દાબતા મધુર હાલરડા ગાતી—ને જાણે ગેબે ભરાયેલ આનન્દ નૂતનવર ઘર કોકિલા વરના મનામણાની અસર સાદશ ન કરતી હોય એવુ લાગતુ

મારી વીસ વાર્તાઓ ( સચિત્ર વાર્તાસંગ્રહ.) રૂ ૨—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

# બ્રહ્મદેશ.

લેખક–રા. પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી.

બ્રહ્મદેશ એ એક રસાળ તથા રમ્ય પ્રદેશ જણાય છે ત્યાંની ઈરાવદી નદી પોતાના સ્વચ્છ શ્વેત નીરથી સ્ટીમરોને આમંત્રણ કરતી નજરે પડતા લોકોના હૃદય હર્ષથી ઉભરાઈ જાય છે મુંબઈ જેમ રૂનું મથક છે, કલકત્તા શણનું મથક છે તેમ ચોખા તથા તેલ માટે રંગુન છે બ્રહ્મદેશના જંગલોમાં ટીંબર બહુ પ્રમાણમાં થતું હોવાથી આ તરફ ગરીબ લોકોના ઝુંપડા પણ લાકડાંના પાટીઆના બનાવેલા હોય છે થોડા વર્ષો પહેલા લોકો હતા તેના કરતા હાલમાં જ્યારે સુધરેલા જણાય છે અંગ્રેજી ભાષાનો પરિચય પણ પ્રતિદિન વધતો જાય છે જો કે સામાન્ય લોકભાષા તો બ્રહ્મી જ છે આ કારણથી સ્વામી શ્રદ્ધાનંદજી તથા શ્રીયુત તૈયબજીના વ્યાખ્યાનો રંગુનમાં હિન્દુસ્થાની તથા અંગ્રેજીમાં આપતા ઉપરાંત બાબુ ગુરૂ જે મોટા ફુંગીજી કહેવાય છે તેમણે બ્રહ્મી ભાષામાં ઉપરના વ્યાખ્યાનો કહી સંભળાવ્યા હતા આ સ્થળે એટલું કહેવું જરૂરનું છે કે ઉક્ત ફુંગીજી સંસ્કૃત–હિન્દી–બ્રહ્મી–અંગ્રેજી વિગેરે ભાષામાં પ્રવિણ છે તથા લોકોને માંસાહારનો ત્યાગ કરાવવા માટે તેમ જ અસહકારમાં સહાય આપવા માટે સાચા હૃદયથી ઉપદેશ કરે છે હાલમાં શ્રીયુત મદનજીત જેઓએ ઈંડીઅન ઓપીનીઅનદ્વારા આફ્રિકામાં ઘણી અવધિસુધી લોકોની જાણમાં આવેલી હતી તેઓ માંડલે તરફ રાષ્ટ્રીય જાગૃતિ કરવા માટે જ ગયા છે તે તરફ એ ભાઈ ૧૫ થી ૧૬ દિવસ રહેવા ધારે છે

મારી સમજ પ્રમાણે મને એમ પણ જણાય છે કે સ્વરાજ્યપ્રાપ્તિનો માર્ગ સરળ બનાવવા માટે આપણી પરિસ્થિતિનો ઘણો ઉંડો વિચાર કરીને સાદાઈના પાઠ ભણવાની બહુ જ જરૂર છે સાદુ જીવન થયા વિના વકીલો વકીલાત છોડી શકે અથવા તો પ્રચંડ રાષ્ટ્રીય કેળવણી સારી રીતે જામી શકે એ માટે સારા શિક્ષકો મળવા લગભગ અસંભવ છે આવેશ–પ્રધાન લોકો–મોટે ભાગે સ્ત્રીઓ–ને આ વાત તુરત ગળે ઉતરશે અને એ રીતે જો આપણે સ્ત્રીઓને સાદાઈની વાત સચોટ રીતે સમજાવી શકીએ તો પુરૂષોને તો તે માર્ગ વાળવામાં ઘણી જ થોડી–લગભગ નહિ જેવી મુશ્કેલી રહેશે અને એ રીતે સાદુ જીવન થતા વાર જ અને ખર્ચ ઓછો થતા આર્થિક જાળમાં ફસેલા હિંદના સંતાનો પગતર મટી તુરત જ સ્વતંત્ર બની સુખમય જીવન વ્યતીત કરતા આપણે જોઈ શકીશું સાદા જીવનવાળાને અદાલતોનો આશ્રય ભાગ્યે જ લેવો પડે છે ઉછરતા નાના બાળકો માટે તો નાના નાના ગામડાઓમાં ગમ્ય સાદાં આશ્રયો થાય તો વધારે સારૂં એટલે કે પ્રાથમિક શાળા હાલના જેવી ફક્ત શિક્ષણના ઉપયોગ પુરતી જ રાખવામાં આવે તેને બદલે ૬ વર્ષથી માંડીને ૧૦ થી ૧૧ વર્ષ સુધી એક રમતગમત સાથે શિક્ષણનું સ્થાન બને તો મારો ધ્યાન ઘણું સારૂં છે ને બાળશાળામાં બગીચા સાદા યંત્રો *Dissected Maps–sterioscopes, Magic lanterns,* વિગેરે હોય તો શિક્ષણના ઉચ્ચ આશયો સહેલાઈથી સમજાવી તેને સંગીન બનાવી શકાય

શીવાજીની જીવનકથા રૂ ૦–૧૨–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

બ્રહ્મદેશની હકીકત સાથે લોકજાગૃતિનું આટલું વિષયાંતર ક્ષમ્ય ગણાશે બ્રહ્મી લોકો સાથે મુસલમાનો ઘણાં વર્ષોથી ભળી ગએલા જોવામાં આવે છે અને તેમનો ચહેરો બ્રહ્મી જ જણાય છે આવો એક માણસ નામે સય ઇસ્માઇલ સરકારી લશ્કરી ખાતામાં ટુંક પગારદાર છે અને અંગ્રેજી-ઉર્દુ-મરાઠી-હિન્દી-ગુજરાતી-મલાયાલમ-તેલગુ-બ્રહ્મી-ફ્રેંચ-જર્મન વિગેરે ઘણી ભાષાઓ બોલી જાણે છે તેના કહેવા મુજબ તેનું જીવન હાતમતાઇ અથવા સિંદબાદ જેવું છે પોતે મામુલી ખલાસી હોવા સાથે પ્રજા-જાગૃતિનો ચુસ્ત હિમાયતી છે ને ચાલુ પદ્ધતિને વખોડી કાઢે છે અને અસહકાર અને સ્વદેશી વ્રતદ્વારા અધિકારનો ઉત્કર્ષ જોવા ખુશી છે સેવાપરાયણ હોવા સાથે નિડર અને ખરો મર્દ છે તેણે પારીસ-ડમ્નીન-જાપાન-કાઠીઆવાડ-કચ્છ-જર્મની વિગેરે મુલકો જોયા છે લશ્કરી નોકરીમાં હોવા છતાં ભાષાશાસ્ત્રીનું પદ તેને વધારે પસંદ જણાય છે

બ્રહ્મી પ્રજા બૌદ્ધમત માનનારી હોવાથી બુદ્ધમંદિરો જેને આ તરફના લોકો "ફ્યાઓ" નામથી ઓળખાવે છે તેના તરફ બહુ જ પૂજ્યભાવ ધરાવે છે અને ટનમાં અથવા રસ્તે ચાલતા આવતા ફુંગીઓને એ નમસ્કાર કરે છે સ્ત્રીઓ તથા પુરુષો ધર્મારાધનમાં અપ્રતિબદ્ધ પ્રવૃત્તિ કરે છે આ કારણથી હું કલીઆનામાંથી જ્યારે આ તરફ આવ્યો ત્યારે આ બ્રહ્મદેશ સ્ત્રીપ્રધાન છે એવું સૂચન થએલું પરંતુ તેનો અર્થ અહીં આવ્યા પછી મને એટલો જ સમજાયો કે પુરુષોચિત પ્રવૃત્તિમાં સ્ત્રીઓ પણ તેટલો જ ઉત્સાહ ધરાવે છે અલબત્ત, કુટિલ હૃદયના માણસો અનિષ્ટ પ્રવૃત્તિ પણ કેળવતા હશે પરંતુ તેવી પ્રવૃત્તિ અન્ય સ્થળે નથી હોતી એમ નથી મુંબઈ કલકત્તાના પોળની વાત સુવિદિત જ છે આમ ઉપર જણાવેલા સાદા જીવનની સારી અસર આ દિશામાં પણ ઘણો સારો સુધારો કરી શકશે એમ મારૂં માનવું છે

મુંબઈની જ માફક મકાનોની નગીને નીચે રંગુનથી ૧૬ માઈલના રેલરસ્તે આવેલા "તીનાગ્ને" નામના ગામડામાં શેઠ ઉમરશી વૃજપાળના મકાનમાં અમો રહીએ છે આ સ્થળ અમોને ઘાટકુપરનું ઘણીવાર સ્મરણ કરાવે છે રાત્રિના દશ એટલે કે ભાના નવ વાગે બાજુમાં ઉજવાતો બ્રહ્મીલોકોનો એક જલસો મારા મિત્ર લાલજી હીરજી શાહના સૂચનથી અમે બન્ને જણ એક વખતે સાથે જોવા ગયા હતા અરધી રાત સુધી આપણા દેશી ગામડાઓમાં લોકો જેમ રામલીલા-ગરબી ભવાયા જેવા ખેલો જોવા જાય છે અને મેદાનમાં પોતાની સગવડ પ્રમાણે ખાટલા-માચીમાકડા વિગેરે નાખી લોકો પડાવ નાખે છે તેમ અહીં પણ સ્ત્રીઓ તથા પુરુષો લગભગ ૧૦૦૦ થી ૧૨૦૦ માણસ એકત્ર થએલું નજરે પડતું હતું એક બાજુએ માચડો (*Pulpit*) ગોઠવવામાં આવ્યો હતો જેના ઉપર નાટ્ય પ્રયોગ બ્રહ્મીભાષામાં રજુ કરવામાં આવતો હતો ત્યાં પડદાઓ વિગેરે ન હતું પાત્રોમાં બે પુરુષ મશ્કરા (*Baffoons*) તથા બે સ્ત્રીઓ હતી સ્ત્રીઓ બ્રહ્મીપોશાકમાં પાછળ કેડ ભાગથી સળીઓ જેવું કાંઇક ખોસી તેમને પાંખ હોય તેવો દેખાવ કરતી બ્રહ્મી નૃત્ય કરતી હતી મારા એક બ્રહ્મીમિત્રને પુછતાં તેઓ અપ્સરા કહેવાય

લલિતના કાવ્યો. રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી અન્ડ કંપની, મુંબાઈ.

છે એમ કહ્યું અહીંના લોકો સાથે અમારો પરિચય હિંદી અથવા અંગ્રેજીમાં જ થઇ શકતો-શાક ભાજી વિગેરે લેવા જતા અમારી ભાષા અથવા તો અહીં સિવાયની કોઈ પણ ભાષા નહિ સમજનારને આગગાયોના ઇશારાથી સમજાવવામાં આવતું પૂર્વોક્ત જલસામાં નવીન વાદ્યો નજરે પડતા હતા તે વાદ્યો મૃદંગ જેવા શુદ્ધ સારિગમના સુરો જ લાકડાની હથોડી પછાડવાથી બતાવતા હતા સુરંગની સંખ્યા પણ સારિગમના આરોહ અવરોહ પ્રમાણે જુદા જુદા સુરો બતાવવા માટે બ્રીથી સાતની થાય છે અને એક માણસ પોતાના હાથ જુદા જુદા વાદ્ય ઉપર પછાડી જલતરંગની માફક ભિન્ન ભિન્ન સુર ઉપજાવે છે-બીજા બે વાદ્યો લાકડાની હથોડીથી વગાડવામાં આવતા હતા અને જલતરંગ અથવા શીમકળીનું ભાન કરાવતા હતા હાર મોનીયમ અથવા તો અન્ય વિદેશીય વાદ્યોનો અભાવ હતો આપણા દેશમાં પણ તાઉસ, દિલરૂબા, સિતાર વિગેરેનો પ્રચાર શું ઇષ્ટ નથી? સંગીતના સામાન્ય જલસામાં તેને સ્થાન હોય છે તો નાટ્ય પ્રયોગોમાં શામાટે તેમ ન થઇ શકે?

સીનેમામાં તેમ કેમ ચાલે છે?

બરમીઝ લોકોનો પોશાક આપણું ખાસ ધ્યાન ખેંચે છે-સ્ત્રીઓ તેમ જ પુરુષો બધા લોનીયાં અથવા ચાદરો કેડ ને આસપાસ લોકોની માફક લુંગી વીંટે છે માથે રેશમી બે હાથ કટકો વીંટે છે તથા આપણા દેશમાં જુના જમાનાના લોકોના જેવી બંડી પહેરે છે

આ લોકોમાં પોતાના દેશ માટે એટલી પ્રીતિ છે કે છળકપટ સિવાય અન્ય દેશમાં તેઓ જતા નથી આ તરફ આવનારા લોકોમાંથી ઘણા યુરોપીઅનો તથા મુસલમાનો અહીંની સ્ત્રીઓને પરણ્યા હોય છે છતાં તે સ્ત્રીઓ ક્વચિત જ પોતાનો પહેરવેશ બદલતી જોવામાં આવે છે જો કે તેની ઓલાદ મુખ્ય પુરુષના રીવાજને અનુસરે છે

તેઓ આગ્રહી પણ એવા જ હોય છે નાખુશરૂપે ક્યાંક ગઇ દીવાળીની લગભગમાં ટ્રામ કંપનીએ કાંઇ ભાવ વધારો કરવાથી તેઓએ તેનો ત્યાગ કર્યો અને તેથી ત્રણ દિવસમાં ટ્રામ કંપનીને પ્રજામતને માન આપવાની ફરજ પડી હતી લોકોનું જીવન બહુ જ સાદુ છે જો કે નવા જમાનાની અસર શહેરમાં જોવામાં આવે છે રસ્તે ગાડીઓ નાના માપની કે અનિયમિત પણ તથા બેહદકારી બહુ દેખાય છે માણસો તથા બીજા જાનવરો વારંવાર કચરાઇ જતા જોવામાં આવે છે રંગુન શહેર પાવડી પરે ઘણા છતાં અતિ સ્વચ્છ દેખાય છે રસ્તા વિશાળ દાનશાળાની રોશની જેના બમણા અઢી ગણા પહોળા અને સીમેન્ટ તથા પત્થરથી બાંધેલા હોય છે આ તરફ સીનેમાનો શોખ દિન પ્રતિદિન વધતો જાય છે-ગરીબ મદ્રાસી લોકો મજુરોને લઇ દોડે એવી નાની ગાડી જેને લચા કહેવામાં આવે છે અને જેનું બીજું નામ રિક્ષા છે તેમાં બે માણસ સાથે બેસે છે. મણ ભાર લઇ લગભગ એક માઇલ દૂર લઇ જાય છે ઠેકઠેકાણે તેના બચ્ચાંના મ્હેલ્લા હોય છે પ્રજાનો ઘણો ભાગ અહીં સિવાય કચ્છી-ગુજરાતી-કાઠીઆવાડી-મદ્રાસી-સીંહાલી-બંગાળી તથા મારવાડીનો છે ટપાલ અઠવાડીઆમાં બે વખત અનિયમિત રીતે કલકત્તા થઇને જાય છે હિંદુસ્થાનથી આવતા જતા મુસાફરને સ્ટીમરની મુસાફરી બહુ જ કંટાળા ભરેલી લાગે છે-ડાક્ટરોનું સાધન સારૂં જણાય છે-ઝડુ ફાર્મસી-આતંકનિગ્રહના સ્ટોર મુગલ સ્ટ્રીટ નામના રસ્તા ઉપર થાય છે વેપારમાં આપણા તરફના મારવાડીની જેમ આ તરફ મદ્રાસ તરફના ચેટી લોકોનું જોર ઘણું છે

પ્રેક્ટીકલ એગ્રોનામી રૂ. ૩-૦-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# ગામઠી નિશાળમાં વળી એક ડોકિયું.

( અઠવાડીક પરીક્ષાના ઉત્તરપત્રો )

લેખક—રા. હરિલાલ પ્રભુલાલ છાયા, બી. એ., એલએલ. બી.

[ નિશાળ ઉઘડવાનો વખત થવાને થોડી વાર છે એટલામાં બહાર ઓટલા ઉપર નિશાળીઆ માંહો માંહે વાતચિત કરે છે ]

રામલાલ—'પ્રમોદરાય, ગયા શનિવારના ઇતિહાસ ભૂગોળની પરીક્ષાના પેપરો તપાસાઈ ગયા છે તે આજે પાછા મળશે એવું મહેતાજી સાહેબ કહેતા હતા.'

પ્રમોદરાય—'હું તો મ્હારો પગ મરડાઈ જવાથી કાલે નિશાળે આવ્યો ન હોતો એટલે જાણતો નથી.'

ઇશ્વરલાલ—'તું ન હોતો આવ્યો પણ અમે તો આવ્યા'તા! મહેતાજી સાહેબ આજે પેપરો પાછા આપવાના છે એ ખરી વાત છે, કેમ કેટલાક માર્ક આવશે?'

પ્રમોદરાય—'અમે શું બહુ નથી જાણીએ કે નમતું તોળીએ? જોઈએ ૩૩ ના ટકાનો થાય ૭૫ નો!—આપણા તો પાસ માર્ક આવે તો ઘણા છે!

મણિલાલ—'ભાયડે તો મેં એ ગોખાવ્યું લખ્યું છે. એમાંથી જોઈએ છીએ કેટલાક કાપે છે! ૫ કાપશે તો ૯૫ આવશે ૧૦ કાપશે તો ૯૦ આવશે! બહુ બહુ કાપશે તો ૨૦ કાપશે, તોય ૮૦ આવશે! કાપી કાપીને તે વળી કેટલાક કાપશે? ખરા નઠોર ગણશે તો ત્રીસ ૩૦, ૭૦ તો જરૂર આવશે!'

કેશવલાલ—'કેટલા માર્ક આપશે એની ઉંડી ગણતરી ન હોય, ભાઈ! બહુ બહુ તો કેટલા આવશે એની અટકળ કરાય.'

પ્રેમશંકર—'આપણા મહેતાજી દેશી છે એ મોટી વાત છે! અંગ્રેજો કેવા ઉદાર હોય છે? મ્હારા મોટાભાઈ બી. એ. નું ભણે છે તે અહીં ઉપર આવ્યા'તા ત્યારે એકવાર કહેતા'તા કે અંગ્રેજો પેપર તપાસે ત્યારે એક જવાબ વાંચીને વિચાર કરે કે આમાં આપણે માર્કમાંથી દશ કાપીએ એમ છે? જરા ઓછું કરવા જેવું જણાય તો વારે ઘડીએ નહિ દેવાનું? વધારે ભૂલ લાગે તો મનને પૂછે કે આઠ, અથવા સાત અપાશે? આથી ગમે તેવા નબળા વિદ્યાર્થીને પણ પચ્ચાસ ટકા સાત માર્ક મળી જાય છે—પણ જો કદાચ દેશી દક્ષણી પરીક્ષક હોય તો? માથે ટકો કરાવી, ચશ્મા ચઢાવી એરંડીઉ પીધા જેવું મ્હોં કરીને એક જવાબ વાંચે અને પછી બબડે કે શું ભરડ્યું છે! આને એક માર્ક આપીએ તો ચાલશે? ના, ના, કાંઈક લખ્યું તો છે, ત્યારે બે ચાલશે? ભલે ચાર ચાર આપો! ઓહો! ચાર તો બહુ થઈ જશે! અંગ્રેજી અને દેશી પરીક્ષકમાં આમ હાથી ઘોડાનો ફેર છે.'

રામશંકર—'અંગ્રેજો પરદેશી હોવા છતાં આપણા ભણનારાને છૂટે હાથે માર્ક આપે છે, પણ આપણા દેશી પરીક્ષકો હિન્દુસ્તાનના જ વતની હોવા છતાં પોતાના દેશના બાળકોને ચીપી ચીપીને માર્ક આપે છે એ કેવું નવાઈ જેવું?!'

---

૧ સનદમુદ્રા રૂ ૧-૦-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

**રાજા**—(મનમાં) અરે, આણે તો શું એ પણ સાંભળ્યું? હવે તો હેની પ્રસન્ન કરવાનો એકે માર્ગ ન રહ્યો. (નીચુ મુખ કરી ઉભો રહે છે)

**વિ૦**—દેવિ, આપ ક્રોધ ખાઓ છો, એમ મળતા આનના વેષને લીધે જાણીને હું જ આંહિ વયસ્યને લઇ આવ્યો. લ્યો, જુઓ આ લતાનો ફાંસો (લતાનો ફાંસો બતાવે છે)

**વાસવ૦**—(કોપથી) કાંચનમાલા, આ લતાપાશવડે જ આ બ્રાહ્મણને બાંધી લે અને આ અવિનયી કન્યાને આગળ કર

**કાંચન૦**—જેવી દેવીની આજ્ઞા (વિદૂષકને બાંધે છે) મૂર્ખ, ભોગવ ત્હારા અવિનયના ફળ સાગરિકા, ચાલ, થા આગળ

**સાગ૦**—(મનમાં) અરેરે, મ્હારા પાપને લીધે મ્હારી ઇચ્છાથી મરવાનું પણ મ્હને મળતું નથી

**વિ૦**—(ખિન્ન થઇ) વયસ્ય, સભારજો મ્હને (સર્વને લઈ વાસવદત્તા ચાલી જાય છે)

**રાજા**—(ખેદ પામી) અરેરે ગજબ થયો!

(શાર્દૂલ૦)

જાણું કોપથી હાસ્ય દેવી મુખનું શું એ વિચારૂં અહીં<br>
કે આ સાગરિકા ત્યાં તજવી બની ગઇ કોપથી બ્હાવરી?<br>
બંધાયો વળી આ વસંતકની કે ચિંતા કરૂં તેહની?<br>
થઇ ચિંતાતુર આમ દુઃખી બનતાં શાંતિ મળે ના જરી

હવે આંહિ રહીને હું શું કરવાનો હતો? દેવીને જ પ્રસન્ન કરવાને લાવ, હવે તો જાઉં

(જાય છે)

ત્રીજો અંક સમાપ્ત. —ચાલુ

# નસીબની કહાણીઓ.

લેખક—રા. ચંદ્રમા' હુન્દેનનામ ત્રિનાનજી.

કોઇ સમયે અમુક વ્યક્તિ મિત્રમંડળ સહીત સેકન્ડ કલાસમાં બેસી વિગર બાજુથી મુંબાઇ જાય છે, અને ટીકીટ તપાસનાર તેના ડબ્બામાં ચડે છે, આમ થર્ડ કલાસમાં મુસાફરી કરનાર તે જ ટીકીટ સાથે સેકન્ડ કલાસમાં બેઠા હોય ને જ્યારે પકડાય છે અને 'ડીફરન્સ'ના પૈસા ભરે છે ત્યારે તે વ્યકિત કહે છે, " થર્ડ કલાસમાં બેઠા હોત તો શું ઘસાઇ જાત કે અહીં બેસી આ પ્રમાણે બેઆબરૂ થવું નેકા વધારે પ્રશ્ન ન કરે છે ? " આગલું હજી પોતે પુરૂં ઉચ્ચારી પણ નથી રહ્યા ત્યાં તો હસતે મોઢે ખીસામાં નાખેલો એમનો હાથ એકદમ બ્હાર નીકળે છે અને મોઢું તો અનગત તદ્દન ' રોપ રોટ ' લેવા જેવું જ થઇ જાય છે કારણ પાસ ઘેર રહી ગયો છે ટીકીટ તપાસનાર પૈસા માગે છે પૈસા માટે પાકીટ કાઢવા જતા તો તે પણ ઘેર જ રહી ગયું માલૂમ પડે છે પોતાને બહુ જ વિનિત ભાવથી કહેવું પડે છે 'ભાઇ પાકીટ ઘેર રહી ગયું છે'

અલબત્ત આના ઉત્તરમાં ટીકીટ તપાસનાર તો આજુબાજુ મેમ્બરોની તરફ જોઇને હસતે જ મોઢે કહે છે ' જુઓ સાહેબો, આ ભીજનને કહેતા હતા કે થર્ડ કલાસમાં બેઠા હતે તો પારનુન શું ઘસાઇ જાત, અને પોતે પહેલા કહે છે કે પાસ ઘેર રહી ગયો છે અને પછી તો વળી આખું પાકીટ જ રહી ગયું મારા સાહેબ ! આવા બ્હાના કાઇ મેં આ પહેલી વખત નથી સાંભળ્યા પૈસા ન હોય તો બીજે જ સ્ટેશને ઉતરી પડજો, નહીતર મારે જ તમને ઉતારવા પડશે " અનગત આજુબાજુના મિત્રમંડળને આ એક મફતો ખોરાક મળે છે અને તેઓ થોડી વાર પૈસા આપવામાં ગીન કરે છે જે થર્ડ કલાસ પેસેન્જરો તેઓ કાગળ માગી લેય કે તે શીખામણ આપે છે ' ભાઇ, ઘરમાંથી નીકળતી વખતે ખીસા જરા તપાસીએ કે જેથી પાસ અને પૈસા બન્નેનો જ જોગ ન રહી જાય '

અનગત બને પાસે અને પૈસે ન છુટકે મિત્રની પાસેથી ઉછીના પૈસા લઇ ભાગી ની શી દાવ ત્યાંથી ચર્ચગેટ સુધીના જેટલા પૈસા આપે છે ટીકીટ તપાસનાર આ પૈસાના બદલામાં એક પીળો કાગળ તેને આપે છે આ પૈસા ભર્યાની રસીદ પણ તે વ્યક્તિની હસી કર વાના ખોરાક રૂપે વપરાય છે અને મિત્રોમાંથી કોઇ પૂછે છે ' ઓહો, આનો વળી પીળો કાગળ છે, જોઇએ, જોઇએ, આપણે તો હજી આવો કાગળ ટીકીટ તપાસનાર પાસેથી લેવો પડ્યો જ નથી ' અનગત આ સઘળું તે વ્યક્તિને મુંગે મોઢે સહન કરવું જ પડે છે

આવી વાત જ્યારે આપણે સાંભળીએ છીએ અથવા તે જોઇએ ત્યારે આપણે પેલી વ્યક્તિની મૂર્ખાઇ તરફ હાસ્યજનક દૃષ્ટિ નાંખીએ છીએ આવાજ બનાવનો અનુભવ જ્યારે આપણો વારો આવે છે ત્યારે મનમાં ખાત્રી થાય છે કે એ એની મૂર્ખાઇ નહતી પણ એના નસીબની જ ખામી હતી

હું ઓફિસથી ઘેર આવ્યો અને ભટને કહ્યું 'રસોઇ ઝટ કરજે મારે નાટક જોવા જવું છે' શનિવાર હોવાથી તે રાત્રે મેં ' રા માંડલીક' નો નાટક જોવા જવાનું નક્કી કર્યું હતું

નર્દ ? એક કપ ચાહ પીધી અનગત કહેવાની જરૂર નથી કે તે ઇરાનીની જ હતી કારણ કે મોનજીની કારનેગીઆ વગેરેની ચાહ પીવાની ઓરીસમા પડી ગયલી ટેવ એટલે હિંદુ બ્રાહ્મણીયા ચાટ કેમ ગળે ઉતરે ? ચાહના બે આના આપી સરક પાછા જગ્યાપર જઈ બેઠા

બીજો અંક શરૂ થયો અને સમાપ્ત થયો ફરીથી બધા સાથે બ્હાર નીકળ્યો બધા ખાય ને હું જોતા જ કરૂ ? કેટલુ ખરાબ દેખાય બે આનાનાં પીસ્તા લીધા અને એકેક ફોડી ફોડી આહાર શરૂ કર્યો

આ સઘળી ક્રિયા સમયે મારો વિચાર તો ફકત ગાડીવાળાના શબ્દ 'ખીસા ખાલી ને ભભકા ભારી' ના જ આવ્યા કરતા હતા હું મનમા તો એમ જ ધારતો હતો કે જે જે મનુષ્યોને હું મારી તરફ દૃષ્ટિ કરતાં જોઉ છુ તે સૌ મને પણ જ એ પ્રમાણે ધારતા હોવા જોઇએ.

સેવકે ત્રીજી વખત નાટકશાળામાં પ્રવેશ કર્યો ત્રીજો અંક શરૂ થયો અને સમાપ્ત પણ થયો બહાર નીકળ્યા પછી સેવકને પાછા 'એઈ વિકટોરીઆ' કહેવાનુ મન થયુ પણ રખેને ફરી પેલા ગાડીવાળાના જ શબ્દો પાછા સાંભળવા પડે એ ખ્યાલથી મન કાબુમા રહી શક્યુ અને, મન સાથે નક્કી જ કર્યું કે ટ્રામમા જ બેસીને મોદીખાને જવુ કે જેથી પેલા શબ્દો તો પાછા સાંભળવાનો સમય ન આવે

સેરક તારદેવ તરફથી આવતી એક ટ્રામમા ચઢી ગયા મેરના ગજવામા ફક્ત એક પાવલી જ હતી નાકા ઉપર જ સ્ટેશનપર ટ્રામ ઉભી એક મોટુ માણસોનુ ટોળુ પણ ટ્રામ ખાલી કે તરત જ અંદર ઘુસ્યું આ ટોળામા એક જુવાન ખૂબસુરત પારસી બાનુ પણ હતા અા વખત ટ્રામમા ઉભા રહેવાની નહિ તો એમને માટે બેસવાની જગ્યા તો ક્યાંથી જ મળે? કોઇએ પણ ઉભા થવાની તજવીજ કીધી નહિ સેવકે મનમા નક્કી કર્યું કે હિંદીઓ હજી પણ સ્ત્રીઓ પ્રત્યેની પોતાની ફરજ સમજતા ઘણી વાર છે પણ બીજી બાજુ એ પણ વિચાર થતુ હતુ કે રાતે બાર વાગ્યા ને સુમારે અર્ધ નિદ્રાવસ્થામા લોકોને આવી ફરજ કલ્પનામા જ શી રીતે આવી શકે ? ભાઇ, હિંદુઓ તો સમજ્યા પણ એમની જ જાતવાળા પારસી જવાનો માથી પણ એકે ઉભા થવાની વૃત્તિ બતાવી હુ ધારૂ છુ કે આનુ મૂળ કારણુ તો ટ્રામમાથી ઉતરી જઈ ટાંગીઆ ઘસતા ઘર તરફ પ્રયાણ કરવાનો ભય જ હોવો જોઇએ

પણ સેવક તો ફેશનએબલ અને એટીકેટવાળુ માણસ પડ્યા એટલે લાગતા જ ઉભા થયા ને 'લ્યો, બાઈ અહીં બેસો' કરી જગા આપી

'થેંકયુ' કહી માનીતુ સ્હાનુ સ્હેજ સ્મિત કરી તે બાનુ મારી જગાએ બેઠા અને સેરક ઉભા રહેલાં એક ટોળામા સઉથી અગાડી જઇને ઉભા

ગીરદી વધી જવાથી કંડકટરે પણ એ ટોળાપાસેથી ટીકીટના પૈસા લેવુ મુનતવી રાખ્યુ, પણ સેવક તો મારી પાવલી હાથમા લઇને ટીકીટ લેવા તૈયાર જ થઇ ગયા હતા. ટ્રામ ચાલતી હતી તે દરમિયાન બે ત્રણ મનુષ્ય અંદર ઘુસ્યા પણ કંડકટરે આ જોયુ અને તેથી તેણે 'ખડીંગ' કરતી એક ઘંટડી વગાડી આની સાથે એક આર્યોનાગો અને

ટ્રામ એકદમ ઉભી રહી આ આંચકાની સાથે મેનકના હાથમાથી થેલી પાનની અગળી પડી પણ મેનકને તેનુ ધ્યાન ન હતુ કારણ કે મેનકની જગ્યાએ બેઠેના બાનુની પસ આગમાથી સરકી પડેના તેના છેડાથી તેમાનુ સર્વસ્વ ખાની કરતી હતી તેમા મેનકની દૃષ્ટિ ચોટી ગયેલી હતી ટ્રામના પાટીઆ ઉપર છુટા પડાયા પરચુરણ તેમ જ રૂપીઆ વેરાયા.

જે ફરજે મને મારી જગ્યા બાનુને આપવા સુઝાડયુ હતું તે જ ફરજે આ સમયે મને પડેલા પૈસા એકઠા કરીને બાનુને આપવા દોર યો બધા પૈસા મેં તરત જ સાનવા અને તે બાનુની પર્સમા મુકી તે પસ તેમને પાછી આપી આ સમયે અનગત્ત પેના જુના t પારસીઓ કે જે નોકોને તો ઉભા થઇ જગા આપવાની સભ્યતા પણ t હતી તેઓ મા t તરફ ગનુ જ ખિન્ન દૃષ્ટિથી જોતા હતા ટ્રામમા કેટલાકને મારે માટે સારો ખ્યાલ થયા હશે અને કેટલાકને કાચ , ો નાખો પણ લાગ્યો હશે જ

પર્સ બાનુને પાછી આપતી વખતે અનગત્ત "થેંકયુ" મેરકે નાખ્યુ અને મનમા મનકાતા પાછા મેનક જુને સ્થળે જઇને ઉભા રહ્યા

ત્યા ઉભા ઉભા મેં તે બાનુના બુટની પાસે કાંઇક ચમકતુ જોયુ નજદીક જઇ જોતા માલમ પડયુ કે તે તો એક પાનની હતી મેનકે તરત જ તે ઉંચકી આ જ સમયે મને મારી પાનની વિશે બ્રાન્તિ થતા તેની તપાસ માટે ખીસામા હાથ નાખ્યો અને તે અંદર મળી નહિ મને થયુ ઇશ્વરે જ મારી આબરૂ રાખી ઠીક જ થયુ કે ગયા પૈસાની સાથે તે પાનની પણ મેં તે બાનુના પર્સમા મુકી નહિ આ વિચા મા જ તે પાનની લઇ મેનક ઉભા થયા અને પાનની આપવામા જરાજ વિલબ થયો

અનગત્ત પાનની તો મારી જ હતી પણ આ વ ત કોણ માને? દરેક મનુષ્ય મને ઉઠાઉગીર જ ગણશે અને ધારશે કે આમ ઉભા અને જગા આપી અને આમ પૈસા સાનવી આપ્યા અને છેવટે તે બાનુના પડી ગયના પૈસા લઇ ખીસામા મુક્યા આમ હ્ રું તો વિચાર કર્તો હતો એટલામા તો એક પરોપકારી પુરુષ જે પેલા બાનુની પાસેની બાસ્કીનપર બેઠા હતા તેમણે કહ્યુ 'બાઇ લ્યો, આ માસ્તર તમારૂ કાંઇ પડી ગયુ છે તે આપે છે '

અફસોસ! મારી હાલ તુરતની છેલી મેહનત મેં તે બાનુને આપી દીધી અનગત, આના બદલામાં મેનકે 'થેંકયુ' સાંભળ્યુ અને મેનક પાછા જગાએ જઇને ઉભા

ટીકીટવાળો બધાને ટીકીટ આપી અમારા ટોળા તરફ આવ્યો મેનકને થયુ કે ટ્રામના પાટીઆ ફાટે અને જમીનપર સરકી જવાય તો સારૂ કારણ અગાડી ઉભા હોઇએ તો આવે સમયે તરત જ ઉતરી પડીએ પણ હમણા એમ કરવા જઇએ તો નેકો જે મારી-નાખીએ વાર્યું હતુ તે જ ધારે આ સ્થિતિમાથી છુટવા હું ઉપાય શોધતો હતો ત્યાં ગીર્ગી-પીગનું સ્ટેશન આવ્યુ અને મેનકને ફ્રીઅર રોડ જવુ હતું એટલે દમમાજ કન્ડકટરને પૂછ્યુ ગાડી, ફ્રીઅર રોડ જાયગા?"

'પાયધોનીસે મારકેટ તરફ જાયગા' જવાબ મળ્યો

આટલો લાભ લઈ સેવક ટ્રામમાંથી ઉતર્યા અને ગોળપીઠા જ હતા. આગળ લટાર મારવા માટે ઉતરતાં જ વિચાર થયો કે ઘર સુધી ચાલી જ નાંખું. આ વિચારની સ્હેજ વાર ગઈ ત્યાં મારા પગમાં મને કાંઈ ડંખ્યું. તરત જ સેવક બધું સમજી ગયા અને એ છૂટ કાગળનો દમ ખેંચ્યો. મારી પાવલી મારા બુટમાં જ ભરાઈ ગઈ હતી પણ હવે આ કાઢવી કેમ?

આજુબાજુ દૃષ્ટિ ફેરવતાં ન મળે એકે દુકાન ઉઘાડી કે ન મળે હોટેલ ઉઘાડી નીકળે કે ગોળાગીરનું એક મારું. વિચાર થયો. વાર ત્યાં જઈ બુટમાંથી પાવલી કાઢું પણ બીજો જ પળે એ પણ વિચાર આવ્યો કે જો કોઈ મોહોલ્લામાંથી બ્હાર નીકળતા જોશે તો મને જરૂર બદમાશોના બાગમાં મરાઠી વર્ગનો જ માનશે.

આ વિચારમાં ને વિચારમાં જ સેવક એક ટ્રામમાં ચઢ્યા અને એક બાની જ ઉપર જઈ બેઠા. સ્વાભાવિક સમાજના કાયદાની વિરૂદ્ધ નીચા વળી બુટની દોરી છોડી મહા વીર પાવલી ખંખેરી બ્હાર કાઢી. આ ક્રિયા કર્યા પછી બુટની દોરી બાંધી ટટાર થાઉં છું ત્યાં મારી પાસે જ કંડક્ટર મારી ક્રિયા પ્રત્યે સ્મિત કરતો ઉભેલો મેં જોયો. સેવક પાવલી એના હાથમાં મુકી અને કહ્યું 'મીઅર રોડ' આ શબ્દોનો હજી તો પડઘો નથી પડ્યો ત્યાં તો કંડક્ટર બોલ્યો 'ના, પાવલીમાં કાણું છે એ ન ચાલે.'

મારી હાર 'દુકાળમાં અધિક માસ' હવે આનો તે હું ક્યાંથી લાવું? મેં કહ્યું 'સબુર, આ ગાડી ક્યાં જવાની છે?"

'વેસ્ટ' જવાબ મળ્યો.

"મારે તો ફ્રીઅર રોડ જવું છે એટલે નં. ૧૬ માં બેસવું જોઈએ,' આમ કહી આગળ ગયો. એણે ઘંટડી વગાડી ત્યાં ટ્રામ થોભી અને સેવક નીચે ઉતર્યા. ટ્રામમાંથી ઉતરતાં મેં કંડક્ટરને ડ્રાઈવરસાથે વાત કરતાં સાંભળ્યો કે 'કાંઈ ભણેલું દેખાય છે. એલફીસ અને ગોળ વચ્ચે તફાવત પણ ખબર પડતો નથી અને વળી પૈસા રાખવાને તો બુટને પાકીટ બનાવ્યું છે અને વળી તેમાં પણ પાવલી તો કાણાવાળી. શું માણસો હોય છે?" અને પછી એક ખડખડ હસતું.

સેવક ટ્રામમાંથી ઉતર્યા અને પાછા ગોળપીઠા પ્રત્યે પ્રયાણ કરી ગયા. ત્યાં આવતાં જ ઓગણીસ નંબરની ટ્રામ મળી અને તેમાં સેવક ચઢ્યા અને સૌથી આગલા ભાગના બાંક પર જઈ બેઠા.

ટ્રામ વાડીબંદરને રસ્તે થઈ જનરલ પોસ્ટ ઓફીસ નજદીક આવી પણ કંડક્ટર નિદ્રાવસ્થામાં હોવાથી ટીકીટ આપવા જ ન આવ્યો. બસ, મને તો એટલું જ જોઈતું હતું. સેવક પોસ્ટ ઓફિસ આગળ ઉતર્યા અને ઘેર સહીસલામત પહોંચ્યા.

પાવલી બત્તી આગળ ધરતાં મને માલમ પડ્યું કે તે કાણું ન હતું પણ મેલનો કાળો ડાઘ જ હતો જે મેં ખોતરતાં નીકળી ગયો.

તે આખી રાત્રિ તો ક્રમવાર તે રાત્રિના અનુભવને લગતા સ્વપ્નામાં જ ગાળી અને ખાસ કાંઈ નિદ્રા આવી નહિ.

શેરલોક-હોમ્સનું નવું પરાક્રમ ૨-૦-૧૨- એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

બીજે દિવસે રવિવાર હતો અને શનિવારે રાત્રે નાટકમાથી મોડો આવેલ એટલે સૂર્યોદય થયા પછી એકાદ કલાકે જ મેં બીછાનુ છોડયુ નાનખુ પાણી, ચાહ વગેરેથી ફારેગ થયા પછી હું નિશ્ચિંત થઇ બેઠો હતો ત્યારે મને વિચાર આવ્યો કે ગઇ રાત ગામ કરની મેં છેતરી છે અને આ તો મારા પ્રમાણિકપણાના નિયમથી વિરુદ્ધ થયું એટલે તરત જ બેઠા તા ત્યાથી ઉઠયા અને કંપનીના સેક્રેટરી ઉપર એક કાગળ ચીતરી કાઢ્યો આ કાગળમા મેં ગઇ કાલે જે વગર ટીકીટે મુસાફરી કરી હતી તેને માટે દીલગીરી દર્શાવી હતી અને તેના બદલ બે આનાની પોસ્ટની ટીકીટ ભાડુ અને પેનલ્ટી તરીકે મોકલી આપી હતી

મારા મગજપરથી અપ્રમાણિકપણે વર્તવાનો બોજો તો ઓછો થયો બપોરે ત્રણ વાગે ચાહ પીવા પછી રામાને કહ્યું ' મોટરમાર ત નેથી તૈયાર કરાવી લઇ આવ ' મોટર આવી એટલે અંદર બેઠા અને સોફરને બાલીવાળા તરફ થીએટર તરફ હાકવા કહ્યું ત્યા ઉતરી પેલા ગાડીવાળાને શોધી કાઢ્યો અને મારા વચન પ્રમાણે મેં પાચ રૂપીઆની નોટ તેના હાથમા મુકી

તે જોતા તે રહેજ અચકાયો અને મે કારણ પૂછ્યુ ત્યારે તેણે કહ્યુ ' સાહેબ, પેલી નોટ જે મે આપને આપી હતી તે તો મને ઘેર ગયા પછી જ ખબર પડી કે એક જ રૂપીઆની હતી કારણ મે જોયુ તો પાંચ રૂપીઆની નોટ તો મારા ખીસામાં જ રહી ગઇ હતી '

આમ છતા મે તેને બહુ જ આગ્રહ કર્યો તેથી તે તેણે લીધા છુ પાછો મારી મોટરમા બેસી દરીયા તરફ ફરવા ગયો

આ નવો ભેદ ખુલ્લો થવાથી મને વધારે ખેદ થયો કે પેલો ગાડીવાળો કે જેના નામદ ' ખીસા ખાલી ભભકા ભારી ' અને 'નવનવા હિરજી ' મારા મગજમા હજી રમ્યા કરતા હતા તે જ્યારે જાણશે કે મે તેને આપેલી નોટ તો એક જ રૂપીઆની છે ત્યારે તે મને જરૂર જુદા જુદા પ્રકારની સરસ્વતી દેવીના સ્વરૂપથી મને વધાવશે જ આ વરસાદથી બચવાને હું હજી પણ તે વિકટોરીઆવાળાની શોધમાં છુ જો તે મને મળે તો હું તેને થયેલા નુકસાનનો પૂરતો બદલો આપી શકુ

છાપાદ્વારા જાહેરખબર આપી પણ હજી તે ગાડીવાળાનો પત્તો નથી અને આજ દિન સુધી અપ્રમાણિકપણામાથી સેવક દૂર છે એમ કોઇને પણ કહેવાનો મને હક રહ્યો નથી*

---

* એક અંગ્રેજી લેખના આધારે

# ઉષા—"સ્વરાજ્ય-પ્રતિજ્ઞા."

## (પ્રથમ ખંડ.)

લેખક—રા. શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

(ચાલુ સચિત્ર ઐતિહાસિક વાર્તા)

(પ્રકરણ ૨૮ મું ચાલુ)

ઉત્સાહથી વીરગર્જનાઓ થવા લાગી તેમની નસોમાં આ ઉત્તમ કામ માટે ઉછળતુ લોહી ઉમંગમાં આવવું ઉભરાવા લાગ્યુ, તેઓમાના એકે પણ એક ક્ષણ સુદ્ધા આનાકાની કરી નહી તેઓ જરૂર મૃત્યુના મુખમા પડવાના છે અને યશનો સંભવ નથી એ દરેક જણ જાણતા હતા-એક મુઠીભર લોકો બિજાપૂરની મહાન્ પ્રબળ સત્તા સામે કેવી રીતે ટકી શકશે ? પણ તેઓ અત્યારે મરણીયા થયા હતા ! અને પોતાનો સર્વ ભોગ આપવા તૈયાર થયા હતા

તેમનો મુખી એક ખરો મર્દ હતો ! મદદ એક ઈશ્વરની હતી.! ઉત્તેજક પ્રયોજન તેમનુ પોતાનુ માન, ગગરૂરી, તેમની બહાદુરી એ હતુ તેમનુ હથીઆર-તેમના પક્ષમા ન્યાય હતો-તેમને માણસ તરીકે મરવાનો હક્ક હતો-એ હતુ

> " દુશ્મનથી ડરવુ નહી, કરવુ રણસગ્રામ,
> ખડગ ગ્રહીને ખેલતા, અચલ રહેશે નામ
> યુદ્ધ ચલાવો યાર, પ્રાણતણી પરવા તજી,
> પગ પાછો ભરનાર, પડશે કુવી પાડમા

---

> અસિ કસિને ધસિ પડવુ, પ્રાણ જતા પણ હઠવુ નહિ પાછુ,
> ચુગ્ત ચપળ ચિતરે, જો, સગ્રામ તણુ કામ નથી કાચુ "—કવિ સુન્દરજી.

---

### પ્રકરણ ૨૯ મું

### મરણીયા-મરવાનો હક્ક.

> *" Heaven, " he cried, ' my bleeding country save—*
> *Is there no hand on high to shield the brave ?*
> *Yet, though destruction sweep those lovely plains,*
> *Rise, fellow-men, our country yet remains,*
> *By that dread name we wave the sword on high,*
> *And swear for her to live, with her to die"*
> —*Thomas Campbell*

સંસારદર્પણ (નાટક) રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

"જુલ્મગારોકા હોગા હીસ્સા તમામ, ગરીબોકા લેગા ખુદા ઈન્તેકામ"

"કીસીને બદીસેં નફા કુચ્છ ન પાયા, આખીરકો હર એક હય પથનાયા– ખીસીને
દેખા કયા અન્જામને સર શીળી ગજબે ખુદામેં વોહ ખીસ તરાહ આયા– આખીર
જો રીસ ઉનને તાના ખુદાકા કીયા હમને દર્યા ખીચ ઉમ્રો ગીરાયા– આખીર
નમરૂદને હકસે કીઈથી લડાઈ, આખીર એક મચ્છરને ઉસકો ખપાયા– આખીર
શરદાગને કરા બીહીસ્તથી બનાઈ, વે જી ઉસે દેખનેકો ન પાયા– આખીર
હયગા બુરાઈકા બદના વેહ અન્જામ નેકીકા બદના બુરાઈ ન આય– આખીર

દિવસ ઉગ્યો, પ્રભાત થઈ સૂર્યના ગામા મુખ ધુપ પુ ચીના વા ગા વેનસરપર પથરાયા હતા એક પ્રહર દિવસ ચઢ્યો નગરપર મૃત્યુની છાયા પથરાઈ હોય તેવો દશ્ય દેખાતો હતો રસ્તાઓ શાન સુમસામ હતા, રસ્તાઓપર કોઈપણ માણસ પસાર થતો ચાયતે જવ ને જ દૃષ્ટિએ પડતો હતો આ સુંદર નગરપર ઉધ્વસ્તતા–નાશના પૂર્વ લક્ષણ હોય એવી નિર્જનતા દેખાતી હતી મંદિરોમા ઘંટના નાદ આવતા નહોતા, ઘરોના દરવાજાઓ અને બારીઓ બંધ હતા, રસ્તાઓ સુમસામ હતા, સ્ત્રીઓ, વૃદ્ધો અને બાળકો, ઘુજતા, ઇશ્વરને સ્મરતા ઘરોમાં ઉદાસ મુખે બેઠા હતા પુરૂષો મરવાની તૈયારી શાંતિથી કરતા જાગતા હતા –

'રીયાહી રોશની ઓર રોશની રીયાહી હય,
ઉજાડ શહેરમેં મુરદોંકી બાદશાહી હય'

મધ્યાહ્ન નિત્યા દિવસ એક પ્રહર બાકી રહ્યો ખાન સંદેખાન પોતાના અંગરક્ષકો સૈન્ય સહિત પુર દમામથી કિલ્લામાંથી બહાર નિકળ્યો તેની સામે નગર ને ડેરનાર ટુકડીઓ, એક આ ગોની પ્યાદળ પલટણ, સીદીઓ દખણી મુસલમાનોની નવ પલટણો, અને મરાઠા સ્વારોની એક ટુકડી હતી ખાનની સ્વારી પુર દમામથી નગરના ત્યજનના માર્ગો રથી પસાર થતી ચૌટાના મધ્ય ભાગમા ચોર પાસે આવી અટકી રસ્તામા એકે ઘરના દરવાજા બારી ઉઘાડી નહોતાં–સર્વ સુમસામ હતું તેની સ્વારી જોવા, તેને વધાવવા, એકે જણ આજ દેખાયો નહી–આ નગરની આવી નિર્જનાવસ્થા જોઇને મુખ મરો ડી હસ્યો

"ભય!" મરોમા મન સાથે જરા મ્હોટેથી ખાન બોલ્યો –"હ ભય! અરે હરીનાઈ! પણ બાપના પેટે ઘરમાં ભય કાંઈ પૈસાના કે ખજાનાના બટકા ભરનાર છે! કયા સુધી ભરાઈ ગેસરો?"

મુખ્ય બજાના વચ્ચેના ચોટાપર–ચોરા પાસે સ્વારી અટકી ખાન ઘોડાપર બેઠો હતો તેની આસપાસ તેના અંગરક્ષકો મુઠ્ઠી સમશેર સાથે ઉભા હતા બજારમા બે તરફ તેના સ્વારો ખ્યાલઓ સડકમાંથી ઉભા રહ્યા નજર સર્વ ત્યજય થી બંધ હતી એક પણ દાર ખુલી નહોતી કે એકપણ માણસ ત્યા નજરે પડતો નહોતો તેમ આસપાસના ઘરોના દ્વારો કે બારીઓપર

"છુરી જો દુસરોકે વાસ્તે તઇયાર કરતા હય,
વોહ ખુદ હી જખમ ખાકર યહાંસે ગુજરતા હય"

---

The oppressed of yesterday are the dictators of to day and the hope or despair of to morrow Every thing has gone into the melting pot and our social life is seething and pushing for some organised outlet of purified expression All customs and usages have changed and one may sit back and wonder what new world will appear when this awful strife shall cease' —"War-Result Z E W"

ઉષાની પ્રથમ રેખાએ રાત્રિના અન્ધકારને પોતાની ગોદમા છુપાડી આ હીનભાગી નગરપરથી નિદ્રા અને વ્યામોહ—વિસ્મૃતિનુ આચ્છાદન દૂર કર્યું, તે વખતે ખાનના લગભગ નવથી દશ હજાર સૈન્ય સામે લગભગ પાચ હજાર રોહિડખોરાના માવળાઓ સજ્જ થયલા દેખાયા રસ્તાઓ મૃતશરીરોથી ભરેલા, અહીં તહીં બન્દુકો તલવારો ભાલા વગેરે હથીઆરો પડેલા, તુટેલા ગાડાઓ, ફાટેલા વસ્ત્રો, તુટેલો ફુટેલો સામાન વિખરાયલો પડેલો રસ્તાઓપર જ્યા ત્યા દૃષ્ટિએ પડતો હતો બજારના ચોકમા લોકો એકત્ર થયલા, નમ્યુ ન આપવાના દૃઢ સકલ્પથી વીર હાકો મારતા, ઉભા રહ્યા હતા હતા આસપાસ સર્વ નાશના ચિન્હો દશ્ય થતા ચોરાનો મ્હોટો ભાગ, આસપાસના કેટલાક ઘરો, તોપોના મારાથી તુટી ભૂમિપર પડેલા, ખડિયેર થયલા દેખાતા. કેટલાંક ઘરો તો આગથી બળી નાશ પામેલા દેખાતા, અને હજુ તેઓમાથી ધુમાડા નીકળતા દૃષ્ટિએ પડતા હતા આ પોતાના કુલાણુ માટે ઉકેલા વીર મરાઠાઓની દશા ખરી રીતે ખાન ધારતો હતો તેથી ઘણુ વધારે ખરાબ હતી તેમના આગેવાનોમાથી નીનકદરાર અને બીજા ત્રણ આગેવાનો મરાયા હતા દાદોજી નરસ, બહાનની સામે નગરના મુખ્ય દરવાજાપર હલ્લો લઇ જતા સખ્ત રીતે ઘવાયો હતો, તેની સામે મુધોજી જેવે અતિ પરિશ્રમથી થાકીને લોથ થઇ ગયો હતો તેઓમાંયા લગભગ બેસો વીરો ઘવાયા હતા, અને ચાલ્લોના આસરે નાગરીકોએ પ્રાણ ખોયા હતા

ઉષા થઇ અને તેના પ્રથમ પ્રભાત સાથે જ તેમનો સેનાની બાજી જેવે-જેવોને તેવો—ઉત્સાહથી ઘુમતો, પોતાની વીર હાકો—'રોહિડખોરાના વીર જનો, જાગો! હશીઆર સજ્જો! હજુ આપણે હાર ખાની નથી!" ભયંકર ત્રાડથી ગજવી મુકતો, તેના પ્રતિધ્વનિથી સુતેલા નગરને જગાડતો ઘુમતો નજરે પડતો હતો

આ તેની વીરહાકનો પ્રતિઉત્તર કિલ્લામાથી એક સાથે છુટેલી બન્દુકોથી અપાયો, અને તેમાથી એક ગોળી,અચકતી બાજીને ખભે લાગી તેની પાસે ઉભેલો એક નાયક બોલ્યો —

"વીર બાજીરાવ, ઇશ્વર ખાતર જરા સભાળથી વર્તો—તમારા વગર અમે શુ કરીશુ?"

---

ભારતનો ટકાર (સ્વદેશભક્તનાં કાવ્યો) રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ.

"શુ કરીશુ ? નમ્યુ આપતા શુ પરિણામ આવશે તે જાણીનેજે કરવાનું તે—શુ ' વીર મર્દની પેઠે એક જણ પણ જીવતો હોય ત્યા સુધી લ્હડીને મરવુ તે-' એમ કહી ભાલો ચમકાવતો જ્યા જ્યાં એની નજર લાગતી ત્યા ત્યા મોખરે લોકોને ઉત્તેજીત કરતો ઘુમવા લાગ્યો

કિલ્લામા દેશમુખના અવાસની છેક ઉપરની અટારીપર ખાન, બાન, અને આમીન સાથે ઉભેલો-આ વેનસર જેનો નાશ કરવાના ત્હેણે શપત ખાધા હતા તે તરફ જોતો દેખાય છે નગરમા ઘણા વીરો કાનના તોપોના મારાથી જમીનપર પડતા મૃત્યુને શરણ થતા હતા અને કેટલેક સ્થળેથી ધુમાડાના ગોટેગોટા ગગનપર જતા દેખાતા હતા કિલાની દિવાલોપર ચ્હડેલની સામેના ચોગાનમા પોતાના માણસો ઉભરાતા જોયા અને કિલ્લાની દિવાલો-પર પાચ છ ઠેકાણે મ્હોટા બાકોરા પડેલા જોયા તે શિવાય દિવાલો પાસે પડેલા ઘાયલોની વેદનાના અવાજો તેને કાને અથડાયા અને ઘણા મૃત દેહો અહીં તહીં પડેલા નજરે પડ્યા. આ સર્વ જોતા, આ ભયકર દશ્ય જોતા તેનામા જરા પણ દયાનો છાંટો સુદ્ધા દેખાયો નહી નગર તરફ મુઠીઓ વાળતો હાથ નચાવતો ક્રોધથી તે બરાડી ઉઠયો —

"હવે વૈર, વૈર ! આ આખા નગરને બાળીને ભસ્મ કરવુ જોઇએ !'

\+ + + + + +

દિવસ વહેવા લાગ્યો એકસરખી નાશ, એકસરખી કતલ, અગાધ મારામારી, વારવાર થતા તોપોના ધડાકા વારવાર કિલ્લાપર થતા નિર્દય હલ્લા ઘાયલો, લાશોનો થતો વધારો એ દશ્ય સાથે દિવસ આગળ વધવા લાગ્યો

બિજાપૂરનો એક પ્રસિદ્ધ વીર સેનાપતિ, વીર ખાન, એક ન્હાનકડા કિલ્લામાં તુચ્છ તણ અસમાન ગામડીયાઓ-મુઠીભર બિનકેળવાયલા રાચાઓથી આજ ઘેરાયો છે, અને કિલ્લામાં તેમ ગામના અંદર અને બહારના પ્રદેશમા આજ શુ બને છે તે જાણી શકવા ખાન આજ અશક્ત છે માવળાઓના ધસારાઓ હવે જબરદસ્ત થવા લાગ્યા બપોર પછી માવળાઓએ કરેલા હલ્લાથી કિલ્લાની દિવાલોમાના પડેલા બાકોરાઓમાથી ત્રણ બાકોરાઓ ઘણા મ્હોટા થઇ, તે જગાની દિવાલ જમીદોસ્ત થઇ તે માર્ગ ખુલ્લો થયો અને તે સ્થળે દુર્ગરક્ષકોની મ્હોટી સખ્યા તેનુ રક્ષણ કરવા રોકવી પડી, ત્યાં જબરદસ્ત હલ્લો થયો અને બિજાપૂરી સૈન્યનો જબરદસ્ત ઘાણ ત્યા નીકળવા લાગ્યો

દુર્ગરક્ષક સૈન્યનો નાયક દોડતો ખાનપાસે આવ્યો -" હજુર, રાત સુધી પણ ટકાવ થવો હવે મુશ્કેલ છે બસોપળમાં આપણા બસો વીરો પડ્યા કિલ્લામા પડેલા બકોરાઓપર આ બડખોરોએ જબરા મારો ચાલુ રાખ્યો છે વખતસર કુમક ન આવે તો બચવુ કઠણ છે '

"મદદ?" ખાન ગરાડયો,-" મદદ ક્યાથી આવે ! આ દરવાજાઓપર પડેલા મનોના જેવા મૂર્ખાને કાઇ ખ્યાલ છે? તેઓ એદીની પેઠે કોણ જાણે શુ કરે છે?'

આ નગરને એક છેડેથી બીજે છેડે સુધી એકસરખા થતા બંદુકોના અવાજોશિવાય બીજો કોઇ અવાજ સભળાતો નહોતો કિલ્લામા ખાન આ પ્રમાણે મુઠીભર માવળાઓથી

ઘેરાયલો કેદી જેવી સ્થિતિમા હતો તે વખતે નગરના દરવાજાઓપર અને નગરના મધ્ય ભાગમા આ સર્વ વખતે શુ બનતુ હતુ તેથી તે અજ્ઞાત હતો

મારાનો જોમ ઘણો કમી થતા ફીરોઝખાને ફરી ખબર આપ્યા –" આપણા કરતા પણ આ ખૂની બંડખોરોએ ઘણુ વધારે ખમ્યુ છે તેમનો દારૂગોળો પણ ખૂટવા આવેલો લાગે છે "

" આપણી પણ એ જ દશા છે " ખાને કઠોર સ્વરે ઉત્તર વાળ્યો. " બહેરામ ખાન શુ કરે છે, તે સમજાતુ નથી તેણે અત્યાર સુધીમા કાઇ પણ કરવુ હતુ "

" આ માનવાઓ સેતાનો પેઠે લડે છે–" આમિને પૂરતી કરી

" તેમને શુ ખોવાનુ છે? " તિરસ્કારથી ખાને મત આપ્યો. " તેમના એકેએક જણ, સ્ત્રી અને બાળક સર્વનો નાશ તો થવાનો છે તે તેઓ જાણે છે અને વધુ "

" હા, પણ અત્યારે તો તેથી ઉલટુ છે " ખાને જવાબ આપતા કહ્યુ " બહેરામને સાફલ્ય હોય અને મોગલ તથા શિરસ્તાથી કુમક મગાવી હોય તો સારૂ, નહી તો આ રોગાઓ હવે આ કિલ્લો સર કરશે, અને આપણે તેમના હાથમાં એક વખત કેદ થતા તેઓ કા તો આપણી કતલ કરશે યા તો પોતાને મનમાનતી સરતો કબુલ કરાવવા ફરજ પાડશે "

" હા પણ, ' આમિને કહ્યુ –" હજુ કિલ્લો ક્યાં એમણે સર કર્યો છે ? "

બાલ્યે ખાનના શબ્દો સાંભળી જરા ભય પામતા કહ્યુ –" પણ આપણે ક્યા સુધી ટકી શકશુ ? "

" આ બંડખોર કાફરોએ આપણા કરતા વધારે ખમ્યુ હોય અને તેમનો વધારે ઘાણ નીકળ્યો હોય તો જ કાંઈ આશા છે, નહી તો થોડા કલાકથી વધારે આપણે આ કિલ્લાનું રક્ષણ કરી શકનું નહી " ફીરોઝખાને ઉત્તર આપ્યો " આપણે હજી લગભગ ચારેક હજાર માણસો છીયે, દારૂગોળાનો જથ્થો પણ પુરતો છે પથ્થરાઓથી આ બાકોરાઓ પૂરવાનુ કામ ઝપાટાથી ચાલુ કર્યું છે આ છેલ્લા હલ્લામા આ કાફરોનો ઘણો ઘાણ કાઢ્યો છે આ પ્રમાણે રાત સુધી તો ચાલશે આપણે આજ ઘણા લોક ખોયા છે, અને સવારના જો તેઓ પાછો પૂર્ણ જુસ્સાથી હલ્લો લાવે તો "

" બસ કરો, ચુપ રહો " ક્રોધથી લાલ થયેલો તલવાર ખેચતો ખાન બોલી ઉઠ્યો –" તમે નાયક આમ કાયરપણાની વાતો કરો તો પછી શિપાઈઓનુ શુ પુછવુ ? તમને જ ઝાડોપર લટકાવવા જોઇએ !"

\+ \+ \+ \+ \+ \+

સંધ્યા થવા આવી કિલ્લાના એક બાકોરામાથી ધૂળથી ખરડાયલો, ઘવાયલો, અર્ધ નગ્નાવસ્થામાં એક માણસ કિલ્લામા દાખલ થયો અને તેને પકડી શિપાઇઓ ફીરોઝખાન પાસે લઇ ગયા ફીરોઝખાન પાસે જતા તેણે નમીને સલામ કરીને કહ્યુ –"મને બહેરામખાન સાહેબે મોકલ્યો છે હુ ચોરી છુપાઇથી આવ્યો મહા મુસીબતે મરતો મરતો આવી શક્યો છું

ખાનસાહેબને સમાચાર આપવાના છે " એટલામાં તો ખાનસાહેબ પોતે ત્યાં આવી પહોંચ્યા. ફીરોઝખાન ઉઠયો, સલામ કરી આ ખાનને આ હલકારાના ખબર આપ્યા

" ત્યાંના શુ ખબર છે" ખાને આકાળાસહ પુછ્યુ

" સરકાર, ખબર કાંઇ સારા નથી દરવાજાઓપરની ટુકડીઓપર પણ જબરજસ્ત હલ્લો છે વચ્ચે વચ્ચે કિલાનોનો પણ બળવાખોરોએ કબ્જો લીધો છે, અને આથી એક દરવાજાપરની ટુકડી બીજા દરવાજાની ટુકડી સાથે સબધ રાખી શકતી નથી દરેક પોતપોતાના બચાવમા પડ્યા છે પૃથક્‌પૃથક્ દરેકપર આ ખુનીઓએ હુમલા કર્યા છે તેઓ સેનાનો છે બલાનખાને મને મોકલ્યો છે હવે દરવાજાઓનું વધુ વખત રક્ષણ થઇ શકે તેમ નથી કિલ્લામાંથી કુમક મગાવે છે, હજુર !"

" કુમક !" ખાન બરાડ્યો –' કુમક કયાથી મોકલુ ? અમે પોતે જ આધારનાયક જગ્યામાં ઘેરાયા છીયે, અને આ બળવાખોરોમાથી બહાર નીકળવુ એ અશક્ય છે દરવાજાપર આવી સખત ટુકડીઓ છે,તેઓમાંની જ કેટલી અહીં જ આવવી જોઇતી હતી, પણ તેમને ન મગાવ્યુ કુમક ? અરે કુમક તો અહીં જોઇએ છે ! "

" હજુર, બલાનખાન હજી સિંહ પેઠે દરવાજાઓનું રક્ષણ કરી રહ્યા છે બળવાખોરોના હાથમા નગરનો ફક્ત મધ્ય ભાગ જ છે, બે હજાર સૈનિકો તેમને શરણ થયા છે "

" બે હજાર !" ખાન બોલ્યો –" બાયલા કુત્તા ! "

" હજુર, કિલ્લા સામે ત્રણ હજાર બળવાખોરો છે "

" હા, હું જાણુ છુ મને તે કહેવાની જરૂર નથી " ખાન બોલ્યો –" તેમણે કિલ્લાનાં બે બાકોરા પાડ્યા છે બદખોર, કાફર કુતરાઓ ! મદદ ! મને મદદ જોઇએ છે !"

" બલાનખાને આપ સરકારને કહેવા કહ્યુ છે કે આપના હુકમ વગર તેમણે લોગ તથા સિરસાથી કુમક મગાવી છે, તેમાં કસુર થઈ હોય તો ક્ષમા કરશો "

ખાનની આખોમા સતોષ જણાયો. તેના સાથીઓને આ સમાચારથી આનદ થયો અને ચિંતા દૂર થતી લાગી

" હલકારા કેટલા મોકલ્યા ? ક્યારે મોકલ્યા ?"

" હજુર, ત્રણ જણા બેઉ ગામે મોકલ્યા છે આજે સવારે રવાના થયા છે "

" કાલે રાતના મોકલતા શુ થતુ હતું ?" "

" સરકાર, આપણી આજ્ઞાની રાહ જોતા હતા પણ છેવટે નક્કી કરી, સવારે મોકલ્યા. બલાનખાનને ઘણી ચિંતા થાય છે "

ખાન આ મદદ કેટલી વહેલી આવે તેના વિચારમા પડ્યો – 'તેઓ સવારના નીકળ્યા-લોગ તો આજ રાત પહેલાં પહોંચશે-રાતના કિવા મોડામા મોડા પ્રાત-

ખાન સૈન્ય સાથે નીકળે તો છેક કાલ સાંજે અહીં આવી પહોંચે શિરવળની કુમક જો બરા-
બર વખતસર નીકળે તો પરમ દિવસે સવારે આવવી જોઇએ અને તે દરમિયાન અહીં શુ
થાય ? " વધુ મુઝાયો-વધુ વિચારમાં પડયો, ભવા ચઢાવ્યા કાઇ યુકિત સુજતા બોલ્યો -
" જા, સત્વર બીજા વસ્ત્ર સજી ગયો તેવો જ અહીં આવ પણ સબુર-આ સાંભળ તુ
જેવો જોઇએ તેવો ચાલાક દેર છે પોતાના બાદશાહ સામે માથુ ઉંચકનાર આ તુચ્છ
બળવાખોરોના મુખી પાસે તુ જઇ શકીશ? તને તેનો ડર નહી લાગે ?"

" હજુર, આ સેવક હુકમનો બંદો છે-મને કશાનો ડર નથી "

" સામાશ, એ સૈતાન અત્યારે કયા હશે ?"

" સરકાર, જ્યા જબરજસ્ત મારો ચાલતો હશે ત્યા તે ઘુમતો હશે "

" હાં જા, તેને કહે કે રાત્રિ પડતા મારો બંધ કરવો હું મ્હારા વીર નાયકો સાથે
દરવાજો ખોલી, પુલ ઉતારી તેને નાકે આવી ઉભીશ સામે તે પોતાના નાયકો સાથે આવી
ઉભે હુ એને મળવા માગુ છુ મશાલો પેટવે, અમે પણ પેટવીશુ આ નગરના ભલા માટે
હુ સદેશો કહેવા માગુ છુ તેણે પોતાના રક્ષણ માટે જે તૈયારી પોતાની સાથે રાખવી હોય
તે ભલે રાખે, અને તેને એટલુ પણ કહેજે કે કિલ્લાની દિવાલોપર ચારસો તીરો બંદુકો
અને તીરોસાથે તૈયાર ખડા છે, દગાનુ જરા પણ લક્ષણ દેખાતા તેનાપર એકદમ મારો
થશે જા, આ ખબર સત્વર તેને પહોચાડ વસ્ત્રો બદલી, એક પળ પણ ન ગુમાવતા, જા "

" જો હુકમ, સરકાર!" કરતો તે રવાનો થયો

તેના ગયા પછી આશ્ચર્યમા ડુબેલા તેના સાથીઓ તરફ ફરતા ખાન બોલ્યો -" કાલે
રમજાન ઈદ છે આપણા શિપાઇઓ લડવા માગતા નથી ઈદ ઉજવવી જોઇએ "

\+ \+ \+ × \+

એક કલાક પછી રાત્રિ થઈ તે સાથે મારો બંધ થયો કિલ્લાના મુખ્ય દરવાજાના દ્વારો
ખુલ્યા ખાઇપર પૂલ પડયો ખાન મગરૂરીથી ઘોડાપર બેઠેલો, તેની આસપાસ બાદલ અને
અમિન અને છ સાત મસાલો સાથે મશાલચીઓ ચાલતા પૂલપર આવતા નજરે પડ્યા
પાછળ કીશોરખાન અને પચ્ચીસેક અંગરક્ષકો ચાર ચારની હારમાં આવતા દેખાયા પૂલને નાકે
ખાન થોભ્યો સામેથી મસાલોનો પ્રકાશ નજીક આવતો નજરે પડયો તેઓ લગભગ ત્રીસેકજણ
પગપાળા આગળ વધતા હતા ચાર મશાલચી મોખરે હતા, મસાલોનો પ્રકાશ આ ટોળીની
મોખરે ઉંચા ડોક કરી ચાલતા યુવાન ઉંચા વીરપર પડી રહ્યો હતો. ખાનથી પચાસેક કદમ દૂર
આવી આ ટોળી થોભી ખાનની ટોળીની નજર આ આગેવાનો કોણ કોણ હતા તે ઓળખતી
તેમનાપર પડી સૌને મોખરે ફાટી ગયેલ મેલા થયેલા ખરડાયલા લોહીથી રગાયલા વસ્ત્રોમાં હાથમા
ભાલા સાથે એક ઉંચો કદાવર યુવાન હતો, અને તેની પાછળ વૃદ્ધ દેશમુખ કાન્હોજી જેધે,
અને વૃદ્ધ દેશપાંડે નરસ પ્રભુ હતા, તેમ બીજા મુખીઓ હતા આ યુવાન મુખીને જોતાં
ખાનના મુખમાંથી ક્રોધ અને આશ્ચર્યની બૂમ નીકળી ગઇ

સુનામગિરીનો ગજબ ( સચિત્ર વાર્તા ) રૂ ૨-૦-૦. એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ-

"કોણ બાદ્જી—જેને ! એનુ અહીં શુ કામ છે?'

"તમારો જમાત !' ખાને ઉત્તર આપ્યો – 'અરે ! ત્યારે તો તે હવે તરત વિધવા થશે પણ અરે, તેની પૂંઠે તો તમારો નહેવાઈ પણ છે ને ! અને વળી પેલો જુનો નરસીસો પણ છે ને શુ ? હશે ચાલો ! બધાનુ મોત ભમે છે ' એટલુ કહી હસ્યો અને આ મગરા વીરો તરફ જોતો મગરૂરીથી બોલ્યો – ' તે બડખોર જેને તમે નરહર સ્વામિ કહો છો, તેની સાથે મ્હારે વાતચીત કરવી છે"

બાજીએ રડ કનેજ ઉત્તર વાળ્યો –' આજ પર્યંત હુ જ નરહર સ્વામિ તરિકે પ્રસિદ્ધ હતો તમારે જે કહેવુ હોય તે બેધડક કહો હું સાભળવા તૈયાર છુ"

બાદનના ક્રોધની બૂમનો પ્રતિભાર ખાનની ટોળીમાના ઘણા નાયકોએ એકીસાથે કર્યો તેઓ આશ્ચર્ય પામ્યા આ મોજીનો ઉદ્ધત બાજી તે જ નરહર સ્વામિ ! તેઓ પોકારી ઉઠ્યા — "એક જાસુસ, ખૂની, અરે બડખોર !'

ખાનને તો બડખોર બધા સરખા હતા પોતાના મિત્રનો આ જમાત છે તો તેનો વિચાર કરવો એ કલ્પના સુદ્ધા તેના મનમા ન હોતી તેને તો એક જ નજર–બાદશાહતનો સિપાહી બધાનો વિચાર ન કરતા માત્ર ક્ષણભર આ વીર સેનાપર વિજય મેળવેના આ બડખોરોને કેવી શિક્ષા કરવી તે જ તેનો વિચાર, તેની શિક્ષામા આગળનુ નામોનિશાન ન રહેવા દેવુ તેમની પૂર્ણ કતલ કરવી એ જ ! તે મ્હોટેથી બોલ્યો —

"તમે દગાખોરો તરિકે આવો છો કે વફાદાર તરિકે ? દગાખોરો તરિકે આવતા હોય તો પાછા જાઓ પણ વફાદાર તરિકે આવતા હો તો હુ સુલેહશાંતિની વાત કરવા માગુ છુ"

'ખાન સાહેબ, અમે નમકહલાલ છીયે કે નહી તે તો તમે જે ધારો તે ખરા " બાજીએ ઉત્તર આપ્યો –" તમે હમારો મોખ રોકો તો કાઇ ઇજા ન પહોચાડતા અમે પાછો મોખ લેઈ. અમારા તીરદાજોની સન્મુખ તમે ઉભા છો છતા સલામત છો અમે વફાદાર રહી આ પગલા લેવાની તમે જ અમને ફરજ પાડી છે આપ કહો તે સાભળવા તૈયાર છીયે"

"સાંભળો ત્યારે તમને ખોટી આશાઓ આપવા માગતો નથી તમે બળવાખોરો છો, અને કાયદામા આવ્યા છો, બાદશાહના ગુન્હેગાર છો કાઇપણ સરત કર્યા વગર એ તમ શરણ થાઓ તો તમારા નગરના રક્ષણ માટે કાઇ વિચાર થશે"

"ઇશ્વરનો કોપ તમને નમાવશે ખાન, યાદ રાખો, હજુ અમે અરજ કરીએ છીયે આ વાતચીતનું કહેણ તમે મોકલ્યુ છે, અમે નહી"

"હુ માગતો નથી, પણ હુકમ કરૂ છુ"

'હા, હારેલાઓ હુકમ કરે છે વાહ, ખાન, એ દિવસ ભૂલી જાઓ વાહ, હારેલાઓ હુકમ કરે છે, ત્યારે આપણને સાભળવા દ્યો–તમારૂ શુ કહેવુ છે તે ?"

"કાલે રમજાન ઇદ છે તે તને ખ્યાલ છે બાજીખોર !'

---

*લીલાવતી જીવનકળા રૂ ૧–૦–૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબઈ*

"હા, જુલમગાર! મને ખબર છે, પણ તુ શુ કહેવા માગે છે ?"

"અમારી ઇચ્છા કાલ લગાઈ બંધ રાખવી અને આવતીમા દિવસ ગુજારવો, એ છે એક તરફથી કોઈ એક બીજાપર મારો કરવો નહી, એ અમારી માગણી છે"

"એપર ધ્યાન આપશો નહી, બાજીરાવ! એ આ જુલમી ખાનનુ છટ્ક છે એના એક એક અક્ષર દગાથી ભરેલા છે" બે ત્રણ અવાજ બાજીરાવની પાછળથી આવ્યા

ખાન જવાબની રાહ જોતો શાંત રહ્યો પોતે શુ માગતો હતો અને શા કારણ માટે માગતો હતો તે પોતે સારી રીતે જાણતો હતો એક દિવસની વિશ્રાંતિ એ જ તેના ટકવાનો ખરો માર્ગ હતો કાલ સાયકાળ અને ભોરથી કુમક આવી પહોચને તેટલો વખત ગાળવા તેણે આ યુક્તિ શોધી થોડો વખત એમ જ ગયો સામેથી કાંઇ ઉત્તર મળ્યો નહી તેથી ખાન પુનઃ બોલ્યો –"હા, એમા આશ્ચર્ય જેવુ નથી તમે દગાખોરો સર્વ સ્થળે દગો જ જુવો છો મેં જે માગણી કરી છે તે વ્યાજબી છે અને ન્યાયની છે પવિત્ર અલ્લાહ આ માગણીનો અસ્વિકાર કરવા માટે તમને પૂર્ણ શિક્ષા કરશે કાલે થનાર કતલનુ મહાપાપ તમારે શિરે છે"

"પણ તમે શુ માગો છો તે હજુ અમે જાણતા નથી" બાજીએ કહ્યુ

"અમે કાલ સાયકાળ સુધી સલાહ–વિશ્રાંતિ માગીએ છીએ અમે કાલનો પવિત્ર દિવસ લોહી રેડવામા ગાળવા ઇચ્છતા નથી, પણ નિમાજ પઢવામા અને ખુદાની બંદગીમા પસાર કરવા માગીએ છીએ"

"હા, કાલ સાંજ સુધીની સંધિ" બાજીએ ઉત્તર વાળ્યો –"એ અરસમા આસપાસના ગામોમાથી સૈન્યો મગાવી શકાય તે માટેની અવધિ! નહી? અમે તમારી આ માગણી સ્વિકારતા નથી"

"સ્વિકારતા નથી?" ખાન જોરતાથી બોલ્યો –"એ દિવસથી તમારા બાદશાહ સામે હથીયાર ઉચક્યા, અને કાલે લ્હડશો તો અલ્લાનો કોપ તમારાપર વધારે તોડી પાડશો?"

"અને તમે, દગાથી ભરેલા જુલમગારો, ઈશ્વરનો કોપ તો તમારાપર જ ઉતરવાનો છે, અમારાપર નહી તમને દયા નથી, માયા નથી, મુરવત નથી તેને નેવે મુકી, નિમાજ એ ઢોંગ કેવો? જો અમે હથીયાર ન ઉંચક્યા હોત તો જુલમગાર આજ તુ અમારો ભયકર નાશ કર્યા વગર રહ્યો હોત ખરો કે?–તેમા દયા પણ દેખાડતે ખરો?—"

"તમારો ધર્મ છે તેમ અમારો પણ ધર્મ છે કાલ માટે તમે ના પાડો છો તો તમારો નાશ થશે તમે હારી પાયમાલ થશો, અને તમારા આ શાપિત નગરમા ભયકર રોગો ફાટી નીકળશે–એવો સુલતાનાનો ભયકર કોપ તુટી પડશે અમારા પવિત્ર દિને અમો લ્હડવા માગતા નથી અમે કોઇ પણ પ્રકારનો દગો રમવા માગતા નથી તે માટે અમે અમારુ વચન આપવા તૈયાર છીએ"

મરાઠાઓના મનપર ખાનના આ શબ્દોથી કાંઇ અસર થતી લાગી તેઓમાના વૃદ્ધોને લાગ્યુ–ખાનની માગણીમા સત્યતા ભારી નરસ પ્રભુ બોલ્યો –"એક દિવસમા કાંઇ વહી

પાચ પ્રેમકથા રૂ ૦–૬–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

# રાસ.

લેખક — ના કેશવ હ. શેઠ

( ૧ )

રસિયાજી રાસ રમાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
ત્રિભુવનમાં વેણુ વગાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
ભગ બ્રહ્માન્ડે ગીત ગજવે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
કાઇ અમરલીલા રૂડી ભજવે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી

( ૨ )

રસિયાજી રાસ રમાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
બંસીશુ લગન લગાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
ગીતનાદે અનુપ જગાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી
પટ જીવનનો ઉઘાડે રાજ, રસપૂર્ણિમા રઢિયાળી

( ૩ )

રસિયાજી, રાસ રમાડો રાજ! રસપૂર્ણિમા રઢિયાળી
ભવ ભટકા રાજ ભગાડો રાજ! રસપૂર્ણિમા રઢિયાળી
મધુવનના રાસ રમાડો રાજ! રસપૂર્ણિમા રઢિયાળી
તમ દર્શન દિવ્ય પમાડો રાજ—રસપૂર્ણિમા રઢિયાળી

---

છુ. સરસ્વતી અને મિત્રમંડળી ૨ ૨-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ



## મુખ્ય લેખો.

સત્તાગ્રહ સામે સત્યાગ્રહ.
રવીંદ્રનની કેળવણી.
રત્નાવલી (નાટક)
પ્રૉ. ઢોલકિઆ.
પરાજય—ટુકી વાર્તા
ઉદ્ધાર—ટુકી વાર્તા
ઉષા—'સ્વરાજ્ય—પ્રતિજ્ઞા'.
(ચાલુ ઐતિહાસિક વાર્તા)
ઉપરાંત ગ્રન્થાવલોકન કવિતાઓ વિગેરે

### લેખકો.

પુરૂષોત્તમ વિશ્રામ માવજી
અનંતરાય ઠાકોર
ચંદ્રશંકર પંડ્યા
અમૃતલાલ શાસ્ત્રી
રતિપતિરામ પંડ્યા
વામવર્મા
નાથુભાઇ પટેલ
જમાલ હીરજી
નૃસિંહ ઠાકુર
સીતારામ શર્મા

આ માસિક સબંધી સર્વ વ્યવહાર નીચેને સ્થળે કરવો
રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી
મોરારજી ગોકુળદાસ ચાલ નં. ૨/૩૬
સેન્ડહર્સ્ટ રોડ ગીરગામ મુંબાઈ
લવાજમ રૂ ૬ હિન્દબહાર શી. ૧૪ રૂ ૭॥ છુટક નકલ ॥

વાંચવા યોગ્ય નવા પુસ્તકો ૧ ગુલામગિરીનો ગજબ ૨ મારી વીસ વાર્તાઓ

# તીજોરીવાળાઓની

# નવી રીતની હરીફાઇ.

લડાઈ પહેલા ઓસ્ટ્રીયાથી કાગળ જેવા પાતળા પતરાની તીજોરીઓ અત્રે આવતી હતી અને પ્રજાને માલની કદર નહી હોવાથી ઠીક સંખ્યામા વેચાતી પણ હતી હાલમા તે તીજોરીઓ નહી આવતી હોવાથી તેની જગ્યા તેવી જ બનાવટની અમેરીકન અને બીજી તીજોરીઓએ લીધી છે. એ તીજોરીઓ વેચનારા એવુ કહે છે કે ગોદરેજની તીજોરીઓ ગમે એવી સારી હોય પણ અમેરીકા અને બીજા દેશોમાં બનતી તીજોરીઓને હરી પુગી શકે નહી એઓ બીજુ એમ પણ કહે છે કે અમારી તીજોરીની બનાવટ અમારો કોન્સલ કરે છે કોન્સલનુ મુખ્ય કામ પોતાના દેશના માલનો ખપ વધારવાનુ હોય છે એટલે તે ભલામણ કરે તેથી કાંઈ એવુ ઠરે નહી કે માલ ભરોસાલાયક જ હોય

કોન્સલની ભલામણવાળી એવી એક ન્હાની તીજોરી મોટી કીંમત આપીને ગોદરેજે ખરીદી છે અને ફકત પાંચ મીનીટમા તોડી છે અને જેઓને ખાતરી કરવી હોય તેઓને બતાવવા કારખાને રાખી છે

આગગાડી અને આગબોટનુ નુર, જગાત, ગોડાઉન ભાડા અને એજંટ તેમ જ છુટક વેચનારનો નફો એવા એવા અનેક ખરચ આયાત થતી તીજોરીઓ ઉપર પડે એટલે પરદેશી તીજોરીઓ હલકી બનાવટની હોય તો જ અહીંની સારી તીજોરીઓ સાથે હરીફાઇ કરી શકે એ સમજવુ મુશકેલ નથી

ગોદરેજે પાંચ મીનીટમા જે તીજોરી તોડી તેની બનાવટ કેવી છે તે જાણવા ગોદરેજને ખરી કરવી પડી એ ઉપરથી વાચનારે ધ્યાનમા લેવુ જોઇએ કે તીજોરી નબળી છે યા મજબુત તેની ફકત જોવાથી કોઇને પણ સમજ પડી શકે નહીં તૈયાર થઇ રહેવા પછી પાંચ મીનીટમા તોડી શકાય તે તીજોરી તેમ જ તોડતા પાસ કલાક લાગે તેવી એકસરખી જ દેખાય

## ગોદરેજનું કારખાનું—

ગેસ કંપની પાસે, પરેલ, મુંબાઈ

